# ગુજરાતી સાહિત્યનાં ઐતિહાસિક પ્રકાશનો

| | | |
|---|---|---|
| વીરની વાતો ૧ થી ૫ | તારાચંદ્ર પો. અડાલજા | ૧૦૫–૦૦ |
| વીરાંગનાની વાતો ૧–૨ | ,, | ૨૪–૨૫ |
| ખાંડાના ખેલ | ,, | ૧૧–૫૦ |
| નરબંકા | ,, | ૧૦–૦૦ |
| વીર જગદેવ | ,, | ૬–૦૦ |
| કાઠિયાવાડની દંતકથાઓ | ,, | ૧૧–૫૦ |
| દંભી દુનિયા | ,, | ૨૦–૦૦ |
| પ્રેમપ્રભાવ | ,, | ૯–૫૦ |
| સૌરાષ્ટ્રની પ્રેમકથાઓ | ,, | ૧૫–૦૦ |
| યુગપુરુષ પતંજલિ | જેઠાલાલ ત્રિવેદી | ૨૨–૦૦ |
| ગ્રીક રાજકન્યા | ,, | ૧૪–૨૫ |
| ભગવાન પતંજલિ | ,, | ૧૪–૦૦ |
| પુષ્યમિત્ર કલ્કી | ,, | ૧૪–૦૦ |
| અવંતીપતિ વિક્રમ | ,, | ૧૫–૫૦ |
| મહારાજ ચક્રપાલિત | નૌતમકાન્ત સાહિત્યવિલાસી | ૧૩–૦૦ |
| સેનાપતિ ભટ્ટાર્ક ૧–૨ | ,, | ૨૪–૫૦ |
| સમ્રાટ શાલિવાહન | ,, | ૧૫–૫૦ |
| રા' ગજરાજ | ધનશંકર ત્રિપાઠી | ૧૦–૦૦ |
| જય ચિતોડ | હરિલાલ ઉપાધ્યાય | ૧૫–૦૦ |
| ચિતોડની રણગર્જના | ,, | ૧૫–૦૦ |
| મેવાડનો કેસરી | ,, | ૧૬–૦૦ |
| મેવાડના મહારથી | ,, | ૧૬–૫૦ |
| શૌર્યપ્રતાપી મહારાણા પ્રતાપ | ,, | ૧૨–૦૦ |
| દેશગૌરવ ભામાશાહ | ,, | ૧૪–૨૫ |
| મેવાડની તેજછાયા | ,, | ૨૦–૦૦ |

# જીવનમાં સ્વર્ગ અને નરક

ઉત્તરાર્ધ

લેખક

મુનિ નેમિચંદ્ર

શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર ગાંધીમાર્ગ, અમદાવાદ-૧

પ્રકાશક
ધનરાજ ઘાસીરામ કોઠારી
વ્યવસ્થાપક
શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર
ગાંધીમાર્ગ, અમદાવાદ

પ્રથમ આવૃત્તિ : ૧૯૭૭

કિંમત : રૂ. ૨૦-૦૦

મુદ્રક : રાજુભાઈ સી. શાહ
કેનિમેક પ્રિન્ટર્સ,
મામુનાયકની પોળ,
અમદાવાદ-૧.

# અનુક્રમણિકા

## ઉત્તરાર્ધ

# ૧

## મહેમાનોને કારણે ઘરમાં નરકનું આગમન

સુધીરના ઘરે આજે અચાનક જ એક અતિથિ આવી ગયો. તે પહેરવેશ અને બોલચાલથી તો બહુ શ્રીમંત લાગતો હતો પરંતુ તે મનથી શ્રીમંત ન હતો. સ્વાર્થના દુશ્મને તેના દિલમાં હક્ક જમાવીને રાખ્યો હતો. સુધીરકુમારે તેને એક ઓરડો રહેવા માટે આપ્યો. બાથરૂમમાં તેમને નહાવા માટે પાણીની વ્યવસ્થા કરી દીધી. પરંતુ જ્યારે મહેમાને સાબુ જોયો નહીં ત્યારે તરત જ કહ્યું, 'નહાવાને માટે સારો સાબુ જોઈએ. તે આપો.'

સુધીરકુમાર : અમારે ત્યાં કોઈ સાબુ નથી લગાવતું. સાબુથી કંઈ લાભ પણ નથી થતો. એ સાબુ

લગાડવાવાળાને ભ્રમ છે કે એનાથી નવીનતા પ્રગટ જાય છે. હા, સાબુથી અલબત્ત ચામડીનો રોગ જરૂર થાય છે. બાથરૂમમાં જ શરીર ઉપર રગડવા માટે પથ્થર રાખ્યો છે. એનાથી શરીર સાફ કરી શકાય છે.

મહેમાન : શું હું ઘોડો છું. જો ગધેડાની જેમ આ શરીરને રગડી નાખું. કંજૂસની પણ હદ હોય છે.

સુધીરકુમાર : મને મારી હેસિયતની ખબર છે. હું કંજૂસ છું અથવા ઉદાર, એનું પ્રમાણપત્ર મારે તમારી પાસેથી લેવું નથી. આવક પ્રમાણે જ હું ખર્ચ કરું છું. મારે ત્યાં ત્રીસે ય દિવસ મહેમાન આવતા રહે છે આવો ખર્ચ કર્યા કરીશ તો મારું દેવાળું નીકળી જશે. તમે મહેમાન બની આવ્યા છો કે કોઈનું અપમાન કરવા માટે આવ્યા છો ? મહેમાનને તો કોઈના ઘરમાં ગમે તે મળે તેનાથી જ સંતોષ માનવો જોઈએ.

મહેમાન : 'તમારું મેં શું અપમાન કર્યું ? અપમાન તો તમે મારું કરી નાંખ્યું છે. મને ઉપદેશના બહાને ટોણો માર્યો છે.

સુધીરકુમાર : મેં તમારું કોઈ અપમાન નથી કર્યું. જે લોકો જે સન્માનને લાયક હોય એનું યથાશક્તિ એ રીતે જ સન્માન કરવું જોઈએ. એનાથી વધુ સન્માન કરવામાં આવે તો પોતાના ઘરખર્ચનું સમતોલન રહે નહિ, અને જો ઓછું સન્માન કરવામાં આવે તો એનું અપમાન થાય.

મહેમાન : તો શું હું એટલા સન્માનને લાયક પણ નથી? મને શું સમજો છો તમે? મેં સેંકડો લોકોના આદરસત્કાર અને સન્માન કર્યાં છે.

સુધીરકુમાર : સેંકડોનું સન્માન કર્યું અને પોતાની પૂંજી બરબાદ કરી ત્યારે તો આપના ઘરમાં કંઈ બચ્યું નથી અને એની પૂર્તિ આપ મહેમાન બનાવીને કરો છો.

મહેમાન : શું હું નીચ અથવા ભિખારી છું કે જેથી તમારા દ્વારે ભીખ માગવા આવ્યો છું. બસ, ખસો, તમારે ત્યાં ભોજન કરવું એ પણ મારે માટે હરામ છે. આટલી નીચતા ઉપર તમે ઊતરી ગયા, હવે હું તમારે બારણે જિંદગીભર પગ નહિ મૂકું.

સુધીરકુમાર : મોટી કૃપા થશે જો આપ અહીંથી ચાલ્યા જશો તો—

મહેમાન : હં! નીચ ક્યાંના! જંગલી, કંઈ બોલતાં શરમ પણ નથી આવતી.

આમ બબડતા બબડતા મહેમાન ચાલ્યા ગયા.

ઘરમાં આવા મહેમાન આવવાથી નરકનું આગમન થાય છે.

## ૨

### અતિથિ બનીને સ્વર્ગમાંથી ઊતરી આવેલા દેવ

ધીરેન્દ્ર કાશીરામને ત્યાં મહેમાન બનીને આવ્યા હતા. પરંતુ એનામાં મહેમાન જેવી કોઈ ગંધ આવતી નહોતી. એણે આવતાંની સાથે જ કૂવામાંથી પાણી ખેંચી કાઢ્યું. ડોલ ભરી લીધી અને કાશીરામે સ્નાન કરવા માટે રાખી મૂકેલી સામગ્રીનો ઉપયોગ ન કરતાં એકદમ સ્નાન કરી લીધું. કાશીરામને એણે કહ્યું—

'અરે મેં ત્યાં આગળ સાબુ, ટુવાલ, તેલ, બ્રશ અને મંજન બધું જ રાખી મૂક્યું છે. આપે એનો બિલકુલ ઉપયોગ કર્યો નથી. કેમ એમ કર્યું ?'

ધીરેન્દ્ર : સાબુ હું બહુ ઓછો વાપરું છું. તેલ લગાડવું એ પણ મારી દૃષ્ટિએ નકામું છે. થોડાક વાળ-

વાળી ખોપરી ઉપર તેલની પણ ક્યાં જરૂર છે? ટુવાલ તો હું મારી સાથે રાખું છું. બ્રશ અને મંજનની મારે જરૂર પડતી નથી. આંગળીથી મંજન ઘસી લઉં છું.

કાશીરામ : ગઈ વખતે આપ જ્યારે આવ્યા હતા ત્યારે અમે આપને મીઠાઈ ખાવાનો આગ્રહ કર્યો હતો, પરંતુ આપે તો ચોખ્ખો ઇન્કાર કરી નાખ્યો.

વીરેન્દ્ર : અરે સાહેબ! મીઠાઈઓ તો ભગવાનને ધરાવવા માટે હોય છે. આપ મીઠાઈ તો બિલકુલ લાવશો જ નહિ. હું તો આપને ત્યાં સાદું ભોજન જ કરીશ.

કાશીરામ : આપ તો અતિથિદેવ છો. આપ અમારે ત્યાં ભાગ્યે જ આવો છો. કંઈક તો અતિથિસેવાનો લાભ લેવા દો. મહેમાનને કારણે અમને પણ ક્યારેક ક્યારેક આવી ચીજો ખાવા મળે છે.

ધીરેન્દ્ર : હું અતિથિ ક્યાં છું? હું તો આપના કુટુંબનો જ એક સભ્ય છું. જ્યારે ઇચ્છા થાય છે ત્યારે આપને મળવા માટે આવી જાઉં છું. પરમ અતિથિ તો સંસારવિમુખ સંત હોય છે. જેના આવવા–જવાની કોઈ નિયત તિથિ હોતી નથી, જે સંસારથી નિઃસ્પૃહ હોય છે. હું જેને ત્યાં જાઉં છું તેની ઉપર કોઈપણ જાતનો બોજો નાખવા માગતો નથી. નહિતર અતિથિ-સત્કાર કરવાવાળાને મહેમાન ભારરૂપ લાગે. મને આપણા

ઘરમાં ખૂબ આદરસત્કારથી રાખ્યો અને આપને ત્યાં જમાડયો એ કાંઈ ઓછું છે ?

કાશીરામ : ઘર તો આપનું જ છે. એ તો મેં આપણા સૌના ઉપયોગને માટે બનાવ્યું છે. એમાં આપને રહેવા દીધા એમાં કયું વિશેષ કાર્ય કર્યું ? અને અમારી સાધનસામગ્રી તો આપે ગ્રહણ પણ કરી નથી. આપે આપના જીવનમાં એટલી બધી ઊંચી પ્રતિજ્ઞા ગ્રહણ કરી રાખી છે કોઈના મનમાં કોઈ અજ્ઞાત ખૂણામાં પણ અતિથિઓ પ્રત્યે અવજ્ઞા અથવા અનાદરનો ભાવ ઉત્પન્ન થઈ શકતો નથી.

વીરેન્દ્ર : આપની ઉપર ભારરૂપ અથવા તો અનચ્છિક મહેમાન બનવા હું માગતો નથી. જે મહેમાન યજમાન ઉપર ભારરૂપ થવા માગે છે અને તેની ઉપર નકામો ખર્ચ નાખવા માગે છે એ ભવિષ્યમાં પણ એવા જ અપ્રિય બની જાય છે. આવા મહેમાનોને તો ગરીબ કે મધ્યમ-વર્ગના યજમાન ભવિષ્યમાં પોતાને ઘેર રાખવા માગતા નથી. આવા મહેમાન બીજા ભલા મહેમાનોનો રસ્તો પણ બંધ કરી દે છે. એટલા માટે માટે મારું વર્તન બધે જ એવું રાખું છું.

કાશીરામ : આપે તો મને એક સામાજિક સિદ્ધાંતનું નવું દર્શન કરાવ્યું. મને સમજણ પડતી નથી કે ઘરવાળો હું છું કે આપ ? આપ તો અમારી સાથે એકદમ ભળી ગયા છો. હવે અમને અતિથિસત્કારનું પુણ્ય કયારે મળશે ?

ધીરેન્દ્ર : જ્યારે આપ મારી કુટીર ઉપર આવશો ત્યારે.

કાશીરામ અને એની પત્ની એકબીજાને કહેવા લાગ્યાં : 'અતિથિ ક્યાં છે? એમ જ માનોને કે એ તો સ્વર્ગથી ઊતરી આવેલા એક દેવ છે.' બન્નેના મનમાં અતિથિ ધીરેન્દ્રના મંગલમય અને સ્વાવલંબી આચરણની એવી અમીટ રેખા અંકિત થઈ કે જ્યારે પણ પોતાના અતિથિની સ્મૃતિ મગજમાં ઊભરાતી ત્યારે એને એક અલૌકિક આનંદની અનુભૂતિ થતી અને લાગતું કે એવા અતિથિ ખરેખર સ્વર્ગથી ઊતરી આવેલા દેવ છે.

# ૩

બે પડોશીઓમાં
નરકનું દૃશ્ય.

માયારામ અને કાલુરામ બન્ને પાડોશી હતાં. બન્નેના મકાનની ઉત્તર દિશાની દીવાલ એક હતી એ દીવાલમાં એક બારી હતી. કાલુરામને આ બારી ખટકતી હતી. એણે માયારામને કહ્યું.

‘આપણા બન્નેની દીવાલ એક છે, પરંતુ એમાં જે બારી છે એ બંધ કરી દો કે જેથી આપણા ઘરમાં ચોરને આવવાનો ભય રહે નહિ.’

માયારામ: આ દીવાલ જો રહેશે તો બારી પણ રહેશે. આટલા વરસોમાં કોઈ ચોર આવ્યા નહિ. આ તો તમારા મનનો વહેમ છે અથવા તો તમને કોઈએ બહેકાવ્યા છે.

કાલુરામ: આપણે આ બારી રહેવા જ નહિ દઈએ.

બીજે દિવસે રાતે કાલુરામ બારીની આગળ દીવાલ ઊભી કરવા લાગ્યા. માયારામ ખટખટનો અવાજ સાંભળીને જાગી ગયો. એણે જોયું કે બારીની આગળ દીવાલ ચણાઈ રહી છે. એણે બધા ઘરવાળાને જગાડયા. થોડીવારમાં જ બધા લોકો લાકડીઓ લઈ લઈને આવી ગયા અને જોર જોરથી દીવાલ સાથે પછાડવા લાગ્યા, ઝઘડો વધતો જતો જોઈને કાલુરામે પોતાના છોકરાને પોલીસથાણામાં ફરિયાદ લખાવીને પોલીસને બોલાવી લાવવાની સૂચના આપી. ખૂબ જ ઝડપથી પોલીસ બનાવવાળા સ્થળે આવી પહોંચી. પોલીસ બન્ને પક્ષના લોકોને ગિરફતાર કરીને લઈ ગઈ. બન્ને વચ્ચે મુકદ્દમો ચાલ્યો. અને તેમાં બન્ને પક્ષે હજારો રૂપિયાનો ધુમાડો કર્યો. એક વરસ પછી ફેંસલો આવ્યો કે બારી જેમ છે તેમ જ રહેશે. એમાં માયારામની જીત થઈ. બારીની આગળ ઊભી કરવામાં આવેલી દીવાલ કાલુરામને તોડાવવી પડી.

પરંતુ કાલુરામના મનમાં પાડોશી પ્રત્યે દ્વેષની ગાંઠ બંધાઈ ગઈ. એણે પોતાના ઘરમાં એક મોટો રેડિયો મૂકી રાખ્યો હતો. રાતના મોટે મોટેથી રેડિયો વાગવાથી પડોશી માયારામના કુટુંબીજનોની ઊંઘ હરામ થઈ ગઈ હતી. એણે પોતાના પડોશી કાલુરામ ઉપર મુકદ્દમો દાખલ કરી દીધો. મુકદ્દમો ખૂબ લાંબો ચાલ્યો.

આને કારણે બન્ને પડોશીઓ તરફથી સરકારી નળ ઉપરથી પાણી ભરવા બાબત, ક્યારેક કચરો નાખવા બાબ-

તમાં, તો ક્યારેક એકબીજા સાથે બોલવું, એકબીજાને ત્યાં આવવું જવું, લેવું દેવું વગેરે એકદમ બંધ થઈ ગયું. અંતે મુકદ્દમામાં જીત મયારામની થઈ. બન્ને પરિવાર એકજાતના જાની દુશ્મન બની ગયા. દુશ્મનાવટમાં મનુષ્ય માનવતા છોડીને શયતાન બની જાય છે.

એક વખત મયારામનો ચાર વરસનો દીકરો રમતો રમતો કાલુરામના ઘરમાં ઘૂસી ગયો. કાલુરામે એને જોઈને ઘરનો દરવાજો એકદમ બંધ કરી દીધો અને એ બાળકના ગળા ઉપર ધોલધપાટ માર્યા. આથી તે મરી ગયો.

તરત જ એણે એક ટોપલીમાં એને છૂપાવીને ગામની બહાર એક અવાવરુ કૂવામાં નાખી દીધો. બીજી જગ્યાએ તપાસ કરી તો પણ એનો ક્યાંય પત્તો લાગ્યો નહિ.

આથી માયારામને પોતાના દુશ્મન ઉપર શંકા ગઈ. એણે કંઈપણ પૂછપરછ કર્યા વગર પોતાનું બાળક ગુમ થયાની ફરિયાદ પોલીસમાં કરી. માયારામે કાલુરામ ઉપર પોતાનો શક જાહેર કર્યો.

પોલીસ કાલુરામને ઘેર પૂછપરછ કરવા માટે પહોંચી ગઈ. કાલુરામનો ચહેરો ઊતરી ગયો. પોલીસે એની વાતો ઉપરથી એવું અનુમાન કર્યું કે કંઈક દાળમાં કાળું છે. શોધ કરતાં કરતાં લોહીના ડાઘ પણ મળી આવ્યા. કાલુરામ પોલીસ ઉપરનો પાકો શક બેસી ગયો. પોલીસ એ જ વખતે કાલુરામને ગિરફ્તાર

કરીને લઈ ગઈ. ત્યાં આગળ એને ખૂબ માર માર્યો. આથી એણે ગુનો સ્વીકાર કરી લીધો. પરિણામે એને જિંદગીભરનો કારાવાસ મળ્યો.

આ બાજુ એની પાછળ એના ઘરની પરિસ્થિતિ ખરાબ થઈ ગઈ. માયારામ પણ પુત્રના વિયોગમાં દુઃખી થઈ ગયો આથી બન્ને ઘર ભૂત-પલિતનો ડેરો બની ગયું, અને બન્નેના ઘરમાં નરકનો અડ્ડો જામી ગયો.

## ૪ | બે પડોશીઓ વચ્ચે સ્વર્ગની ગંગા

મેઘરાજ અને પ્રેમચંદ બન્નેનાં ઘર પાસે પાસે હતાં. તેઓ બન્ને એકબીજાના સુખદુઃખના સાથીદાર હતા. બન્ને સુખદુઃખના પ્રસંગોમાં બન્ને એકબીજાને પડખે ઊભા રહેતા. માંદગી વખતે પણ કહ્યા વગર એકબીજાને ઘેર તેઓ પહોંચી જતા.

આમ તો બન્નેની નાતજાત પણ જુદી હતી અને માબાપ પણ જુદાં હતાં પરંતુ રહેતા હતા બન્ને સગા ભાઈની જેમ. બન્નેનાં બાળકો એકબીજાની સાથે રમતાં હતાં, નાચતાં હતાં, કૂદતાં હતાં. બન્નેની પત્નીઓ પણ સગી બહેનોની જેમ રહેતી હતી. કુદરતી રીતે જ બન્નેની આર્થિક સ્થિતિ પણ એક સરખી હતી. પરંતુ આ સમાનતા બહુ લાંબા સમય સુધી ચાલી નહિ. એક વખત કુદરતની એક કરામત એવી આવી કે મેઘરાજની

કમાણી એકદમ ઘટતી ગઈ. બીજી બાજુ એની દીકરીનાં લગ્ન દિવસે દિવસે નજીક આવતાં જતાં હતાં. પૈસાનો એટલો પ્રબંધ થઈ શક્યો નહિ. આથી મેઘરાજને ચિંતા થયા કરતી હતી.

એને રાતના ઊંઘ પણ આવતી નહોતી. એને નિરંતર લોકલાજની ચિંતા રહેતી હતી કે જેને દીકરી હોય તેની ઊંઘ હરામ થઈ જાય. આ બાજુ દીકરાવાળા લગ્નની ઉતાવળ કરતા હતા. પ્રેમચંદને આ વાતની જ્યારે ખબર પડી ત્યારે એણે કહેવડાવ્યું : 'ભાઈ! તમે કોઈ જાતની ચિંતા કરશો નહિ. જેવી તમારી દીકરી છે એવી મારી દીકરી છે. હું તમને પૈસાની બાબતમાં વાંધો આવવા નહિ દઉં. જેવી તમારી ઇચ્છા હોય એવાં ધામધૂમથી લગ્ન કરો. પૈસાની બાબતમાં જરા પણ ચિંતા કરવાની જરૂર નથી.'

મેઘરાજ : ભાઈ! વાત તો સાચી છે તમારી, પરંતુ દેવું કરવાથી એ પાછું ભરપાઈ તો કરવું પડેને. દેવું કરવું એ બહુ જ ખરાબ વસ્તુ છે.

પ્રેમચંદ : મેઘરાજ! તમે કેવી વાત કરી રહ્યા છો? હું તમારું દેવું થોડું ભરી રહ્યો છું. હું તો મારી પોતાની જ દીકરીનાં લગ્ન છે એમ માનને ઈરાદાપૂર્વક તમને ધન અને સાધનની મદદ આપી રહ્યો છું. પાછું વાળવાના ઈરાદાથી આ આપી રહ્યો નથી. તમારી ચિંતા મારાથી જોઈ જતી નથી. એટલા માટે તો આપનું દુઃખ દૂર કરવાનો હું પ્રયત્ન કરી રહ્યો છું.

મેઘરાજ : ભૈયા ! તમારી સ્થિતિ પણ એટલી બધી સારી ક્યાં છે કે આવી રીતે બીજાનું દુઃખ દૂર કરવામાં ધન લૂંટાવતા રહો.

પ્રેમચંદ : મેઘરાજ ! હું તમને જુદા થોડા માની રહ્યો છું ? તમે અને હું એક જ છીએ ને ! આપણા બન્નેનું સુખદુઃખ સરખું જ ગણાયને હું ધન લૂંટાવી રહ્યો નથી. મારા પોતાના કામમાં જ લગાવી રહ્યો છું.

મેઘરાજની આંખોમાં હર્ષનાં આંસુ છલકાઈ ઊઠયાં. એ ભર્યા ભર્યા સ્વરે બોલી ઊઠયો :

'ભૈયા ! આજ તો તમે મને સગા ભાઈ કરતાં પણ વધારે સંતુષ્ટ બનાવી દીધો છે.'

પ્રેમચંદે મેઘરાજની દીકરીના લગ્નમાં પૈસા અને સાધનનો પૂર્ણ સહકાર આપ્યો. વેવાઈને એ જાણવા પણ ન દીધું કે મેઘરાજની સ્થિતિ ખરાબ છે. કન્યાએ પિતા તુલ્ય પ્રેમચંદનું સન્માન કર્યું અને સાચા હૃદયથી આભાર માન્યો. અને એ વિદાય થઈ.

એના પછી બરાબર પાંચ વરસે પ્રેમચંદની આર્થિક સ્થિતિ ડામાડોળ થઈ ગઈ. વ્યાપારમાં અચાનક ખોટ જવાથી કામ ધબ્બ થઈ ગયું. આવક ઓછી અને ખર્ચ વધવા માંડયું. મેઘરાજને પોતાની નાની દીકરી મારફત જાણવા મળ્યું કે પ્રેમચંદને ત્યાં સવારનો નાસ્તો પણ બંધ થઈ ગયો છે. આથી મેઘરાજે એની આર્થિક સ્થિતિનું અનુમાન કરી લીધું. એ સાંજે જ એ પ્રેમચંદને લઈ ને ફરવા નીકળી પડયો.

બન્ને પંચશીલ પાર્કમાં એક બેંચ ઉપર બેઠા. મેઘરાજે વાત કાઢી: 'કેમ ભાઈ પ્રેમચંદ! આજકાલ તું આમ ઉદાસ કેમ રહે છે? મને લાગે છે કે તારો વેપાર-ધંધો બરાબર ચાલતો નથી. સાચું કહેજે, આજ સુધી તેં મારાથી એક રાઈ—રતીભાર પણ છૂપાવ્યું નથી એમ આજે જરાય છૂપાવીશ નહિ.'

પ્રેમચંદ: ભૈયાજી! શું ડોક્ટરની સામે રોગી રોગની હાલત છૂપાવી શકે ખરો! આવી રીતે હું તમારી સામે કોઈ વાત છૂપાવીશ નહિ. આજથી ત્રીસેક દિવસ પહેલાં અચાનક વેપારમાં મંદી આવી ગઈ. મારી પાસે માલ તેજીમાં લીધેલો પડ્યો હતો, બજારમાં લગભગ દસ હજાર રૂપિયા ચૂકવવાના બાકી છે, એટલે એ ચિંતા મને સતાવી રહી છે કે આ રકમ કેવી રીતે ચૂકવવી?

મેઘરાજ: બસ, આટલી જ વાત છે? મારી પાસે જે કંઈ મિલકત છે, તે તમારી છે. તમે સંકોચ વગર જ તેનો ઉપયોગ કરો. હું તમારા આવા દિવસોમાં કામમાં નહીં આવું તો પછી ક્યારે કામ આવીશ? તમે જ તો મારી છોકરીના લગ્નની નાવ પાર પાડી હતી? કોઈ ચિંતા કરો નહીં. લો આ દસ હજાર રૂપિયાનો ચેક! એનાથી કરજ પતાવો. બાકીનો હિસાબ હું ઘરે જઈને કરું છું.'

પ્રેમચન્દ : ભાઈસાહેબ! તમે તો ગજબ કરી નાંખ્યો. તમારા પડોશીની આટલી બધી ચિંતા કરી તમે બધી મિલકત મારા કામમાં લગાવી દેશો તો પોતાનો વેપાર કેવી રીતે ચલાવશો. આટલો બધો સહકાર આપીને મારા ઉપર ભાર ન નાંખો.

મેઘરાજ : વાહ ભૈયા! આ વખતે મારી સ્થિતિ સારી છે. ચાર પૈસા કમાયા છીએ. તમને સહાયતા કરવા છતાં પણ મારો વેપાર આરામથી ચાલી શકશે. અને ભાર વળી કઈ વાતનો છે? એક હાથ બીજા હાથની સેવા કરે જ છે. એનો ભાર શાનો?

મેઘરાજ દ્વારા હૃદયથી દીધેલી સહાયતાથી પ્રેમચંદે સારુંયે દેવું ચૂકવી દીધું. પેલી બાજુ કાપડનું બજાર પણ તેજ થઈ ગયું. ભાવ જેટલા નીચે હતા, તેનાથી દોઢા થઈ ગયા.

પ્રેમચંદની આર્થિક પરિસ્થિતિ સારી થઈ ગઈ. તેણે એક થેલીમાં દસહજાર રૂપિયા રોકડા વ્યાજ સાથે ભરી તે થેલી મેઘરાજને આપતાં કહ્યું, 'ભૈયા મેઘરાજ! લો. આને સંભાળો.'

મેઘરાજ : આમાં શું છે. ભાઈસાહેબ?

પ્રેમચન્દ : આમાં તમારી દીધેલી અમાનત છે. વ્યાજ સાથે દસ હજાર રૂપિયાની નોટો છે.

મેઘરાજ : આને તમે તમારી પાસે જ રાખો. હું તો તમને દઈ દીધાં હવે પાછા કેવી રીતે લઈ શકું.

પ્રેમચન્દ : 'હૈયા ! તમે તો આવી આફતના સમય પર મને સહાયતા આપી હતી અને હું તમારી રકમને પાછી ન આપું એ ઠીક નથી.

મેઘરાજ : તમે તો મારી છોકરીના વિવાહના ખરા અવસરે સહાયતા આપી છે. અને તમે તેને પાછા દેવાને તૈયાર થઈ ગયા !

આવી રીતે મેઘરાજ અને પ્રેમચંદ બંને પાડોશી-ઓમાં એકબીજાની રકમ પાછી દેવાની હોડ લાગી રહી હતી. બંનેનો મધુર આગ્રહ પરસ્પરની આનાકાની પછી શાંત થઈ ગયો. બંને પાડોશી સ્વર્ગની મધુર લહેરોમાં વહેવા લાગ્યા.

ઇલાજ કરાવી શકે, એટલે સરકારી હૉસ્પિટલમાં ટી. બી. વોર્ડમાં વિમળાને ભરતી કરાવી દીધી હતી. ચંપાની છોકરી પણ એ જ હૉસ્પિટલમાં તે જ વોર્ડમાં નર્સ હતી.

દર્દીઓને દવા દેવાનું અને સંભાળવાનું કામ તેને સોંપવામાં આવ્યું હતું. ચંપાને જ્યારે ખબર પડી કે વિમળા સરકારી હૉસ્પિટલમાં ટી. બી. વોર્ડમાં નર્સ છે, તો તેને બદલો લેવાની તક મળી.

તેની છોકરીને તેણે શીખવાડયું કે 'મારી દુશ્મન વિમળા તમારા ટી. બી. વોર્ડમાં જ દાખલ થઈ છે તારે તેને એવી કોઈ દવા પીવડાવી દેવી, જેથી તેનું શરીર બેકાર થઈ જાય.' થયું પણ એવું જ. વિમળાને ચંપાની છોકરીએ (નર્સ) આવી કોઈ દવા પિવડાવી દીધી જેનાથી ટી. બી.ના જંતુઓ વધી ગયા. બીમારી કાબૂની બહાર જતી રહી. અને એક દિવસ તે મૃત્યુ પામી.

ચંપા અને વિમળા બંનેના કુટુંબોમાં એક-બીજાથી દુશ્મની વધી ગઈ. બંને કુટુંબોમાં પરસ્પર સંઘર્ષ અને માનસિક ક્લેશને કારણે બંનેના ઘર નરકનો અડ્ડો બની ગયો.

૬

## બે પડોશણોમાં સ્વર્ગની હવા

સુભદ્રા અને સુવ્રતા બંને પડોશણો શરીર બે અને દિલ એકની જેમ હતી. તે સગી બહેનોથી પણ વધારે રહેતી હતી. બંનેમાં કોઈના પણ ઘરે કોઈ બીમાર હોય અથવા કોઈ દુઃખ આવી પડે તો એકબીજાને ત્યાં અચાનક જ પહોંચીને સેવા કરતી હતી. એકબીજાને ત્યાં કોઈ પણ ઉત્સવ અથવા લગ્ન પ્રસંગ વગેરે સમારંભ થતો ત્યારે કામને ઉકેલવા માટે બંને એકબીજાનાં કુટુંબો પહોંચી જતાં હતાં. આમાં ક્યારે ય કોઈ પણ વાતનો ઝઘડો થતો ન હતો.

એક વખત એક તીર્થયાત્રી સંઘ સમેત શિખર તીર્થયાત્રા માટે જવાનો હતો. સુભદ્રાની પણ ઇચ્છા હતી કે તે પણ તીર્થંકરોની જન્મભૂમિ અને સાધના-

ભૂમિનાં દર્શન કરીએ. પરંતુ પ્રશ્ન એ હતો કે તેમના ચાલ્યા જવાથી ઘરની વ્યવસ્થાનો. તેણે સુવ્રતાની આમ પોતાની તીર્થયાત્રાની વાત કરી તો તેણે કહ્યું ' કે, બહેન! ખુશીથી જાવ. પાછળની ચિંતા નહિ કરો. તમારું ઘર મારું ઘર છે. તમારા ઘરની બધી વ્યવસ્થા હું સંભાળી લઈશ.'

સુભદ્રા : બહેન! મને કદાચ પાછાં ફરવામાં ત્રણ મહિના લાગી જશે. ત્યાં સુધી તું બબ્બે ઘરોનો ભાર કેવી રીતે સંભાળી શકીશ?

સુવ્રતા : બહેન! મને ક્યાં ભાર છે! હું તો આ બન્ને ઘરને એક માનીને જ ચલાવીશ. તમારાં છોકરાં મારાં છોકરાં જ છે. છોકરાં એટલાં તો નાનાં નથી ને કે તેને કાખમાં તેડીને ખવડાવવું પડે! બધાં બાળકો સમજદાર છે. બધાં મારી વાત માને છે. તમારે પાછળની બધી ચિંતા ભૂલીને તમારી યાત્રાની તૈયારી કરવી જોઈએ.

સુવ્રતામાં આ આશ્વાસનથી સુભદ્રા તેના કુટુંબીજનોને માટે ચાલી નીકળી. ત્યાં સુવ્રતા પણ બંને કુટુંબોની રસોઈ પોતાને ત્યાં બનાવતી. બધાને જમાડીને તે પોતે જમતી. સુભદ્રાનાં બાળકોનું પણ મન બહેલાવે પોતાનાં બાળકોની જોડે જ તે તેમને પણ રાતે વાર્તા સંભળાવતી હતી. પછી તે બધાંને પોતાનાં બાળકોની સાથે જ તેને પ્રાર્થના કરાવતી. પછી બધાને ભણવા બેસાડતી ત્યાં

સુધી પોતે બંને ઘરોની સફાઈ વગેરે કામ કરી લેતી. પછી નાસ્તાની તૈયારી કરીને બંનેનાં કુટુંબનો લોકોને નાસ્તો કરાવતી. જ્યાં જમવાનું તૈયાર થઈ જતું ત્યારે બંનેનાં કુટુંબોના પુરુષો અને બાળકોને જમાડી દેતી. પુરુષ પોતપોતાના કામ ઉપર ચાલી જતાં બાળકો સ્કૂલે જતાં.

બપોરે સુવ્રતા થોડો ઘણો આરંભ કરતી ત્યાર પછી આડોશી પાડોશીની બહેનોને મળતી જીવનની સફળતાના સંબંધમાં વાતચીત કરતી પછી સાંજે બધાને માટે જમવાનું બનાવીને જમાડતી રાતે ફરી પાછી તે જ કહાની સંભળાવવાનો ક્રમ ચાલતો.

આવી રીતે સુવ્રતાના મધુર વ્યવહારથી બધાં પ્રસન્ન રહેતાં હતાં. બાળકોને સુવ્રતા એટલો પ્રેમ કરતી હતી કે તેમને તેમની મા સુભદ્રાની યાદ જ આવતી ન હતી.

ત્રણ મહિના પછી સુભદ્રા તીર્થયાત્રાથી પાછી આવી ગઈ. તેમના કુટુંબના લોકોએ સુવ્રતાનો મધુર વ્યવહારની દિલથી પ્રશંસા કરી સુભદ્રાએ જ્યારે તે જાણ્યું કે તેમનાં કુટુંબનાને સુવ્રતા પોતાના ત્યાં જ જમાડતી હતી. ત્યારે તો તે સુવ્રતા પાસે પોતે જ મળવા અને કૃતજ્ઞતા પ્રગટ કરવા ગઈ બંને પડોશણો એકબીજાને ગળે લગાડીને મળી. બંને આંખોમાં હર્ષના આંસુ આવી ગયાં. સુભદ્રાએ કહ્યું, 'સુવ્રતા! તેં તો ગજબ કરી નાખ્યો.

બંને કુટુંબોને એક કરતાં સગી બહેનની જેવો વ્યવહાર સિદ્ધ કરી બતાવ્યો.'

સુવ્રતા : બહેન! એ તો મારું કર્તવ્ય હતું. એક સાચા પડોશીનો ધર્મ હોય છે. પડોશીના પ્રતિ સાચો વ્યવહાર કરવો.

બીજા વર્ષે સબલપુરમાં દુકાળ પડયો. સુવ્રતાની એવી સ્થિતિ ન હતી કે તે હવે ત્યાં રહીને પોતાના કુટુંબનું ભરણ-પોષણ કરી શકે. એટલે આખા ય કુટુંબે સબલપુરને છોડીને બીજા પ્રદેશમાં કોઈ ગામમાં જવાનો નિર્ણય કર્યો. તેમની એ તૈયારીની જાણ સુભદ્રાને ખબર પડી. સુભદ્રા સુવ્રતાને ત્યાં આવી અને બોલી: 'બહેન! અમે શું બીજાં છીએ. જે અમને છોડીને બીજે જવાની તૈયારી કરી રહી છે?'

સુવ્રતા : બહેન! તમારી સ્થિતિ પણ કયાં સારી છે! અને પાછો આવા દુષ્કાળના સમયે ભાર નાંખવો હું સારું નથી સમજતી. ખબર નહીં આ દુષ્કાળ કેટલો લાંબો ચાલશે.'

સુભદ્રા : સુવ્રતા બહેન! અમે કોઈ બીજાં થોડાં છીએ. તમે તો મારી તીર્થયાત્રાના વખતે બંને કુટુંબોનો એકરૂપ બનાવી દીધાં હતાં. શું હું તમારા તે ઉપકારને ભૂલી શકું છું? હું કોઈ પણ રીતે તમને અને તમારા કુટુંબને જવા નહીં દઉં. જેવું મારું કુટુંબ ખાશે તેવું તમારું કુટુંબ પણ ખાશે. બહેન! તમને મારી સોગંદ છે..

તમે અને તમારું કુટુંબ અહીં જ રહેશે, જો વેપારના માટે રકમની જરૂર હશે તો પણ હું આપીશ. આપણાં બંનેનાં કુટુંબો સાથે જ રહેશે. સુખદુઃખમાં સરખાં રહીશું.

સુવ્રતા : બહેન! જો તમારો આવો આગ્રહ છે તો હું તેમનું માન રાખું છું, પરંતુ જે પણ ખર્ચ થશે. તેમાં અડધો ભાગ અમારા કુટુંબનો રહેશે.

સુભદ્રા : એ ક્યારેય નહીં થઈ શકે બહેન! શું તમે મારે બહેન નથી? જો તમે તમારા અને મારાં કુટુંબને એક માનતાં હો તો ખર્ચમાં અડધો હિસ્સો દેવાનો સમય જ ન આવત. તમે તો મેરા આખા કુટુંબની સેવા મારી તીર્થયાત્રાના વખતે પોતાનું સમજીને કરી હતી.'

સુવ્રતાએ સુભદ્રાનો આગ્રહ સ્વીકારીને પછી બીજે જવાનું માંડી વાળ્યું અને બંને પડોશણોના કુટુંબો એક થઈને દુકાળના દુઃખને પાર કર્યું.

બંને પડોશણોના કુટુંબ વાત્સલ્ય ભાવના કારણે સ્વર્ગની જન્મ આનંદ લૂંટાતા પોતાના સંપર્કમાં આવતા લોકોનાં પણ જીવનને આવી રીતે જીવવાનું કહેવા લાગ્યાં.

## ૭ | નોકર અને માલિકનું નારકીય જીવન

રામદાસ લાલા પન્નાલાલની કરિયાણાની દુકાનમાં બે મહિનાથી નોકર હતો. પરંતુ લાલા વાત વાતમાં તેને ખિજાઈ જતા કામમાં જરા પણ ભૂલ થઈ જાય તો તેને મારી પણ દેતા. તેના પર દિવસમાં પચાસ ગાળો દેતા હતા. અને જે દિવસે રામદાસ જરાક મોડો આવતો કે લાલાજી તેમનો પગાર કાપી નાખતા હતા. રામદાસે પહેલાં તો કેટલાક દિવસો સુધી ઘણી આજીજી કરી.પણ લાલા એક ના બે ન થતા. તેમનો સ્વભાવ બદલવા તે જરા પણ તૈયાર ન થયા.

એક દિવસ રામદાસનો છોકરો વધારે માંદો હતો. એટલા માટે તે દુકાન ન ગયો અને ઘરે જ રહ્યો. બીજા દિવસે જ્યારે તે પહોંચ્યો તો લાલા પન્નાલાલે કહ્યું. “જાણવા મળે છે કે તારે હવે નોકરી કરવી નથી.

બતાવ, કાલે કેમ આવ્યો ન હતો ? કાલે ઘણા ય બહાર-ના ગ્રાહકો માલ ખરીદવા આવ્યા હતા. તારા ન હોવાથી અમને બહુજ મુશ્કેલી પડી કામચોર, જાણી જોઈ ને અમને હેરાન કરે છે ?'

રામદાસ : લાલાજી, મારે નોકરી ન કરવી હોય તો હું તમારે ત્યાં આવત જ શા માટે ? પરંતુ, તમે તમારી મુશ્કેલીની વાત કરો છો. મારી મુશ્કેલી શું છે, તેના ઉપર તમે ક્યારેય વિચાર કર્યો છે ?

પન્નાલાલ : તારે શું મુશ્કેલી છે ? વેપારમાં નુકસાન થાય તો અમારે ચિંતા હોય છે. ગ્રાહક તૂટી જાય તો નુકસાન અમારે છે તારે કઈ વાતની ચિંતા ? તારે તો મહિનો થાય એટલે પગારથી જ મતલબ છે?

રામદાસ : વાહ ! બહુ કીધું લાલાજી તમે શું ? મને તમારી મુશ્કેલીઓને દૂર કરવાને માટે તનતોડ મહેનત નથી કરતો. પગાર લઉં છું તો હરામનો તો નથી લેતો ને ! પરંતુ મારું પણ પોતાનું જીવન છે. મારે પણ બૈરી-છોકરાં છે. એની મુશ્કેલીઓ ઉપર તમે ક્યારેય ધ્યાન આપ્યું છે ? જ્યારે જુઓ ત્યારે તમારી જ મતલબની વાત વિચારો છો ?'

પન્નાલાલ : અમે તો કામના પૈસા આપીએ છીએ, હરામના નહીં. જો તું દુકાને બરાબર આવીશ અને કામ કરીશ તો તને પગાર મળશે. ઘરે બેઠા કોઈ પણ

'કોઈને પૈસા નથી આપતો. તું જે દિવસ કામ પર નહીં આવે અથવા બરાબર સમયે નહીં આવે તો તેના પૈસા કાપી લઈશ. અમારે તો કામથી મતલબ છે. તારાં બૈરી, છોકરાં અને તારે તારા ઘરમાં શું મુશ્કેલી હોય છે એ અમારે જોવાનું નહીં. આવી રીતે અમે કોની કોની ચિંતા કરીશું?'

રામદાસ: હું કોઈ જડ મશીન તો નથીને કે મારે અને મારા કુટુંબમાં દુઃખ કે મુશ્કેલી હોય છતાં પણ તમારે ત્યાં કામ કરી શકું. જડ મશીન પણ બગડી જાય છે ત્યારેં તેને સમારકામ કરવાને માટે કલાકો સુધી બેસવું પડે છે. અથવા મિસ્ત્રીને બોલાવીને મશીન સુધારવાની ચિંતા રહે છે, ત્યારે જ તે મશીન તેમને ઉત્પાદન કરીને આપી શકે છે ત્યારે હું સચેતન માનવી છું. અને મારા સંબંધિત કુટુંબના શરીરનું યંત્ર બગડી જાય છે, ત્યારે જ્યાં સુધી તે બરાબર ન થાય ત્યાં સુધી તમને પણ મારી જેમ ચિંતા થવી જોઈએ યંત્ર બગડી જવાથી ન તો હું મારા ઘરનું કામ બરાબર કરી શકું કે ન તો તમારી દુકાનનું ઘર કામ કરી શકું.'

પન્નાલાલ: 'વાહ! તારા આખાય કુટુંબનું પાલન કરવાની જવાબદારી તારી છે, અમારી થોડી છે. પોતાના ખરાબ કાર્યોના કારણે તું અને તારું કુટુંબ માંદું પડે છે. તેમાં અમે જવાબદાર શામાટે હોઈએ? અમે તો તને તારી મહેનતના પૈસા આપી શકીએ છીએ.

તારું અથવા તારા કુટુંબના શરીરનું યંત્ર બગડે તો તેને સુધારવાની જવાબદારી અમારી નથી. જડ યંત્રને બગાડવાથી એને સુધારવાની વાત જુદી છે.

રામદાસ : જો તમે નોકરની સાથે હમદર્દી નહીં રાખો, તેના સુખદુઃખના સમયે કોઈ સહાનુભૂતિ નહીં બતાવો સહકાર પણ નહીં બતાવો. તે શું તમારી દુકાનની ઉન્નતિની ચિંતા કરશે ? તમારા કામનું દિલથી કરવાની તેમાં લગન કેવી રીતે જાગે ? તે તમારા કામને પોતાનું કામ કેવી રીતે સમજશે ?

પન્નાલાલ : 'સો વાતની એક વાત છે. મારે ત્યાં તો જે કોઈ કામ કરશે તેને પૈસા મળશે. કામ નહીં કરે અથવા ગેરહાજર રહેશે તો તેના પૈસા મળશે નહીં અને તારા પર એવું કયું દુઃખનો પહાડ તૂટી પડયો હતો જેથી કાલે તું કામ ઉપર આવ્યો ન હતો ?

રામદાસ : કાલે મારો છોકરો સખત બીમાર હતો તેને એમને એમ મૂકીને કેવી રીતે આવું ?

પન્નાલાલ : બીમાર હતો તો દવા આપીને આવી જવું હતું. અમે તારા બહાનાબાજીને મંજૂર નહીં કરીએ. સીધી જ વાત છે કાલે તું ગેરહાજર હતો. કાલનો તારો પગાર કપાશે.

રામદાસ : તમારામાં આટલી પણ દયા નથી. તો તમે ઇચ્છો તે કરો. પરંતુ તમારી આ હકીકત સારી નથી. હું પણ તમારે ત્યાં કેટલીય વાર સમય થઈ ગયો

હોય છે છતાં પણ કામ કરું છું. તે સમયનો શું મને તમે ક્યારેય ઓવરટાઈમનાં પૈસા દેવાની વાત તમારા મગજમાં આવી ? સમય જતો મારી પોતાની મૂળ મિલકત છે તેનાથી જ હું ભરણપોષણ કરું છું.

પન્નાલાલ : કરે તો તારી ગરજથી કરે છે તેમનું અમારા ઉપર શું ઉપકાર કરે છે ?

રામદાસે માલિકની વાતનો જવાબ ન દીધો અને પોતાના કામમાં લાગી ગયો. સાંજે રજા મળતાં જ તે ગુમાસ્તા એસોસિયેશનની ઓફિસે પહોંચી ગયો.

તેણે સંગઠન-મંત્રીને પોતાની આપવીતી સંભળાવી અને તેનો કોઈ મક્કમ નિર્ણય જણાવવાનો આગ્રહ કર્યો. મંત્રીએ તેનો રિપોર્ટ નોંધી લીધો અને બીજા દિવસે જ લાલા પન્નાલાલની તપાસ શરૂ થઈ. ઉપર્યુક્ત સમય જોઈને લેબર ઇનચાર્જ પહોંચ્યો. તેણે જોયું કે શેઠ પન્નાલાલ કાયદા વિરુદ્ધ પોતાના નોકરો પાસે વધારે કલાકો કામ લે છે. અને પાછો વધારે જુલમ આપે છે.

હવે શું હતું, લાલા પન્નાલાલ બધા નોકરોને હેરાન કરવા લાગ્યો. બીજા દિવસે એસોસિયેશનની મદદથી બધા નોકરોએ મળીને બજારમાંની હડતાલ પાડી દીધી. તે બજારના બધા વેપારી આશ્ચર્યમાં પડી ગયાં. અને તેમને નોકરોની માફી માગીને કામ પર જવાનો આગ્રહ કર્યો. તે લોકો એ કેટલીક માગણીઓ મૂકી, જેને મજબૂર થઈને માલિકો એ માનવી પડી. પરંતુ નોકરોના જરા પણ મોડેથી આવવાનો પગાર કાપવા લાગ્યા.

એક દિવસ લાલા પન્નાલાલ તેમના સાસરામાં સાળાના લગ્ન ઉપર બળદગાડીમાં બેસીને જઈ રહ્યા હતા. રસ્તો જંગલમાં થઈને જતો હતો. રસ્તામાં જ શેઠને બે લૂંટારાઓએ ઘેરી લીધા. સંજોગવશાત્ રામદાસ તે દિવસે દુકાને ગયો ન હતો. અને બીજા કંઈક અગત્યના કામ માટે તે પણ તે જ રસ્તા ઉપરથી જતો હતો. અચાનક જ રામદાસને જતો જોઈને શેઠે બૂમ પાડી, 'રામદાસ! જરા અહીંયાં આવ તો!'

રામદાસ : શેઠજી! આજે હું નહીં આવી શકું. આજે મારી ગેરહાજરી સમજી લેજો.

શેઠજીને આજે ભાન થયું કે જો મેં રામદાસની સાથે ઉદારતા અને સ્નેહપૂર્ણ વ્યવહાર કર્યો હોત તો તે ચોક્કસ મારી આ મુશ્કેલીમાં મદદ કરત અને મને આ લૂંટારાઓના ટોળાથી બચાવી શકત.

માલિકના શોષણપૂર્ણ વ્યવહારના કારણે નોકરના મનમાં તીરાડ પડી ગઈ હતી. તેમાં સહકારની મંગલ ભાવના નો જન્મ જ કેવી રીતે થઈ શકતો હતો ત્યાં તો દ્વેષ અને વૈમનસ્યનું બીજારોપણ થઈ ગયું હતું. ફળસ્વરૂપે માલિકના પ્રત્યે નફરતનું આવરણ થતું ગયું.

## ૮ | નોકર અને માલિકનાં સ્વર્ગીય સ્નેહ

લાભચંદ અભણ બ્રાહ્મણ હતો, પરંતુ હતો ભલો ભોળો અને ઇમાનદાર. શેઠ ધન્નાલાલને ત્યાં રસોઈ બનાવતો હતો. ધન્નાલાલની મુંબઈમાં રોજ પાંચ દશ બહારનાં લોકો જમવા આવતાં હતાં. લાભુ મહારાજ બધાંને સારું અને વધારે સારી રસોઈ બનાવીને જમાડતો હતા. તેના કામથી શેઠને સંતોષ હતો. ખાસ કરીને તો તેની ઇમાનદારી અને સચ્ચરિત્રતા ઉપર શેઠ ખુશ હતો. લાભુ મહારાજે તો નથી કોઈ દિવસ શેઠને પગાર વધારવાનું કીધું અને ન તો કોઈ દિવસ કંઈ વસ્તુ માગી.

બે દિવસથી લાભુ મહારાજની પત્નીની તબિયત બરાબર ન હતી. ઘરે બીજા કોઈ સેવા કરવાળું ન હતું છતાં પણ તે મન કઠણ કરીને રસોઈ બનાવવાને માટે

શેઠ ધન્નાલાલને ત્યાં બરાબર સમયે આવી જતો. જેથી શેઠને કોઈ પણ રીતે તકલીફ ન પડે. ચિંતાતુર ચહેરો જોઈને ધન્નાલાલ શેઠે પૂછ્યું : 'લાભુ મહારાજ ! શું વાત છે આજે તમારો ચહેરો ઉદાસ છે ? કોઈ વસ્તુની જરૂર હોય તો કહો.'

લાભુ મહારાજે : 'શેઠજી ! કોઈ એવી વાત નથી. બસ તમારી દયાદૃષ્ટિ જોઈએ.'

ઘણું પૂછવા છતાં પણ લાભુ મહારાજે કંઈ જવાબ ન દીધો. વિચાર્યું કે નકામા શેઠને દુઃખમાં નાંખવાનો શું અર્થ છે; પરંતુ બીજા દિવસે રાતે પત્નીની તબિયત વધારે ખરાબ હોવાથી લાભુ મહારાજને આખી રાત જાગવું પડયું હતું, છતાં ત્રીજે દિવસે તે રસોઈ બનાવવાના માટે સમયસર પહોંચી ગયો. પરંતુ આજે ઊંઘ પૂરી ન થવાથી અને પત્નીની બીમારીની ચિંતાને કારણે લાભુ મહારાજનું મન ઊંચું હતું. આજે તહેવાર હોવાથી શેઠાણીએ લાભુ મહારાજને હલવો બનાવવાનું કહ્યું. બધી સામગ્રી લઈને તેણે હલવો બનાવ્યો, પરંતુ હલવામાં ખાંડના બદલામાં મીઠું નાંખી દીધું. બધાંની પહેલાં શેઠજી જમવા માટે આવ્યા અને લાભુ મહારાજે તેમની થાળીમાં તે હલવો પીરસ્યો.

પહેલો કોળિયો લેતાં જ શેઠ સમજી ગયા કે આજે લાભુ મહારાજનું મન ઉદાસ છે. માનસિક અશાંતિના કારણે તેને ખાંડના બદલે મીઠું નાંખી દીધું છે. શેઠજીએ

મહારાજને પૂછ્યું, 'લાભુ મહારાજ! જાણવા મળે છે આજે તમારી તબિયત બરાબર નથી. શું થયું. કંઈ કહો તો ખબર પડે.'

લાભુ મહારાજ : 'શેઠજી! શું કહું ત્રણ દિવસથી પત્નીની તબિયત સારી નથી. ઘરમાં બીજું કોઈ સેવા કરવાળું નથી, એટલે આજે રાતે તબિયત વધારે બગડી જવાથી મને આખી રાત જાગવું પડયું છે. અત્યારે પણ મારી આંખોમાં, નીંદર છે. મન ઉચાટથી ભરેલું છે. તમારા કામમાં મુશ્કેલી ન પડે. એટલા માટે હું રોજ સમયસર આવી જાઉં છું. શું કહું શેઠજી, વધારે કહેવાતું નથી.'

શેઠ ધન્નાલાલે લાભુ મહારાજને રસોઈ બગડી જવાનું ન કહ્યું પરંતુ સ્નેહપૂર્વક કહ્યું : 'વાહ ભાઈ! એમાં સંકોચની વાત કયાં હતી? મને કહે તો હું તરત પંડિતાણીની સેવાની વ્યવસ્થા કરી દેત. ખેર હવે તમે ઘરે જાવ. હું તમારી સાથે ચંપાને મોકલું છું તેની સાથે જ વૈદ્યજીને મોકલું છું. ઇલાજ સારી રીતે કરાવજો. અને જો જો ખર્ચની ચિંતા નહીં કરતા. ખર્ચની બાબતમાં કંઈ વિચારવાનું નહીં. તે બધું મારી ઉપર છોડી દેજો.'

ચંપા :! જાવ બેટી, મોટરમાં બેસાડીને લાભુ મહારાજને લઈ જાવ અને રસ્તામાં પં. હેમાનંદ વૈદ્યને

બતાવીને દવા અપાવી દેવી અને જ્યાં સુધી સારું ન થાય ત્યાં સુધી તારે પાછું નહીં આવવું.

શેઠજીને ! આ વાત્સલ્યમય વ્યવહાર જોઈને લાભુ મહારાજની આંખોમાં હર્ષનાં આંસુ ઊભરાઈ ગયાં. તે કૃતજ્ઞતાપૂર્વક શેઠજીને પ્રણામ કરીને સહાયતાને માટે આનાકાની કરવા લાગ્યા. શેઠ ધન્નાલાલે તેને ઘણું સમજાવીને ઘરે વિદાય કર્યો.

લાભુ મહારાજના ચાલ્યા જવા પછી શેઠે આખીય પરિસ્થિતિ શેઠાણીને સમજાવીને ખારો હલવો ગાયોને ખવડાવી દેવા માટે કહ્યું અને નવેસરથી હલવો બનાવવાની તૈયારી કરી· વિનીત શેઠાણીએ શેઠજીની વાત માથે ચડાવી અને તેના કહેવા પ્રમાણે બધી રસોઈ પોતે બનાવી.

ચંપા વૈદ્યજી તથા લાભુમહારાજને લઈને તેમને ત્યાં પહોંચી. વૈદ્યજીને નાડી જોઈને રોગનું નિદાન કર્યું અને દવા આપી ચંપાની સેવા અને ઉપચારથી રાત સુધીમાં પંડિતાણીનો અડધો રોગ જતો રહ્યો.

બીજા દિવસે પોતે જ શેઠ ધન્નાલાલ કારમાં બેસીને લાભુ મહારાજના ઘરે આવ્યા. પંડિતાણીને પૂછ્યું, 'પંડિતાણીજી તમારી તબિયત હવે કેવી છે ? મને તમારી તબિયત ખરાબ જોઈને બહુ ચિંતા થઈ.'

પંડિતાણી : શેઠજી ! તમારે અહીંયાં આવવાનું કષ્ટ શા માટે વેઠ્યું ? અમે તો તમારા નોકર છીએ.

નોકર પર તમે આટલી દયા શા માટે દેખાડો છો? મારી તબિયત ચંપા મારફત સેવા થવાથી રાત સુધીમાં ઘણી સારી થઈ ગઈ છે.

ધન્નાલાલ: મારું એમાં શું બગડી ગયું? હું મારે ત્યાં કામ કરવાવાળી કોઈ પણ વ્યક્તિને હું નોકર ન સમજીને સહાયક અને કુટુંબનું અંગ સમજુ છું. જો નોકર અથવા તેના કુટુંબમાં કોઈ પણ વ્યક્તિ બીમાર અથવા દુઃખમાં હોય તો તે કામ કેવી રીતે કરે?

એટલામાં જ લાલુમહારાજ આવી ગયો. એણે શેઠજીને હાથ જોડીને કહ્યું: 'અમારા જેવી વ્યક્તિઓ ઉપર તમારી આટલી કૃપા! અમે તેને યોગ્ય નથી. શેઠજી.'

ધન્નાલાલ: 'તમે તો અમારા જેવા માણસ છો. હું તમારામાં અને મારામાં કોઈ અંતર જ નથી માનતો લાલુમહારાજ! પરંતુ હું તો સમજું છું કે મારી અપેક્ષા તમારી વફાદારી, ઇમાનદારી અને સેવાનો ગુણ વધારે છે. જ્યારે તમે મારા માટે તમારો પ્રાણ દેવાનો અને લોહી–પરસેવો એક કરી દેવા તૈયાર રહો છો, તો મારું પણ કર્તવ્ય એ જ છે કે હું પણ તમારા દુઃખ અને સંકટમાં સહકાર આપું અને એ કહો કે જો મારી છોકરી બીમાર પડી હોત તો તો શું હું તેના ઇલાજ માટે ખર્ચ ન કરત? તેની સેવાની વ્યવસ્થા ન કરત? જ્યારે

હું તમારા લોકોને પોતાનું જ કુટુંબનું અંગ સમજું છું ત્યારે તમારા સુખદુઃખની ચિંતા કર્યા વગર કેવી રીતે રહી શકાય ?

લાભુ મહારાજ : શેઠજી, તમારી કૃપાથી પંડિતાણી પણ પહેલાં કરતાં સ્વસ્થ છે. અને હું આરામ મળવાથી સ્વસ્થ છું. અત્યારે હું કામ ઉપર આવું તો કયાં વાંધો છે ?

ધન્નાલાલ: 'નહીં', જ્યાં સુધી પંડિતાણીનું સ્વાસ્થ્ય બરાબર સારું ન થાય ત્યાં સુધી કામ ઉપર નહીં આવવાનું. તમારું વેતન ચાલુ જ રહેવાનું અને તેમાં વચ્ચે કોઈ વસ્તુની જરૂર પડે તો સંકોચ વિના મંગાવી લેજો. આ લો સો રૂપિયા.' આમ કહીને શેઠે લાભુ-મહારાજનાં હાથમાં સોની નોટ મૂકી દીધી.

લાભુમહારાજ : (આનાકાની કરતાં) શેઠજી, આ રૂપિયા રહેવા દો. તમે અમને આટલી સહાયતા કરી છે તે પણ ઘણી છે. તમારે ત્યાં હું બે દિવસથી કામ પર પણ નથી આવ્યો છતાં પણ તમે મારું વેતન કાપવાની ના કહી રહ્યા છો. ઉપરથી ઇલાજ કરવાને માટે આ સો રૂપિયા દઈ રહ્યા છો. ભલા એ ઉપકારનો બદલો હું કેવી રીતે ચૂકવી શકીશ ?

ધન્નાલાલ : તમે તો વર્ષોથી અમારા આખા ય કુટુંબની સેવા કરતા આવી રહ્યા છો. તેના બદલે અમે તમને આપ્યું પણ શું છે ?

લાભુ મહારાજ અને તેનની પત્નીની આંખોમાં હર્ષનાં આંસુ ઊભરાઈ આવ્યાં. તે ગળગળા થઈ ગયા ને અવાક્ થઈ ને શેઠજી તરફ જોતા જ રહ્યા.

શેઠજીના જવા પછી પરસ્પર તેમની પ્રશંસા કરતા બોલવા લાગ્યા, 'સાચેસાચ, શેઠજી તો સ્વર્ગના દેવ છે. કેટલું અનુપમ વાત્સલ્ય છે, તેમની આંખોમાં.

શેઠ મનોમન વિચારતા જઈ રહ્યા હતા, 'કેટલું ભવ્ય, વફાદાર અને સેવામય જીવન છે લાભુમહારાજનું.'

આખાય કુટુંબમાં સેવક-સેવિકાઓનાં હૃદયમાં સ્વર્ગ સુખ હિલોળવા લાગ્યું.

૯ | કારખાનાવાળા અને મજૂરોમાં નરકની હોડ

ગંગારામે વનસ્પતિ ઘીનું કારખાનું ખોલ્યું. પરંતુ લોભી અને સ્વાર્થી વૃત્તિના કારણે તે કારખાનામાં કામ કરવાવાળા મજૂરોની સાથે સારો વર્તાવ કરતો ન હતો. મજૂરોને દૈનિક વેતન પણ ઓછું આપતો હતો. એમને કોઈ પણ પ્રકારની સગવડ આપતો ન હતો. તેમના છોકરા તથા પત્નીને ભૂખથી તરફડતાં જોઈને પણ ગંગારામના દિલમાં ક્યારે ય દયા આવતી ન હતી. તે તેમને ઓછામાં ઓછું મહેનતાણું દઈને વધારેમાં વધારે કામ લેતો હતો.

મજૂરોએ પણ માલિકની આ પ્રમાણેની રીત જોઈને પોતાનું સંગઠન બનાવ્યું અને પોતાની માગણીઓ માટે

કારખાનામાં હડતાલ પાડી. હડતાલ પાડવાથી વનસ્પતિ ઘીનું ઉત્પાદન ઓછું થવા લાગ્યું. કામ બંધ થઈ ગયું. ગંગારામે એક યુક્તિ વિચારી મજૂરોમા ફાટફૂટ કરવાની.

તેમને કેટલાક મજૂરોને વધારે મહેનતાણું દેવાનો લોભ બતાવીને તેમનું સંગઠન તોડી નાંખ્યું. મજૂરોની એકતા તૂટી જવાથી નૈતિક બળ ન રહ્યું. અને ન તો માગણીઓ માટે તે ગંગારામને મનાવી શકયા. કારણ કે હડતાલ રાષ્ટ્રીય ઉત્પાદનને બંધ કરવાની દૃષ્ટિથી કેવળ સ્વાર્થસિદ્ધના કારણે હતી. પોતાનામાં જ અનૈતિકતા હતી, તે મજૂરોના સંગઠન તૂટી જવાથી આપમેળે તૂટી ગઈ. જે મજૂરો હડતાલમાં જોડાયા હતા, તે એક થઈ ને ગંગારામની પાસે આવ્યા અને દબાણ લાવીને કહેવા લાગ્યા: 'લાલાજી! અમારું દૈનિક મહેનતાણું બહુ ઓછું છે તેને વધારવામાં આવે અને અમારા બાળકોની સ્કૂલમાં ફી માફી થઈ જાય અને પુસ્તકોનો ખર્ચ આપવામાં આવે.' પરંતુ ગંગારામે તેમની નાડી જોઈ લીધી હતી એટલા માટે ગુસ્સામાં આવી જઈને તાડુકયા: 'જાઓ, દૈનિક મજૂરીમાં એક પૈસો પણ નથી વધારવાનો અને તમારા બાળકો માટે કંઈ મદદ પણ નહીં કરું. તમે હડતાલ પાડીને મને બહુ નુકસાન કર્યું છે. રાષ્ટ્રનું ઉત્પાદન બંધ કરવું એ નૈતિક ગુનો છે.'

મજૂર: શેઠજી! જો તમે અમારી સાથે કોઈ પણ જાતની સહાનુભૂતિ નહી બતાવી શકો તો પણ અમે તમારા

કારખાનામાં ઉત્પાદન ઓછું થવા માટે જવાબદાર નહીં રહીએ. યાદ રાખજો, આખરે તો તમારું કારખાનું મજૂરો વગર ચાલી નહીં શકે. ગમે ત્યારે તમારા વ્યવહારથી ત્રાસીને કામ બંધ કર્યા વગર રહીશું નહીં.'

ગંગારામ : (કામ બંધ થવાની શંકાથી ઘભરાઈને) મજૂરો! તમે જ બતાવો, તમે આજ સુધી ક્યારે ય કારખાનાના નફા-નુકસાનની વાત વિચારી છે? તમે તો એને જ્યારે ત્યારે બંધ કરવાની જ ઇચ્છા ધરાવો છો. જાવ હું તમને ક્યારેય મદદ નહીં કરું.'

મજૂરો તે વખતે તો જતા રહ્યા. પરંતુ તેમને અંદરો અંદર કામ કરતા મજૂરોને ઉશ્કેર્યા અને કારખાનામાં આગ લગાડી દીધી. આગ કોઈ પણ રીતે કાબૂમાં આવી ગઈ પણ નુકસાન ઘણું થઈ ગયું. પરંતુ ગંગારામે હજી સુધી મજૂરોની સાથે હમદર્દી અને તેમની સાથે સીધી રીતે બોલવાની વાત ક્યારે ય નથી વિચારી. એક અઠવાડિયા પછી મશીન બગાડી નાંખ્યું જેને બરાબર કરવા માટે ઘણો સમય અને ખર્ચ લાગ્યો. પરંતુ મજૂરોને દબાવવાની અને હેરાન કરવાની નીતિ ગંગારામે હજુ સુધી નથી છોડી.

ગંગારામના મનમાં રાતદિવસ કારખાનાની ચિંતા, પોતાનો સ્વાર્થ અને લોભને પૂરો કરવાનો કુવિચાર તથા મજૂરોને દબાવવાના ઉપાયો બાબતમાં મૂંઝવણ ચાલતી.

રહી. પેલી બાજુ મજૂરોને પણ સરકારી દંડ, મજૂરી ન મળવાનો ભય તથા સામાજિક દૃષ્ટિથી અનીતિનો વિચાર રહી રહીને કોચવતો હતો.

ગંગારામ અને મજૂર બંનેના દિલોમાં નરક-નિર્માણની હોડ લાગી રહી હતી. બંનેની વચમાં સમાધાન ન થયું તે ન જ થયું.

# ૧૦ | કારખાનાવાળા અને મજૂરોમાં સ્વર્ગની સ્પર્ધા

સુરેન્દ્રકુમારે એક વર્ષથી કાગળ બનાવવા કારખાનું ખોલ્યું હતું. તે ઉંમરથી તો યુવાન હતો પરંતુ કારખાનાના મજૂરોનાં સુખદુઃખ તથા જીવનસ્તર ઊંચું લાવવામાં ગંભીરતાથી વિચારતો હતો. તે દર મહિને મજૂરોની મિટિંગ ભરતો હતો. જેમાં પ્રત્યેક મજૂરને પોતાના પ્રતિનિધિની મારફતે પોતાની કોઈ પણ ફરિયાદ કે મુશ્કેલી, રજા તથા વિચાર રજૂ કરવાની છૂટ આપતો હતો.

પછી જેટલા પણ વિચાર પ્રસ્તુત થતા તેનું વર્ગીકરણ કરીને સુરેન્દ્રકુમાર તથા કારખાનાના ઉચ્ચ અધિકારી તથા વ્યવસ્થાપક સહાનુભૂતિપૂર્વક તેના ઉપર વિચાર કરીને મજૂરોનું સમાધાન કરતા તથા જે વાતો

પર તરત જ અમલ કરવાનો જરૂરી લાગે તો તે ઉપર અમલ કરતો હતો.

એટલું જ નહીં, સુરેન્દ્રકુમારે માલિક અને મજૂરોની વચ્ચે સંઘર્ષોનો પરસ્પર નિકાલ કરવાને માટે 'માલિક મજૂર સમન્વય સમિતિ, સ્થાપી દીધી. જેમાં તટસ્થ વ્યક્તિ કામ કરતી હતી. તેમાં કોઈ અવૈતનિકરૂપથી પોતાની સેવાઓ આપતા હતા. એક દિવસ સુરેન્દ્રકુમારને એક લોકસેવકે પૂછયું : 'તમે તમારા કારખાનામાં મજૂરોના હિતની બાબતમાં પણ વિચારો છો ?'

સુરેન્દ્રકુમાર : હા જરૂર અમે દર મહિને સમ્મિલિત-રૂપથી વિચાર–વિમર્શ કરીને મિટિંગનું આયોજન કરીએ છીએ. જેમાં પ્રત્યેક મજૂરના પ્રશ્ન પર વિચાર કરાય છે અને કેટલીક વાતો પર તાત્કાલિક અમલ પણ કરાય છે.

લોકસેવક : શું મજૂર લોકો પોતાની માગણીઓ માટે તમારા કારખાનામાં હડતાલ પાડતા નથી ?

સુરેન્દ્રકુમાર : હડતાલ શા માટે પાડે ? જ્યારે અમે તેમની ફરિયાદો તથા સમસ્યાઓ ઉપર સહાનુભૂતિ-પૂર્વક વિચાર કરીએ છીએ. તેમને અમે અમારી મુશ્કેલીઓ બતાવીએ છીએ. કારખાનાના ઉત્પાદનમાં વધારો થવા માટે મજૂરોના દૈનિક વેતનમાં પણ વૃદ્ધિ કરીએ છીએ. તેમના બાળકોને શિક્ષણ–સંસ્કાર આપવા, તેમનું જીવન–સ્તર નૈતિક દૃષ્ટિથી ઊંચું લાવવા તથા તેમના સુખ-દુઃખમાં સહાયક બનવાના પ્રયત્ન કરીએ છીએ, ત્યારે

તેમનામાં પણ અમારા કારખાના તથા અમારા પ્રત્યે આત્મિયતા જાગે છે. તે કારણે ન તો તે ક્યારેય હડતાલ પાડે છે, અને ન તો ક્યારે ય કારખાનામાં કાંઈ નુકસાન કરે છે.

લોકસેવક : તેમના સામાજિક અને નૈતિક જીવનને ઊંચું લાવવાની બાબતમાં પણ તમે કાંઈ ખાસ કામ કરો છો?

સુરેન્દ્રકુમાર : તેમનું જે સંગઠન બનાવવામાં આવ્યું છે, તેના સભ્ય અહીંયાં કામ કરવાવાળા પ્રત્યેક કર્મચારી સ્વેચ્છાથી બને છે. તે સંગઠનમાં જુગાર, ચોરી, માંસાહાર, શરાબ, વ્યભિચાર, શિકાર, આગ લગાડવી, તોડફોડ કરવી, હત્યા કરવી, વગેરે અનૈતિક બાબતોનો સર્વ પ્રથમ ત્યાગ કરવો વગેરે પ્રાથમિક અને અનિવાર્ય શરતો છે. દરેક અઠવાડિયે અમે તેમના નૈતિક વિકાસના માટે કોઈ વિદ્વાન અથવા સુધારાવાદી સંતના પ્રવચનનું પણ આયોજન કરીએ છીએ.

લોકસેવક : અને બીજું શું કરો છો?

સુરેન્દ્રકુમાર : મજૂરોના જીવનમાં ખોટો ખર્ચ ન વધી જાય, એ દૃષ્ટિએ તેમના વેતનમાંથી દરેક અઠ-વાડિયે ૨૫ પ્રતિશત વેતન તેમના નામથી બચત બેંકના રૂપમાં જમા કરાવીએ છીએ. તેનું વ્યાજ પણ તેમને નિયમાનુસાર મળે છે. જરૂર પડે ત્યારે તેમાંથી તેમને

પૈસા પણ મળે છે. પરંતુ ખોટા ખર્ચ પર ખૂબ જ કડક નજર રાખવી પડે છે. એમનાં બાળકોના માટે બાલમંદિર પણ સ્થાપવામાં આવ્યું છે તે બાલમંદિરમાં તેમના બાળકોનો નૈતિક અને સ્વવલંબનનું શિક્ષણ આપવામાં આવે છે. જો કે પ્રારંભથી જ તેના જીવનમાં સુંદર સંસ્કારોની સૃષ્ટિ થઈ શકે.

લોકસેવક : 'શું તમારા કારખાનામાં મજૂરોના આર્થિક પક્ષને પ્રબળ બનાવવાને માટે પણ કંઈ વિચાવામાં આવે છે?

સુરેન્દ્રકુમાર : જરૂર, તેની પ્રણાલી એ છે કે કારખાનામાં જે ચોક્કસ વાર્ષિક લાભ થાય છે તેમાંથી એક પ્રતિશત હિસ્સો મજૂરોને પણ આપવામાં આવે છે.

લોકસેવક : મજૂરોને તમે શું સમજો છો?

સુરેન્દ્રકુમાર : તેમને અમે અમારા સહાયક અને કુટુંબના અંગ સમજીએ છીએ. તેના પર વાત્સલ્યભાવ રાખીએ છીએ.

લોકસેવક : કોઈ મજૂરની ભૂલ થાય તો તેને શું શિક્ષા દેવાની વ્યવસ્થા છે?'

સુરેન્દ્રકુમાર : કોઈ મજૂરની સામાન્ય ભૂલ થાય તો તેને ઠપકો આપવામાં આવે છે. જો કોઈ મજૂર વારંવાર સાવધાન કરીએ છતાં પણ જો ભૂલ ઉપર ભૂલ કરતો જાય છે, તો તેની અમુક દિવસો સુધી કામ પર લેવામાં આવતો નથી. જો કોઈ મજૂર ગંભીર ગુનો

કરે અથવા મોટી ભૂલ કરે છે તો તેની તપાસ પછી ચોક્કસ ગુનેગાર લાગે તો તેની પાસેથી માફીપત્ર લેવામાં આવે છે. જો તે તેને યોગ્ય સાબિત ન હોય તો તેને કારખાનાથી અલગ કરવામાં આવે છે. પરંતુ ગાળો, મારામારી કે શારીરિક દંડ દેવામાં નથી આવતો.

લોકસેવકે મજૂરોની એક મિટિંગ બોલાવીને તેમને પણ કારખાનાની બાબતમાં કેટલાક પ્રશ્નો પૂછયા. મજૂરોએ કહ્યું : 'અમને કારખાનાના માલિકથી તથા કારખાનાની વ્યવસ્થાથી પૂરો સંતોષ છે. અમારી સાથે કારખાનાના બધા અધિકારી વાત્સલ્યપૂર્ણ વ્યવહાર રાખે છે. તે અમને પોતાના આત્મીય સમજે છે એટલા માટે અમે પણ એમના કામમાં પણ ક્યારેય ગડબડ કરતા નથી. માલનું વધારેમાં વધારે ઉત્પાદન કરે છે.

લોકસેવકે માલિક અને મજૂરોની વચ્ચેનો વાત્સલ્ય વ્યવહાર જોઈને કહ્યું : 'વાસ્તવમાં આ કારખાનાના માલિક અને મજૂર બંને સંતોષ અને આનંદના કારણે સ્વર્ગનું નિર્માણ કરી રહ્યા છે.'

## ૧૧ | બેઈમાન ઠેકેદાર નરકનું

મોહનસિંહ : સાધારણ માણસમાંથી મોટો કોંટ્રાક્ટર બન્યો હતો. તે રસ્તો બંધ, પુલ બહુમાળી મકાનો વગેરે બનાવવાનો કોન્ટ્રાક્ટ લેતો હતો અને તેના નિર્માણ કાર્યમાં આવતી વસ્તુઓમાં બધી ઘણા બધા એકઠા કરી લેતો હતો. સિમેન્ટમાં રેતી, બારીક કોલસો, માટી વગેરે મેળવીને સિમેન્ટ તથા અન્ય મટીરિયલ પણ આવી રીતે બચાવીને કાળાબજારમાં વેચી દેતો હતો. બીજી બાજુ તે મજૂરોની જે મજૂર સરકાર પાસેથી અથવા કારખાનાવાળા પાસેથી જે, નિર્ણય કરતો હતો તેમાંથી પણ થોડી મજૂરી આપીને શ્રમિકોનું શોષણ પણ કરતો હતો.

મોહનસિંહે એક વખત બંધ નિર્માણનું, ટેંડર ભર્યું. પાંચ લાખમાં કોન્ટ્રાક્ટ મળ્યો. હવે શું હતું! કોન્ટ્રાક્ટરની તો વાત બની ગઈ. તેમને ઉચ્ચ અધિકારીની

સાથે વાતચીત કરી અને તેમની મુઠ્ઠી ગરમ કરી દીધી. થોડામાં થોડી અને બનાવટી મટીરિયલ લગાડીને નક્કી કરેલા સમય પહેલાં જ બંધ નિર્માણ કરી દીધું. મજૂરો અને નાના કોન્ટ્રાક્ટરનું શોષણ કર્યું, તે તો અલગ.

મજૂરોની નવી પેઢીના કેટલાક ભણેલા ગણેલા તથા કાયદા, કાનૂનોના જાણકાર એવા મજૂરોએ કોન્ટ્રાકટરને કહ્યું : કોન્ટ્રાકટર સાહેબ, તમે અમારી પાસેથી જેટલી મજૂરી ઉપર સહી કરાવો છો. બરાબર તેટલી તો મજૂરી અમને આપો. અમે આવી રીતે નહીં ચલાવી લઈએ. તમે બે અક્ષર વધારે ભણેલા છો. સરકારી ટેન્ડર ભરી શકો છો. કોન્ટ્રાક્ટ લઈ શકો છો. મગજ જોડી અને તોડી શકો છો અમે તેવું નથી કરતાં અમારી એ કમજોરીનો ફાયદો ઉઠાવી તમે શોષણચક્ર ચલાવો છો હવે અમે તે નહીં ચલાવી લઈએ.'

કોન્ટ્રાકટરે જવાબ ના માટે જવાબ આપતા કહ્યું, 'સારું' એક તો તમારી ઉપર દયા ખાંઈને મેં તમને મજૂરીએ લગાડયાં અને તમે લોકો ઉપકાર માનવાના બદલે ઊલટું મારો સામનો કરવા, તૈયાર થઈ રહ્યાં છો. તમને મજૂરી જ નહીં મળે, તમે આજ કામ કર્યું છે. તેમનો પુરાવો શું છે ! તમને કાનૂની જ્ઞાનનો જેટલો ગર્વ છે. તેમના પ્રતિકારનું જ્ઞાન તમારી પાસે નથી. એટલા માટે તમે મજૂર છો અને હું 'કોન્ટ્રાકટર છું.'

એક યુવાન મજૂર : 'કોન્ટ્રાકટર સાહેબ એ તો નવાઈ છે, કે તમે કોન્ટ્રેકટર છે અને અમે મજૂર છીએ.'

ક્ષણભરના સન્નાટા પછી એક મંજૂરે કહ્યું. 'એમ' તો તમને નીતિ, ન્યાયની વાત કરી છે જેના ઉપર તમે ગરમ થઈ ગયાં. અમારી ન્યાય યુક્ત સત્ય વાતને તમે ફગાવી દ્યો છો. સમજી લેજો, આનું પરિણામ સારું નહીં આવે.

મોહનસિંહ : 'તમે તો કહી દીધું કે પરિણામ સારું નહીં આવે પરંતુ તમને ખબર છે કે મારે કેટ-કેટલી મુશ્કેલીઓમાંથી નીકળવું પડે છે ? કોન્ટ્રાકટર મંજૂર કરવા અને પોતાનું કામ પ્રમાણિત કરવા ને માટે ઓફિસરોને ખવડાવવું-પીવડાવવું અને તેમનાં ખિસ્સાં ભરવાં પડે છે. તે પૈસા હું ક્યાંથી લાવીશ ? હું તમારા પગારમાંથી કાપી લઉં છું. અને બદલામાં તમને કામ પર તો રાખું જ છું ને '–તમે એ વાતને શા માટે ભૂલી જાવ છો ! શું તમે આ મજૂરોની પ્રત્યે મને દયા નથી માનતા ?'

મજૂર : 'તે ખર્ચ તો તમે નિર્માણકાર્યના માટે જે સામાન આવે છે તેમાંથી જ તો કાઢી લો છો પછી અમે ગરીબોને થોડું મજૂરી મળતી હોય તેમાંથી શા માટે કાપો છો ?

મોહનસિંહ: 'નિર્માણુકાર્યના સામાનમાંથી જે ખર્ચ નીકળે છે તે તો મોટા ઓફિસરોની ખિસ્સામાં ચાલી જાય છે. એમાં મારા ખિસ્સામાં શું પડે છે?'

મજૂર: 'પરંતુ કોન્ટ્રાકટર સાહેબ! તે પૈસા એટલા વધારે હોય છે કે તેમાંથી બંને કામ થઈ શકે છે. પછી આ તમારી નીતિ પણ સારી નથી કે તમે તેમને પણ બેઈમાનમાં લપેટો અને અમે પણ તે ખોટામાં ઘસડાઈએ આવી રીતે કાચું કામ કરીને સરકારની સાથે તમે પણ અવિશ્વાસ કરો છો. અને રાષ્ટ્રને પણ નુકસાન પહોંચાડે છે!'

મોહનસિંહ: 'ગમે તે હોય, હું તમારા મહેનતાણામાંથી ન કાપું તો મારો ગુજારો ન થાય કોન્ટ્રાકટરથી જુદા હો કામ કોઈ રીતે બેઇમાની નથી તમારે કામ ન કરવું હોય તો તમારી મરજી.'

મજૂર: 'અમને તો અમારી મહેનતનાં વધારે પૈસા મળવા જોઈએ ને!'

કોન્ટ્રાકટર મોહનસિંહ તે વખતે તો ચૂપ થઈ ગયો પરંતુ પછી તેણે ઓફિસરને વિરોધ કરવાવાળા તે મજૂરો ઉપર કોઈ ને કોઈ સજા લગાડીને દંડ દેવાની દુર્નીતિ અપનાવી એના ઉપર બધા મજૂરો એકઠા થઈને કોન્ટ્રાકટરનો વિરોધ કરવા લાગ્યો. તેમને કામ ઉપર હાજર રહીને કામ ન કરવાનો નિર્ણય લીધો.

કોન્ટ્રાક્ટર આ ઉપર ખિજાઈ ગયો. અને મારપીટ શરૂ કરી દીધી તો મજૂરોએ પણ એ થઈને કોન્ટ્રાક્ટરની ફરિયાદ રાજ્ય સરકારને લખીને સીધી જ મોકલી કોન્ટ્રાક્ટરે પોતાનો ભ્રષ્ટાચાર દબાવવાને માટે તપાસ અધિકારીને રુશવત દેવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેમને રુશવતનો અસ્વીકાર કર્યો અને કોન્ટ્રાક્ટરના ખિલાફ કેસ ચલાવ્યો. તેમાં કોન્ટ્રાક્ટરનો જુલમ સાબિત થઈ ગયો અને તે ઉપર ૫૦ હજાર રૂપિયા દંડ થયો. અને એક વર્ષની જેલનો કઠોર દંડ મળ્યો.

પેલી બાજુ મજૂરોને પણ ઘણા દિવસો સુધી નવું કામ મેળવવા માટે મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો આવી રીતે બંને પક્ષી કોન્ટ્રાક્ટર–પ્રથાની કહાણીથી માનસિક કલેશ કરીને નરકની પીડાનો અનુભવ કરવા લાગ્યાં.

## ૧૨

## ઇમાનદાર કોન્ટ્રાકટરે સ્વર્ગદ્વાર ખોલ્યું

વિશ્વંભરનાથ કોન્ટ્રાકટર તો હતો પરંતુ તે રસ્તો બંધ વગેરે બનાવવામાં કોઈ રીતની બેઇમાની કરતો ન હતો જે નિર્માણમાં જેટલો સામાન લગાડવો જોઈએ. એટલો જ લગાડતો હતો. એ ન તો મજૂરોની મજૂરીમાંથી કેટલોક ભાગ કાપતો હતો. તેમની એ સાચી છાપ દૂર દૂર સુધી પડી હતી. બધા લોકો તેમના વ્યવહારથી સંતોષ હતો. પરંતુ કેટલાક સ્વાર્થી અને ભ્રષ્ટ અધિકારી તેનાથી નારાજ રહેતા હતા. કારણ કે વિશ્વંભરનાથ કોઈ પણ વ્યક્તિને લાલચ આપતો ન હતો. અને કોઈ પાસેથી અનુચિત કામ કરાવતો ન હતો.

એક દિવસ એક ભ્રષ્ટ અધિકારીએ વિશ્વંભરનાથને કહ્યું. 'કોન્ટ્રાકટર સાહેબ, તમે તો ક્યારે ય અમારું મોં પણ મીઠું નથી કરાવતા. અને નથી અમારી બાજુ જોતાં.'

વિશ્વંભરનાથ : સાહેબ! મારામાં એટલી શક્તિ ક્યાં છે. જે તમારું મોઢું મીઠું કરાવું? એ કામ તો સરકાર જ કરી શકે છે. એ તો એ જ કે તમે લગનથી એ જ ઇમાનદારીથી વધારે કામ કરો. જેવી રીતે તમારી બાજુ જોવાનો, અર્થ જો તમારું ખિસ્સું ગરમ કરવાથી તમને ખુશ કરવાનો અને ખોટું કામ કરવાનો છે. તો તે મને બિલકુલ પસંદ નથી એનાથી શો ફાયદો છે?

અધિકારી : એવું કરવાથી ઘણા ફાયદા છે. કોન્ટ્રાક્ટર સાહેબ! પહેલો ફાયદો તો એ છે કે અધિકારી લોકો ખુશ થઈને તમને નવા નવા કોન્ટ્રાક્ટર દઈ શકે છે. નવા નવા કોન્ટ્રાક્ટર પ્રાપ્ત થવાથી તમારી કમાણી વધી જવાની તમે તમારા મજૂરોને પણ પ્રસન્ન રાખી શકશો અને એનાથી તમારા કુટુંબમાં પણ ખુશાલી છવાઈ જશે.'

વિશ્વંભરનાથ : 'પરંતુ સાહેબ! તમે બધા અધિકારીઓને ખુશ કરવામાં જેટલા રૂપિયા ખર્ચીશ તેટલા રૂપિયાની પૂર્તિ કરવા માટે મારે ખોટું કામ કરવું પડશે. મારે સિમેન્ટ વગેરે વસ્તુઓમાં ભેળસેળ કરીને થોડામાં થોડી વસ્તુઓ નાંખીને બંધ, પુલ, રસ્તો વગેરેનું નિર્માણ કરવું પડે. જે બહુ નબળું હશે. એ મજબૂત નહીં હોવાથી જલદીથી પડી જશે અથવા તીરાડો પડી જવાની તે રાષ્ટ્રના પ્રત્યે બહુ જ મોટો અપરાધ હોય. રાષ્ટ્રના

નુકસાનને હું મારું નુકસાન સમજુ છું. બીજી વખત બંધ વગેરે બનાવવામાં જેટલા રૂપિયાનો ખર્ચ થાય. તેનો ભાર જનતાની ઉપર જ પડવાનોને! સરકારને આવા ભ્રષ્ટાચારની ખબર પડે તો તે મારા ઉપર ભારે સજા અને દંડ દેવાની સાથે સાથે તમને પણ લપેટમાં લઈ લે તમે પણ બરબાદ થઈ જાવ અને અમે પણ પાછળની બધી કરેલી કમાણી નીકળી જાય.'

એક બીજા અધિકારીની બાજું ધ્યાન ખેંચીને વિશ્વંભરનાથે કહ્યું : 'માની લો, હું તમારા કહેવા પ્રમાણે લાલચ આપું અને ન કરવાનું કામ કહીને તેને હું તમારી પાસે કરાવી લઉં તેની સજાથી પણ ક્યારેક કંઈ આપું કે લઈને બચી જાઉં તો પણ બેઈમાનીથી કામ કર્યું તેવો આઘાત મારા દિલમાં વારંવાર થશે. તે મારુ દિલ કચવાતું રહેવાનું તેની અસર મારા સ્વાસ્થ્ય પર પડશે. સમાજની આંખોમાં પણ હું બદનામ અને બેઇજ્જત થઈ જઈશ. મારી અપ્રતિષ્ઠાથી મારી જ્ઞાતિ, મારા ધર્મસંપ્રદાય, મારો સમાજ અને મારા રાષ્ટ્રની અપ્રતિષ્ઠા થશે જનતાને નુકસાન થવાથી તેમના અંતરથી પણ મારા માટે ગાળો જ નીકળવાની આ બધું નુકસાન તે જ થોડાક આર્થિક લાભની અપેક્ષા બહુ વધારે છે.

અધિકારી : તમારી આવી નીતિના કારણે અધિકારીગણ તમારાથી અસંતુષ્ટ રહે છે. અને તેમાંથી રોડા અટકાવવાની કોશિશ કરે છે. અને કદાચ તમને કોન્ટ્રાકટર

મળી પણ જાય તો પણ તે તમારા દ્વારા કરેલા નિર્માણ-કાર્યમાં ભૂલ કાઢવાનો પ્રયાસ કરે છે. તમે તેને ધ્યાનમાં કેમ નથી લેતાં. કોન્ટ્રાક્ટર સાહેબ!

વિશ્વંભરનાથ : અધિકારીગણ મારા દ્વારા ખોટાં કામ ન થવાને કારણે મારી સચ્ચાઈથી અસંતુષ્ટ થઈને ભલે મને હેરાન કરે તે મારા નસીબને તો નહીં લઈ જાય ને. સમાજ અને રાષ્ટ્રીય સરકાર પર જે મારી સત્યતાની છાપ છે, તેને પણ તે મિટાવી તો નહીં જ શકે. તે પોતાનો સ્વાર્થ સાબિત ન થવાથી મને ખોટા ખોટા હેરાન કરવાની કોશિશ કરશે તો તેમનું જ નુકસાન છે જનતા અને સરકારી નજરોમાં તે પડી જશે.. તે તેમના માટે કિનારાનો સોદો હશે. કારણ કે ખબર પડવાથી ભ્રષ્ટ અધિકારીઓને સરકાર કોઈ પણ સમયે બાકાત કરી શકે છે.

આની વચ્ચે એક ઘટના બની ગઈ, વિશ્વંભરનાથ કોન્ટ્રાકટરને એક બંધ બનાવવાનો કોન્ટ્રાકટર મળ્યો. તેમને એટલી સચ્ચાઈથી તેમનું નિર્માણ કામ કરાવ્યું. કે તેમાંથી કોઈને ય ભૂલ કાઢવાની કોશિશ ન હતી. પરંતુ મજૂરોને મજૂરી આપી દેવાની અને બધો સામાન તેમા લગાવી દીધા પછી કંઈ બચ્યું નહીં. આવક અને ખર્ચ બરાબર થઈ ગયાં.

પરંતુ એક સ્વાર્થી નવા અધિકારીએ કોન્ટ્રાકટરને હેરાન કરીને પૈસા પડાવવાની નિયતથી બંધને નાપાસ કર્યો. આની ઉપર વિશ્વંભરનાથને કંઈક ચિંતા થઈ

પરંતુ તેણે હિમ્મત ન હારી નહીં. તે બંધમાં જેટલું મટીરિયલ લગાડયું હતું અને જેવો નકશો બનાવ્યો હતો તે પ્રમાણે એક તટસ્થ એંજિનિયર પાસેથી માપ-લેવડાવીને ઇમારતી સામાન લગાવ્યો. તેમનો હિસાબ બતાવ્યો. ત્યાર પછી તેણે રાજ્ય સરકારને એક નિવેદન લખીને મોકલ્યો. જેમાં ઉપર પ્રમાણે બધી બાબત લખી અને જે અધિકારીએ તે બંધને નાપાસ કર્યો હતો. તેની વાત પણ લખી તેના ઉપર સરકાને તટસ્થ તપાસ કરાવી અને બધી વાત સાચી બતાવી એ કારણે તે બંધ પાસ કરાવી દીધો અને તે અધિકારીને કાઢી મૂકયો, પરંતુ કોન્ટ્રાકટર દ્વારા બહુ જ વિનવણી થવાથી તેમની નોકરી ચાલુ રાખી. તેનો તે અધિકારી પર જબરદસ્ત પ્રભાવ પડયો અને ત્યારથી બધા અધિકારી વિશ્વંભરનાથ કોન્ટ્રાકટરથી દબાતા રહેતાં. તેમના કામમાં મોટી ભૂલો કાઢતાં નહીં અને ન કોઈ રોડા અટકાવતા હતાં.

વિશ્વભરનાથ કોન્ટ્રાકટરની આ ઇમાનદારીના કારણે ને મજૂરો, અધિકારીઓ, જનતા અને સરકાર બધાને સદ્ભાવના મળી અને તેમના જીવનમાં સ્વર્ગનું દ્વાર ખૂલી ગયું રાજકીય અને સામાજિક દૃષ્ટિથી તેમનું સન્માન અને પ્રતિષ્ઠા વધી.

## ૧૩ | સ્વાર્થી રાજવૈદ્ય
નરકપાલ-સહોદર

રાજવૈદ્ય શ્રીનિવાસ શાસ્ત્રી હતા તો વિદ્વાન અને વૈદ્યકમાં પારંગત; પરંતુ સ્વાર્થી એટલા હતા કે ગરીબ દર્દીની સાથે વાત પણ કરતા ન હતા. કેટલાય રાજાઓ અને ઠાકુરોને ત્યાંથી તેમને બોલાવવા આવતા હતા. મોટી મોટી ભેટ મળતી અને ઇનામ મળતાં હતાં. સન્માન મળતાં, રાજસી સાધન, સગવડો મળતી હતી.

એક દિવસે પાડોશી ગામમાંથી એક ગરીબ બ્રાહ્મણ રાજવૈદ્યની પાસે આવ્યો અને તેમના છોકરાના રોગનો ઇતિહાસ બતાવીને તેમને ઘરે આવીને દર્દીને જોવાનો આગ્રહ કર્યો.

રાજવૈદ્ય : સ્નેહીરામ, હું આ સમયે તો આવી ન શકું. તમારા છોકરાનો હાલ મેં સાંભળી લીધો છે

દવા લઈ જાવ તેને એક પડીકી બબ્બે કલાક પછી આપતા રહેજો.

સ્નેહીરામ : વૈદ્યરાજ! તમે નહીં આવો તો કેવી રીતે ચાલશે? મારો એકનો એક દીકરો મારી આંખોનો તારો કેવી રીતે જીવશે? કેવી રીતે તેનો રોગ સારો થશે? તમારે એક વાર આવીને જોવું જ પડશે.'

શ્રીનિવાસ : 'મારે અહીંયાં ઘણીય દર્દીઓને જોવાના છે, હું નહીં આવું તો પણ તમારું કામ ચાલી જશે.

સ્નેહીરામ : દર્દી બહુ ગભરાય છે. વૈદ્યજી! તમારા આવવાથી તેને આશ્વાસન મળશે.

શ્રીનિવાસ : જા–જા અહીંયાંથી. હું કોઈ તારો નોકર છું! એક વખત કહી દીધું કે હું બિલકુલ આવી શકું તેમ નથી તો પણ મગજ ખાવ છો. તમારા જેવા દિવસમાં ઘણા ય આવે છે.

સ્નેહીરામ : તમે વૈદ્ય છો. તમારે આટલું અભિમાન કરવું ન જોઈએ દર્દીની સાથે સહાનુભૂતિ બતાવવાના બદલે તમે ગરજી રહ્યાં છો. કોઈ પણ દર્દી તમારે ત્યાં આવશે જ શા માટે?

શ્રીનિવાસ : જેને ગરજ હશે તે આપમેળે અહીંયાં આવશે. મારે તારા જેવા ભુખાળવાઓને ત્યાં જવું પણ નથી.'

સ્નેહીરામ : 'તો પછી મારે પણ તમારા જેવા યમરાજ સહોદરોની દવા પણ ન જોઈએ. રહેવા દો તમારી દવા. જે વૈદ્ય દર્દીના પ્રત્યે જરા પણ સહાનુભૂતિ ન રાખે તે વૈદ્યની દવા શું ધૂળ ગુણ કરવાની ?'

શ્રીનિવાસ : 'તો પછી અહીંયાં આવ્યો જ શા માટે હતો ? હું તને નોતરું દેવા થોડો આવ્યો હતો.'

વૈદ્યની સાથે સ્નેહીરામનું આ બોલાચાલી થઈ અને તે તેમના ગામે જતો રહ્યો વૈદ્યરાજને સૂચના મળી કે ઠાકુર સાહેબે તેને બોલાવ્યો છે. તેમનો છોકરો તડફડી રહ્યો છે.

રાજવૈદ્ય શ્રી નિવાસ ઠાકુર સાહેબનું નામ સાંભળતાં જ મોટી ફીની લાલચથી ચાલી નીકળ્યો ઠાકુર સાહેબને ત્યાં જ્યારે તે પહોંચ્યો ત્યારે બધા લોકોના ચહેરા ઉપર હવા ઊડી રહી હતી બધા ઉદાસ અને ભારે મને ઠાકુર સાહેબની ગેલેરીમાં બેઠાં હતાં. શ્રીનિવાસે દર્દીની નાડી જોઈ અને કહ્યું, 'ચિંતા જેવી કોઈ વાત નથી. મારી, દવાના એક જ ભાગમાં તે સ્વસ્થ થઈ જશે.'

બધા સંબંધીઓ અને કુટુંબીઓની આંખોમાં આશાની જ્યોતિ જાગી. પરંતુ વિધિયોગ એવું બન્યું કે વૈદ્યજીનું ત્યાંથી ઊઠવાનું થયું અને ઠાકુરનો એકનો એક દીકરો દુનિયા છોડીને ચાલી નીકળ્યો. બધે જ શોક અને દુઃખ છવાઈ ગયું. 'વૈદ્યરાજ તમે વૈદ્ય નથી. સાક્ષાત્ યમરાજ છો ! તમે છોકરાનો ઈલાજ નથી કર્યો દવા

નથી આપી તમે તેના માટે કર્યું પણ શું છે. જે ફી માંગવાની નીચતા કરી રહ્યાં છો ? શરમ આવતી નથી.'

વૈદ્ય : 'આ તો મારું મહેનતાણું છે. ઠાકુર સાહેબ'

ઠાકુર શક્તિસિંહ : 'માનો કે તમારું મહેનતાણું છે' પરંતુ મહેનતાણું તો મહેનત કરીને પછી જ લેવાનું હોય છે. તમે તો કોઈ મહેનત કરી નથી પછી કઈ વાતનું મહેનતાણું માગી રહ્યા છો ?'

વૈદ્ય પોતાનું મોઢું લઈ ને જતો રહ્યો, રાજદરબારમાં પણ આવી રીતની બે ત્રણ ઘટનાઓ બની ગઈ. ફળસ્વરૂપે વૈદ્યજીનો બધે જ આદર રહ્યો નહીં. પરંતુ તેના મનમાં વસેલો લોભ નિરન્તર વધતો જ રહ્યો હતો.

વૈદ્યજીની હૃદયહીનતાની અનેક ઘટનાઓ બની ગઈ હતી. એક દિવસ વૈદ્યજી નરકપાલ-સહોદરના રૂપમાં વિખ્યાત થઈ ગયાં. સર્વત્ર તેમનો અપયશ અને અનાદર થવા લાગ્યો.

## ૧૪ | સ્વર્ગનો દેવ પરમાર્થી રાજવૈદ્ય

રાજવૈદ્ય સચ્ચિદાનંદ આજુબાજુ જ નહીં, દૂર દૂર સુધીના ગામડાઓમાં અને રાષ્ટ્રોમાં પોતાની ચિકિત્સા તેમના સહૃદય વ્યવહાર તથા તેમની લગન તથા સેવા નિષ્ઠાના કારણે પ્રસિદ્ધ અને શ્રદ્ધાસ્પદ બની ગયા હતાં.

તે જ્યાં પણ જતો. લોકો તેમના ચરણોનાં પ્રણામ કરીને પોતાની કૃતજ્ઞતા પ્રકટ કરતાં હતાં. એક દિવસ સવાર સવારમાં રાજવૈદ્યજીને ત્યાં કુમારપુર ના રાજા સાહેબ ભાનુપ્રતાપ સિંહજીનો કર્મચારી આવ્યો અને કહેવા લાગ્યા 'વૈદ્યરાજ! તમને રાજાસાહેબે અત્યારે જ બોલાવ્યા છે. ચાલો!'

તે વખતે વૈદ્યરાજજીની પાસે ઘણા દર્દીઓ આવ્યા હતાં. તે એક એક કરીને દર્દીઓને તપાસતા હતાં. પરંતુ રાજા સાહેબનો કર્મચારી ઉતાવળો થઈ રહ્યો હતો.

એટલામાં જ દૂર એક ગામનો ગરીબ હરિજન તેમને બોલાવવાને માટે આવી પહોંચ્યો. તેણે આંખોમાંથી આંસુ કાઢતાં વૈદ્યજીને હાથ જોડીને કહ્યું :

'વૈદ્યરાજજી, મારો એકનો એક દીકરો સખત બીમાર છે. તમે મારે ત્યાં પધારીને છોકરાને જીવનદાન આપો. દીનબંધુ ! તમારો ઉપકાર ક્યારેય નહીં ભૂલું.'

જો કે વૈદ્યરાજને રાજા સાહેબ પાસેથી ઘણું બધું ધન મળવાની સંભાવના હતી, જ્યારે હરિજનના છોકરાની ચિકિત્સાથી તેમને કંઈ પણ મળવાની આશા ન હતી પરંતુ રાજવૈદ્ય લોભી અને સ્વાર્થી ન હતા. તેમણે રાજાસાહેબના માણસને પૂછ્યું : 'કહો ભાઈ ! રાજા સાહેબને શું થઈ ગયું છે જેથી તે મને બોલાવી રહ્યા છે ?'

કર્મચારી : 'કાલે તેમને થોડી શરદી લાગીને તાવ આવી ગયો છે.'

વૈદ્ય : 'એમાં ગભરાવાની અને મને બોલાવવાની શી જરૂરત છે ! હું દવા આપું છું. રાજાસાહેબને દઈ દેજો બસ. તેઓ સારા થઈ જશે.'

કર્મચારી : 'પરન્તુ તમે તો રાજવૈદ્ય છો. એટલા માટે તમને અત્યારે જ બોલાવ્યા છો તમે બધા દર્દીઓને છોડીને અત્યારેજ મારી સાથે ચાલો ગાડી તૈયાર છે.'

સચ્ચિદાનંદ : 'પરંતુ જરા વિચારો તો ખરા, દર્દીઓ મારી સામે બેઠા છે. તેમને પતાવવા મારી પહેલી ફરજ છે. પછી મારે આ હરિજનના છોકરાને જોવો જરૂરી છે, તેમનો છોકરો અત્યંત બીમાર છે. જલદી ન પહોંચવાથી ખબર નહીં તેમની શી હાલત થઈ જાય. આ હરિજનની આંખો જ કહી રહી છે કે તેમનો દીકરો મરણ-પથારીએ છે.'

કર્મચારી : 'આવા તો કેટલાય દર્દી તમારી પાસે આવવાના પરંતુ તેનાથી તમને શું મળવાનું છે. સિવાય મુશ્કેલીઓ જ. રાજાસાહેબ તો તમને સ્વસ્થ થઈ જશે તો માલામાલ આપી દેશે. તમને શેમાં વધારે ફાયદો છે, તે વિચારી લ્યો.'

સચ્ચિદાનંદ : 'ભાઈ! મારી દૃષ્ટિએ ધનનો લાભ ગૌણ છે. દર્દીને સારું થવું એ મારા આત્માને માટે સૌથી મોટો લાભ છે. મારી પાસે ધન વધારે થઈ જશે તો પણ મારા મરી જવા પછી તે કોના કામમાં આવશે? મારા ગુજારા માટે મને ધન મળે છે. મને સૌથી મોટો આત્મસંતોષ તો પરમાર્થમાં મળે છે. એટલા માટે હું પહેલાં રાજાસાહેબને ત્યાં જવાની અપેક્ષાએ હરિજનને ત્યાં જવું અનિવાર્ય સમજું છું.'

કર્મચારી : 'તમે મોટા રાજા રામના અવતાર થઈ ગયા છો! તમારા જેવા વૈદ્ય મેં નથી જોયા જે સામેથી આવતી લક્ષ્મીને તિરસ્કારે. મને તો તમારા સ્વાર્થને

છોડી દેવામાં મૂર્ખતા સિવાય બીજું કંઈ જ નથી લાગતું.'

સચ્ચિદાનંદ : 'ભાઈ! હું ક્યાં મારા સ્વાર્થ ને બધું છોડી દઉં છું. સંપૂર્ણ સ્વાર્થ છોડી દેવાથી તો હું નિઃસ્પૃહ સંતની કુટિરમાં આવી જઈશ. હું તો મારા દર્દીઓની પાસેથી પ્રસન્નતાથી સહજ ભાવથી જે કંઈ મળે છે, તેને લઈ લઉં છું, છોડતો નથી. મને મારા જીવનનિર્વાહને માટે જરૂરી ધન મળી જ જાય છે. જરૂરથી વધારે ધન એકઠું કરવાથી મને તેને રાખવાની અને સંભાળવાની ચિંતા કરવી પડે. ક્યાંક ચોરી થઈ ગઈ અથવા ધન લેવાને માટે કોઈએ મને હેરાન કર્યો તો પછી મને દુઃખ થાય. મારામાં અભિમાન વધી જાય. સાધારણ માણસોને પછી હું મળી ન શકું આવી રીતનો માથાનો દુખાવો શા માટે જાણીબૂઝીને કરું ?'

કર્મચારી : 'પરંતુ ઘડપણમાં તમારાથી કામ નહીં થાય અને તમારી પાસે પૈસા નહીં હોય તો તમારી હાલત કેવી થશે ? એટલા માટે, અત્યારે જેટલું ભેગું કરવું હોય તેટલું કરી લ્યો.

સચ્ચિદાનંદ : 'મને તો ધન જમા કરીને રાખવામાં વિશ્વાસ નથી, પરંતુ તમારી વાત માનીને કદાચ હું ભેગું કરી પણ લઉં. પણ માની લો કે તે ધન ચોરીને કોઈ લઈ ગયું અથવા મારા છોકરાઓએ તેને વ્યર્થ ઉડાવી દીધું તો પછી હું કેવી રીતે ચલાવી શકું મારી

જિંદગી ? એટલા માટે જો મારું પુણ્ય પ્રબળ હશે તો ઘડપણમાં પણ મને ધનના અભાવમાં પણ કંઈ કમી નહીં રહે. કોઈ દુઃખ નહીં રહે. પરંતુ મારું પુણ્ય જો ખલાસ થઈ જશે તો ભેગી કરેલી સંપત્તિ પણ ઘડપણમાં મારી જિંદગીનાં દુઃખોથી બચાવી નહીં શકે.'

કર્મચારી : 'પરંતુ વૈદ્યજી ! તમે તો ભોળી વાતો કરો છો, પુણ્યની કોને ખબર છે. તમે ધનપ્રાપ્તિનો મોકો ખોઈને પુણ્યની આશામાં બેઠા રહો. આ તો તમારી ખોટી ટેવ છે.'

સચ્ચિદાનંદ : 'મને પૂરી ખબર છે કે અનાસક્તિ-પૂર્વક દર્દીઓની ચિકિત્સા કરવાથી તેમને જે આરોગ્ય મળે છે, તેનાથી મારું પુણ્ય વધે છે, ઘટતું નથી. પુણ્યવૃદ્ધિનો સૌથી મોટો ઉપાય એ જ છે અને વૈદ્ય હોવાના સંબંધે પુણ્ય-અર્જનનો સૌથી વધારે અવસર મને મળે છે. અને હું તેનો લાભ ઉઠાવું છું. લો આ દવા લઈ જાવ રાજા સાહેબના માટે.'

કર્મચારી : 'સારું તમે બેઠા રહો તમારા ભાગ્યના ભરોસા ઉપર. હું તો ચાલ્યો.' અને તે કર્મચારી જતો રહ્યો.

દૂર ગામથી આવેલો હરિજન આશ્ચર્યથી બંનેની વાતો સાંભળતો રહ્યો. તેના મનમાં વૈદ્યજીના પ્રત્યે અતિ-શ્રદ્ધા ઊભરાઈ રહી હતી. વૈદ્યજીને જ્યારે તેણે તેમને ત્યાં

જવા માટે કહ્યું ત્યારે તો તેણે વૈદ્યજીના પગ પકડી લીધા. અને શ્રદ્ધાપૂર્વક બેલગાડીમાં બેસાડીને તેમણે તેમના ઘરે લઈ આવ્યો. વૈદ્યજીએ દર્દી હરિજન પુત્રની નાડી જોઈને આશ્વાસન આપ્યું : 'જુઓ ભાઈ! તમારો છોકરો હમણાં સારો થઈ જશે. નિયમિત દવા દેતા રહેજો.' વૈદ્યજીએ તેની પેટીમાંથી દવાની શીશી કાઢી અને પડીકી વાળીને દવા આપી દીધી.

દર્દીનાં માતા-પિતા બંને વૈદ્યજીના ગયા પછી પરસ્પર કહેવા લાગ્યાં, 'શું વૈદ્ય છે. સ્વર્ગનો દેવ છે. ગરીબો ઉપર મોટા દયાળુ છે. ત્રીજે દિવસે જ હરિજનનો છોકરો સારો થઈ ગયો. હરિજન દમ્પતીનાં હર્ષનો પાર ન રહ્યો. વૈદ્યજી તેમની સ્વસ્થતાના સમાચાર સાંભળીને અત્યંત ખુશ થયાં.

## ૧૫

## લોભી ડૉક્ટરના કારણે
## રોગીઓ નરકના મુખમાં

ડૉક્ટર સતીશચન્દ્ર હતો તો હોશિયાર પરંતુ દર્દીના પૈસા લેવામાં કસર કરતો નહીં. દર્દી ભલે મોતના મોઢામાં હોય તો પણ ફી લેવા માટે તૈયાર રહેતો. ગરીબ દર્દીના માટે પણ ડૉ. શતીશના મનમાં કોઈ દયા અથવા સહાનુભૂતિ ન હતી : જીવનનું લક્ષ્ય જ ધન કમાવું એ જ હતું.

પૂનમે સવારમાં જ કર્મપુરથી ડૉક્ટરને બોલાવવાને માટે ભીમસેન આવ્યો. કર્મપુરમાં મેલેરિયાનો પ્રકોપ વધી ગયો હતો. અનેક દર્દીઓ મૃત્યુશય્યા ઉપર પડયા હતા. ભીમસેને નમસ્કાર કરીને ડૉ. સતીશને કહ્યું, 'ડૉક્ટર સાહેબ! આવો અમારા ગામમાં જે કંઈ તમારી ફી હશે તે હું આપીશ. મારો છોકરો સખત બીમાર છે. તેને તાવ કોઈ પણ રીતે ઊતરતો જ નથી.'

ડૉ. શતીશ : 'તમારા ગામમાં બીજા પણ બીમાર છે ?'

ભીમસેન : 'હા કેટલાય લોકો મરણપથારી ઉપર પડ્યા પડ્યા તમારી રાહ જોઈ રહ્યા છે.'

ડૉ. શતીશ : 'સાંભળ્યું છે. કેટલાક લોકો ધનાઢ્ય પણ છે ગામમાં.'

ભીમસેન : 'તમે ચાલો તો ખરા, તમને ધન પણ મળશે ને યશ પણ.' ડૉકટરના મોઢામાં પાણી આવી ગયું. તે ઘોડાગાડીમાં બેસીને તરત જ ભીમસેનની સાથે કર્મપુર પહોંચ્યા. ભીમસેનના રોગી પુત્રની નાડી જોઈને ડૉકટરે કહ્યું, 'આ મેલેરિયા નથી, ટાઈફોઈડનો તાવ છે. જલદી ઇલાજ કરાવો, નહિતર દર્દી બચી નહીં શકે.'

ભીમસેન : 'તમે જ તેનો ઇલાજ કરો ડૉકટર સાહેબ !'

ડૉ. : 'ઘણો ખર્ચ આવશે મારા ઇલાજ ઉપર. ગોળીઓ, ઇન્જેકશન વગેરે આપવું પડશે. મારે દરરોજ તેની તબિયત જોવા આવવું પડશે.'

ભીમસેન : 'જે ખર્ચ આવશે તે હું આપીશ. પરંતુ મારી પરિસ્થિતિ ઉપર તમે જરૂર ધ્યાન આપજો.'

ડૉ. સતીશે પોતાની ફીના રૂપિયા માગી લીધા. ભીમસેને તેને આપી દીધા. ડૉકટરે ઇન્જેકશન, ગોળીઓ

વગેરેનો કાગળ લખીને તેને દવાખાનાથી લઈ આવવાનું કહીને ચાલવા લાગ્યો. ગામમાં બીજા લોકોએ પણ ડોક્ટરને ઘેરી લીધા. ડોક્ટરે જ્યારે એક રોગીને જોઈને તેના પિતા પાસેથી પોતાની ફી માંગી તો તેમણે કહ્યું : 'ડોક્ટર સાહેબ ! અમે ગરીબ માણસ છે. કંઈ દયા કરો.'

ડોક્ટર કહેવા લાગ્યો : 'ગરીબ હતા તો મને લાગ્યા જ શા માટે ! હું મારી ફીમાં ઓછું નહીં કરું.' છેવટે પાડોશી પાસેથી થોડા રૂપિયા ઉધાર લાવીને રોગીના પિતાએ ફીના ચૂકવ્યા. પછી જે જે દર્દીઓને જોવા માટે ડો. સતીશ ગયો. તે તે બધાને પહેલેથી જ ફીની માંગણી કરી દીધી. લોકો ડોક્ટરની હૃદય-હીનતા અને માનવતા રહિત વ્યવહાર જોઈને તેના પ્રત્યે નફરત કરવા લાગ્યા. એક ઘરમાં તો ડોક્ટરે જોયા બાદ તરત જ દર્દી મરી ગયો. પરંતુ ડો. સતીશને ફી માગતાં જરા પણ સંકોચ ન થયો. ભીમસેનના પુત્રના ઇલાજ, ફી, અને દવાનું બિલ એક હજાર રૂપિયા જેટલું થઈ ગયું. પરંતુ ડોક્ટરે ખોટું નિદાન કરીને ઊલટી દવા આપીને દર્દીને મોતના મોઢામાં પહોંચાડી દીધો.

ગામમાં બીજા કેટલાય દર્દીનો ઇલાજ કર્યો. પરંતુ તેમની હાલત પણ પહેલાં કરતાં ખરાબ થઈ ગઈ. બે ત્રણ દર્દીઓનું મૃત્યુ થઈ ગયું. હવે શું હતું ? ગામના લોકોએ ડોક્ટરને ઘેરી લીધો.

અને તેમને પૂરપરછ કરવા લાગ્યા જોતજોતામાં જ આખાય ગામમાં મૃતકોનાં કુટુંબમાં નરકનું સંગ્રામ મચી ગયું. ઘણા લોકો ડોકટરને લડવા લાગ્યા. ડોકટરે તે ગામ પાસેથી પૈસા તો ઘણા લઈ લીધા હતાં; પરંતુ તેની પ્રતિષ્ઠા ખલાસ થવાને કારણે તેના હૃદયમાં નરકની હોળી સળગવા લાગી.

## ૧૬ | સહૃદય ડૉક્ટર દ્વારા સ્વર્ગનું વાતાવરણ

ડૉક્ટર વિક્રમને સિદ્ધપુરમાં સૌ કોઈ સેવાભાવીના નામથી ઓળખતા હતા. તે ધનવાનોને ત્યાં જાય ન જાય, ગરીબોને ત્યાં સૂચના મળતાં જ તરત પહોંચી જતો હતો. કોઈ પાસેથી ફી માગવાની તેની આદત જ ન હતી. જે ન આપી શકે તેવા પાસે તે ફી માફ કરી દેતો હતો.

કેટલીક વખત સારા લોકો તેમની સહૃદયતા તથા તેમના ઇલાજથી સારા થવાને કારણે ખુશ થઈને તેમની ઇચ્છા ન હોય છતાં પણ જબરદસ્તીથી તેમના ખિસ્સામાં નોટો નાંખી દેતા હતા. એક દિવસ ડૉક્ટર વિક્રમનો એક મિત્ર તેમને કહેવા લાગ્યો :

'દોસ્ત! લોકો પાસેથી ફી લેવી અને તેમના ઇલાજના પૈસા લેવાનું તું ભૂલી શા માટે જાય છે?'

તો તું બહુ આળસમાં રહો છે? પૈસો હશે તો ઘડપણમાં કામ આવશે.'

ડૉ. વિક્રમ : 'મિત્ર! મારા માગ્યા વગર જ તે મળી જાય છે. મારે કાંઈ કમી રહેતી નથી પરંતુ હું તે ગરીબોને મફતમાં ઇલાજ કરીને આશીર્વાદના રૂપમાં બહુ જ ધન લઈ લઉં છું. મને વિશ્વાસ છે કે ઘડપણમાં પણ લોકો મારી સેવા કરવામાં કોઈ કસર નહીં રાખશે.'

મિત્ર : 'પરંતુ લેણ-દેણની બાબતમાં તું બહુ સંકોચી છો. આથી ધૂર્ત લોકો તારાથી વગર મફતનો ફાયદો ઉઠાવે છે.'

ડૉક્ટર : 'ભાઈ! શું બતાવું ફી લેવી તો મારી કમજોરી છે. મારે તો સેવાભાવથી દર્દીઓનો ઈલાજ કરવો જોઈએ. તો પણ હું જેટલો સંકોચ કરું છું લોકો મને તેટલું જ વધારે ધન આપી દે છે. ધૂર્ત લોકોને આપમેળે આનાથી પ્રેરણા મળશે.'

એક વખત ડોકટર વિક્રમ મુંબઈ જઈ રહ્યો હતો. ગાડીમાં ઘણી ભીડ હતી. ગાડી મનમાડ પહોંચવાની હતી. જે ડબ્બામાં ડૉ. વિક્રમ બેઠો હતો, તે ડબ્બામાં એક ઘરડા માણસના દિલમાં ગભરામણ થવા લાગી.

બુઢ્ઢો એકલો હતો. ડૉક્ટરને ખબર પડતાં જ તે તેમની સીટ ઉપરથી ઊઠયા. બુઢ્ઢાની નાડી જોઈ અને

એક મિનિટ પછી જ તેમની બેગમાંથી ઇંજેકશન કાઢયું અને તેને આપી દીધું. બુઢ્ઢો થોડોક હોશમાં આવ્યો. ધીરે ધીરે દર્દ શાંત થયું અને તેને તેના ઉપકારી ડોકટરને ઓળખ્યો. તે ડોકટરના પગ પકડીને આંખોમાં આંસુ લાવીને બોલ્યો, 'ડોકટર સાહેબ! હું ગામનો એક ગરીબ માણસ છું. તમે મારો જીવ બચાવ્યો. બદલામાં હું તમને શું આપું? મારી પાસે હૃદયના હજાર હજાર આશીર્વાદ છે. ધન્યવાદ છે. મારાં પરમ દેવતા હજાર વર્ષો સુધી તમને સુખથી જીવવા દે.'

ડો. વિક્રમ: 'દાદાજી! તમે પૈસાની ચિંતા ન કરો. મારે તમારી પાસેથી કંઈ લેવું નથી. હું તો તમને સ્વસ્થ જોવા ઇચ્છું છું. બતાવો હવે તમને આરામ છે ને?'

બૂઢો: 'હા મારા દેવ! હવે હું સારો છું. અચાનક જ પહેલી વખત મને આવી ગભરામણ થઈ છે. તમે જે ઇંજેકશન આપ્યું તેની કિંમત કેટલી છે? હું તમને મારા ગામ જઈને આપી દઈશ. તમે તમારું સરનામું લખી આપો.'

ડો. વિક્રમ: 'દાદાજી! પૈસાની ચિંતા બિલકુલ ન કરો. મારે તમારા પાસેથી દવા તથા ઇંજેકશનની ફીના કંઈ પણ પૈસા નથી જોઈતા. હમણાં હું તમને ગોળી-ઓની એક શીશી બીજી આપું છું. દિવસમાં ચાર વખત તેની એક એક ગોળી તમારે લેવાની છે.

(બેગમાંથી ગોળીઓની શીશી કાઢીને આપતાં) લો,-
આ શીશી.'

બૂઢો : 'ડોકટર સાહેબ! તમે આને તમારી પાસે રહેવા દો. કષ્ટ ન કરો! મને એક કાગળ પર આ દવા લખીને આપો. હું કોઈ શહેરમાંથી આ ગોળીઓની શીશી ખરીદી લઇશ.'

ડોકટર સાહેબ! 'દાદાજી! તમે આને રાખી લો. બધી જગ્યાએ આ દવા તમને નહીં મળે અને તમને અત્યારે આની ખૂબ જ જરૂર છે.'

બૂઢાએ ડોકટરને અંતરથી આશીર્વાદ દીધા, આભાર પ્રગટ કર્યો. અને ત્રીજા સ્ટેશન ઉપર તે ઊતરી ગયો. પરંતુ ડોકટરની આવી પરોપકારી સહૃદય વ્યવહારની અદ્ભુત છાપ ડબ્બામાં બેઠેલા મુસાફરો પર પડી. તેમને ડોકટરનું સરનામુ પૂછયું તે બૂઢાએ પણ તેના ગામમાં જઈને ડોકટરની પ્રશંસા શરૂ કરી. હવે શું હતું? આજુબાજુના ગામોના ઘણાં લોકો ડો. વિક્રમની પાસે આવીને ઈલાજ કરાવવા લાગ્યા.દરરોજ ડોકટરના બારણામાં દર્દીઓની લાઈન થવા લાગી. તે બુઢ્ઢા ગ્રામીણે પણ ઇંજેકશન અને દવાની કિંમતના વીસ રૂપિયા ડોકટરને મોકલ્યા.

ડો. વિક્રમને ત્યાં ધન અને યશની વર્ષા થવા લાગી. સિદ્ધપુરમાં તો જનતાને સારું થવાથી દૂર દૂરનાં દર્દીઓના જીવનમાં તેમણે સ્વર્ગીય સુખનો સંચાર કર્યો તે

દર્દીઓનો ઇલાજ જ કરતો ન હતો પરંતુ તેમને આરોગ્યના નિયમ પણ સમજાવતો હતો. કારણ કે તે બીમાર ન પડે. અને પ્રત્યેક દર્દીને દારૂ, માંસ, ઇંડાં અને માછલી વગેરે ખરાબ ખાણીપીણાનો તથા બેઈમાની, ચોરી, ઠગી, લાલચ ખોરી વગેરે બૂરાઈઓનો ત્યાગ કરાવતો હતો. તે દરેક દર્દીને એ સમજાવતો હતો. કે જીવનમાં આ સુવર્ણસૂત્રો ઉપર ચાલવાવાળા વ્યક્તિ ક્યારેય બીમાર નથી પડતો. લોકો તેને જાદુગર સમજતા હતાં તે પણ તેના જીવનમાં દર્દીઓની સેવા કરીને સ્વર્ગનાં સુખની અનુમતિ કરતો હતો.

## ૧૭ | ખોટા વકીલ દ્વારા ગામ નરકનો અગ્નિકુંડ

સતીશ : બહુ જ હોશિયાર અને મધુરભાષી વકીલ હતો. તેણે ઈ. સ. ૧૯૩૯માં એલએલ. બી. પાસ કરી હતી. અને ત્યારથી તે વકીલાત કરતો આવી રહ્યો હતો. પરંતુ વકીલના જીવનમાં જો સચ્ચાઈ, ન્યાય–પ્રિયતા અને સહૃદયતા જોવી જોઈએ. તેમાં સતીશ બહુ પાછળ હતો. તેનો ઉદ્દેશ હતો, કોઈ પણ રીતે તે લોકોમાં લડાઈ ઝઘડાઈ કરીને ખોટા કેસ લઈ ને પૈસા પડાવવા હતા અને પૈસાના બળથી સમાજ અને ગામમાં નેતૃત્વ પ્રાપ્ત કરવું હતું.

એક દિવસ બાજુના ગામના કોઈ ઉદ્દંડ અને અન્યાયી, વ્યક્તિ સતીશની પાસે સલાહ લેવા આવી. સતીશે તેમનું ખૂબ સ્વાગત કર્યું અને પૂછ્યું, 'કહો, ક્યાંથી આવ્યા ? કેમ આવવું પડ્યું ભાઈ !'

તેઓ બોલ્યા : ગામના કેટલાક ચૌધરીઓ અમારી ઉપર બહુ જુલમ અને હેરાન કરે છે તેમની આ રીતે કેટલાય વર્ષોથી ચાલી આવતી હતી. આજ કાલ અમે અમારા મંદિરમાં ભગવાનમાં દર્શન કરવા જઈ રહ્યા હતા. તો તેમણે અમને પકડી લીધા અને ખૂબ મારપીટ કરી અને અમને હેરાન કરવાના ઉપાયમાં રહે છે, એ માટે તમારી સલાહ લેવા આવ્યા છીએ કે શું કરીએ ?'

શતીશ : તમારો પક્ષ સબળ છે. તમે તે બધાનાં નામ બતાવો અને તેના ઉપર દાવો માંડીએ. હું તમારો કેસ ચલાવીશ તેમની અક્કલ ઠેકાણે આવી જશે.'

વકીલ સતીશે ઉદ્દંડ દસ ગ્રામીણનાં માણસોનાં નામ લખી દીધાં; તેમણે તેમનું મહેનતાણું ઠેરવી દીધું. અને બે લાખ રૂપિયા એડવાન્સ લઈ લીધા.

ગામમાં બીજા પક્ષને ખબર પડી. જે સચ્ચાઈ અને ન્યાય પર હતો તે પક્ષના કેટલાક અગ્રગણ્યો પણ સતીશ વકીલની પાસે આવ્યા અને સતીશને કહેવા લાગ્યા : 'વકીલ સાહેબ ! તમે તે બદમાશો તો ખોટો કેસ શા માટે લઈ લીધો ? તે તો ગામમાં નીચી કક્ષાના ઉદ્દંડ અને અન્યાયી છે. તે ઇચ્છે જેને મારપીટ કરીને ઇજ્જત ખરાબ કરી નાંખે છે. અમે તેમને મારવાની કોશિશ કરી પરંતુ તે સંખ્યામાં વધારે હતા અને ચાલાક હતા. એટલા માટે મારપીટ કરીને ભાગી ગયા. મારવાની શરૂઆત તેમણે

પહેલાં કરી હતી. અમારામાંથી ચાર માણસોના માર્યા અને કમર ઉપર વધારે વાગ્યું છે તેમને હોસ્પિટલ પહોંચાડયા છે.'

શતીશ : 'શું એ વાત સાચી છે કે પહેલું આક્રમણ તેમણે કર્યું છે?'

ગ્રામીણ : 'હા, અમે ખોટું નથી બોલતા. જે સાચી વાત હશે તે કહીશું અને કહેવા માટે તૈયાર છીએ.'

શતીશ : આ વાતની કોઈ સાબિતી છે કે તે ઉદ્દંડોએ તમને માર્યા હતા? શું કોઈ બીજી સાબિતી છે તમારી પાસે?'

ગ્રામીણ : 'બેશક, અમારી પાસે સાબિતી છે. ઘણાય પુરાવા છે. અમને જ્યારે તેમણે માર્યા હતા, તે વખતે ઘણા લોકો દૂર ઊભા ઊભા જોઈ રહ્યા હતા.'

શતીશ : સારું તે દર્શક લોકો તમારી સાક્ષી આપી શકે છે?'

ગ્રામીણ : 'તેમાંથી કેટલાક લોકો સાક્ષી આપવા તૈયાર છે.'

શતીશ : 'સારું તેમને લઈ આવો હું તેનો કેસ છોડી દઉં છું. અને તમારો કેસ લઈ લઉં છું. પરંતુ મહેનતાણું અઢી, હજાર લઈશ, તમને જીતાડી દઈશ.'

ગ્રામીણ : 'આટલું મહેનતાણું વધારે છે. અમે સાચા છીએ, ગરીબ, ગ્રામીણ માણસો છીએ તમે કંઈ દયા કરો. આટલા રૂપિયા ક્યાંથી આપીશું ?'

શતીશ : 'કેસ લડવામાં અક્કલ વધારે ખરચવી પડે છે. મારે તમારા પક્ષને સાબિત કરવાને માટે ઘણી બધી કાયદાની ચોપડીઓ વાંચવી પડશે, મહેનત કરવી પડશે એટલા માટે મારું મહેનતાણું કાંઈ વધારે નથી. બાકી તમારી ઇચ્છા. નહીંતર કેટલાય વકીલ તો તમારી પાસેથી દસ હજાર રૂપિયા માંગી શકે છે. તમે તમારી ગરજે ખુશીથી આપશો.'

ગ્રામીણ : 'અમે ગરીબ છીએ અમારી ઉપર કંઈ મહેરબાની કરો.'

શતીશ : 'મેં તો તમને પહેલાં જ મહેનતાણું ઓછું બતાવ્યું છે.'

ગ્રામીણ : 'સારું, અમે તમને બે હજાર રૂપિયા દઈ દઈશું.'

શતીશ : જુઓ આટલું ઓછું ન કરો. મારે પણ તો છોકરા છે. અને આ ધંધા દ્વારા હું તેમનું પેટ ભરાવું છું. વિચારવાની વાત છે. છેવટે હું તેમનું ભરપોષણ કેવી રીતે કરું જો તમારી પૂરેપૂરી ફી ન લઉં તો ?'

ગ્રામીણ : 'સારું' વકીલ સાહેબ ! સવા બે હજાર રૂપિયા લઈ લઈ લેજો બસ.'

શતીશ : 'સારું, તમારી એ ઇચ્છા છે તો સારું છે. પરંતુ થોડા રૂપિયા એડવાન્સમાં દેતા જાવ અને બધાંનાં નામ તથા સાક્ષીનાં નામ પણ લખાવતા જાવ એટલે હું કેસની બધી વિગત તૈયાર કરું.'

ગ્રામીણોએ ૨૫૦ રૂપિયા એડવાન્સ દઈ દીધા અને બધાનાં નામ તથા સાક્ષીઓનાં નામ સરનામાં લખી દીધાં. જ્યારે વાદી જતા રહ્યા. ત્યારે સતીશે છૂપી રીતે પોતાનાં ભત્રીજાને બોલાવ્યો અને બદમાશોનો જે ખોટો કેસ પહેલાં લઈ લીધો હતો, તેને ભત્રીજાને સમજાવીને સોંપી દીધો. ભત્રીજો નવો નવો વકીલ હતો. એટલા માટે એક હજાર રૂપિયા મહેનતાણાના ઉપર તૈયાર થઈ ગયો. અને તેને ઉદ્દંડ ગ્રામીણોમાંથી એક અગ્રણીને બોલાવીને બધી સ્થિતિ સમજાવી અને કહ્યું : 'જુઓ, તમારો પક્ષ એટલો પ્રબળ નથી, તો પણ મેં તમારી લોકોની સાથે નક્કી કર્યું છે. તો કેસની બધી વિગત જ તૈયાર કરીશ. મહેનતાણું હું જ લઈશ. માત્ર તમારી બાજુથી કેસ આ ભાઈ ચલાવશે. જ્યાં સુધી બનશે ત્યાં સુધી તે તમને જીતાડવાની પૂરેપૂરી કોશિશ કરશે.'

ઉદ્દંડ ગ્રામીણ : 'વકીલ, સાહેબ ! અમે તો તમને ઓળખીએ છીએ. અમે તો તમને અમારો કેસ બતાવ્યો

છે અને સોંપ્યો છે. તમે બીજાને સોંપો તે બરાબર નથી. અમારી સાથે વિશ્વાસઘાત થઈ જશે તો ?'

સતીશ : 'ના, ના. હું તમારી સાથે વિશ્વાસઘાત નહીં કરું. વાગીશ મારાથી પણ સારો વકીલ છે. હું તેને બધી વાતો સમજાવીને તૈયારી કરાવી દઈશ.'

ઉદ્દંડ ગ્રામીણોએ બે હજાર રૂપિયામાંથી એડવાન્સના પૈસા કાપીને બાકીના મહેનતાણાની ફીના સતીશને આપી દીધા અને વિજયની આશા લઈને જતા રહ્યા.

કેસ ઘણો લાંબો ચાલ્યો. તેમાં બધો ખર્ચો મેળવીને લગભગ દસ દસ હજાર રૂપિયા બંને પક્ષો પાસેથી સતીશે લઈ લીધા. વાગીશ સતીશનો સગો ભત્રીજો જ હતો. તેને બેત્રણ હજાર આપીને બાકીના બધા રૂપિયા સતીશે પોતાના ખિસ્સામાં સેરવી દીધા. કેટલીએ મુદત પડવા પછી બે વર્ષ પછી કેસનો આખરી નિર્ણય થયો. જેમાં ઉદ્દંડ ગ્રામીણોનો પક્ષ જીતી ગયો.

ન્યાયાધીશે સરળ ગ્રામીણોની ખિલાફ નિર્ણય દીધો. સરલ ગ્રામીણ હાથ ઘસતા રહી ગયા. તેમને જેલ અને દંડ બંને બાજુની સજા મળી. સતીશે હારેલા પક્ષના કેટલાક લોકોને બોલાવીને આશ્વાસન દીધું કે મેં તમને જીતાડવાની બહુ જ કોશિશ કરી પરંતુ સામેના પક્ષના વકીલે ન્યાયાધીશને લાંચ આપીને ફેંસલો તેમના પક્ષમાં કરાવી લીધો. બતાવો હું શું કરું ?'

બીચારા ગ્રામીણો જોઈ જ રહ્યા. સતીશ વકીલની આવી રીતની ચાલબાજીની અસર તે ગામમાં પડી. ગામમાં બે વર્ગ પડી ગયા. ઉદ્દંડ ગ્રામીણોએ ઘણા લોકોને ચાલાકી વાપરીને પોતાના પક્ષમાં કરી લીધા. આવી રીતે તે આખું ય ગામ યુદ્ધનું મેદાન બની ગયું. દરરોજ લડાઈ, ઝઘડા થવા લાગ્યા. માથાં ફૂટવા લાગ્યાં. સતીશ અને વાગીશ બંને વકીલોની પાંચે આંગળીઓ ઘીમાં બોળાઈ ગઈ. બંને હજારો રૂપિયા કમાયા. આખુંય ગામ પરસ્પર મળીને સમાધાન કરવાનાં બદલામાં વકીલોના ચક્કરમાં પડીને નરકનું અગ્નિકુંડ બની ગયું.

## ૧૮ | સાચા વકીલ દ્વારા ગામ સ્વર્ગ સમું બન્યું

ઈશ્વરચંદ વકીલ મહાત્મા ગાંધીનો ભક્ત હતો. એટલા માટે ગાંધીજીના સિદ્ધાંતો પ્રમાણે ચાલતો હતો. તેને તેમાં શ્રદ્ધા પણ હતી. તે ક્યારેય ખોટા કેસ લેતો ન હતો. તેને ખબર પડી જાય કે આ મામલો ખોટો છે તો પોતાના કારકુનને કહીને તે કેસને છોડી દેતો હતો.

એક વખત નારાયણપુર ગામના કેટલાક અન્યાયથી પીડાતા એવા લોકો ઈશ્વરચંદની પાસે આવ્યા અને રોતા રોતા તેમની ફરિયાદ કરવા લાગ્યા : ' વકીલ સાહેબ, અમે ગરીબ ગ્રામવાસી લોકો જમીનદારોનાં ખેતરો ખેડીને મહેનત મજૂરી કરીને અમારો ગુજારો કરીએ છીએ. પરંતુ આ જમીનદાર લોકો અમારી ઉપર બહુ અન્યાય કરે છે. અમે તેમને તેમની મનમાની લગાન ન દઈએ તો તે

અમારી ઉપર જુલમ કરે છે. ગયા વરસે અમારી પાસેથી ૧/૬ ભાગના બદલે ૧/૨ ભાગ લીધો. અમે વર્ષોથી તેમની જમીન ખેડીએ છીએ પરંતુ અમારા નામ ખેડૂતના લિસ્ટ-માંથી કઢાવી નાંખ્યાં છે.'

વકીલ સાહેબે ગામમાં જઈને પાકી તપાસ કરી. ખરા સાક્ષીઓને પૂછ્યું છેવટે ગામનાં તે અન્યાયી જમીન-દારોની પાસે જઈને તેમને સમજાવ્યું કે 'તમે આ ગરીબ ખેડૂતો પર અન્યાય ન કરો. અત્યાર સુધી તમે જે અન્યાય કર્યો છે. તેનો પાછલો ભાગ તેમને દઈ દો અને ભવિષ્યમાં તેમના ઉપર અન્યાય કરવાનો નહિ.'

જમીનદાર : 'તેમનો સ્વાર્થ હતો ત્યારે તો તે લોકોએ અમારા ખેતર ખેડીને વાવ્યું. જો તે લોકો ઉપર કંટ્રોલ ન રાખ્યો હોત તો તે અમારું ખેતર ઉજ્જડ કરી નાખત. એટલે અમે જે પણ કરીએ છીએ તે બધું ન્યાયયુક્ત છે.'

ઈશ્વરચંદ્ર વકીલ : 'તમારો અન્યાય હવે સહન કરવામાં નહીં આવે.'

જમીનદાર : 'તમે જે ઇચ્છો તે કરી શકો છો અમે તમારી વાત સાંભળવા ઇચ્છતા નથી.'

ઈશ્વરચંદ વકીલે ગામના ગરીબ ખેડૂતોની બાજુથી કેસ લડ્યા. જમીનદારોએ વકીલને ઘણાં કારણો આપ્યાં. પરંતુ તે તેના ચક્કરમાં ન આવ્યા. છેવટે કેસમાં ખેડૂ-તોની જ જીત થઈ. જમીનદાર શરમિંદા બની ગયા.

ઈશ્વરચંદ્રે બંને પક્ષોમાં પ્રેમભાવ સ્થાપિત કરવા માટે ગામમાં એક સભાનું આયોજન કર્યું અને તે જમીનદારોને જેના વિરુદ્ધ કેસ લડયો હતો. તેણે પ્રેમપૂર્વક આગ્રહપૂર્વક કહ્યું, 'તમને અમારી બાજુથી સપ્રેમ આમંત્રણ છે. તમારે જરૂર આવવું જ પડશે.'

જમીનદાર : 'અમને શરમ આવે છે તે ખેડૂતોની પાસે આવવામાં અમને બોલાવો નહીં એ જ ઇચ્છા છે.'

ઇશ્વરચંદ્ર : 'વાહ ! તમે આ શું વાત કરો છો ! મારી સાથે આ ખેડૂતો પણ તમને પ્રેમથી બોલાવવા માટે તો આવ્યા છે. હવે તો તમારે જરૂર આવવું જ પડશે.'

બધા જમીનદાર લોકો બરાબર સમયે સભાસ્થળ પર આવી પહોંચ્યા હતા. વકીલ સાહેબે તથા ખેડૂતોએ તેમને પ્રેમપૂર્વક બેસાડયા અને કહ્યું : 'મારા પ્યારા જમીનદાર ભાઈઓ, જો કે જીત ખેડૂતભાઈઓની થઈ છે. અને તે તમારા દ્વારા પહેલાં થયેલા અન્યાયના ભાગની રકમ લેવાને માટે ભાગીદાર છે. પરંતુ બધા પોતાના હક્કની રકમ ખુશીથી છોડી દે છે. પરંતુ તેમની પ્રાર્થના છે.' (ખેડૂતો ઊભા થઈને) 'ભવિષ્યમાં તમે અમારી ઉપર કોઈ પણ રીતે અન્યાય ન કરતાં અમે તમારા જ કુટુંબી છીએ, એવો આત્મીયભાવ અમારી સાથે રાખો.'

જમીનદારોના ચહેરા પ્રસન્નતાથી ખીલી ઊઠયા. તે બધા એક જ અવાજથી બોલી ઊઠયા, 'અમે અમારા બધા ખેડૂતોને વિશ્વાસ આપીએ છીએ કે ભવિષ્યમાં

અમારી બાજુથી તમારી લોકો ઉપર કોઈ પણ રીતનો અન્યાય નહીં થાય. તમે પણ અમારા ખેતર ઉપર ઇમાન-દારીથી મહેનત કરો અમારી બાજુથી બહુ તમને દુઃખ થયું છે તેના માટે અમે માફી માગીએ છીએ. આશા છે તમે અમને માફ કરશો અને પ્રેમભાવ રાખશો '

ખેડુતો : (ઊભા થઈને) અમારે લીધે તમારા મનમાં ઘણું દુઃખ થયું તેના માટે અમે તમારી પાસે માફી માગીએ છીએ. તમને વિશ્વાસ આપીએ છીએ કે અમે તમારા ખેતરમાં ઇમાનદારીથી મહેનત કરીશું.'

વકીલ ઈશ્વરચંદ્રના કહેવાથી લીંબુના સરબતનાં ગ્લાસ ખેડૂતો લાવ્યા. જમીનદારોને પ્રેમથી રસ પીવડાવ્યો જમીનદારોએ પણ ખેડૂતોને તેમના હાથે સરબતના ગ્લાસ પીવડાવ્યા. બંને પક્ષના લોકો એક બીજાને પ્રેમથી ભેટયા. આખા ય ગામમાં વકીલ ઈશ્વરચંદ્રની પ્રશંસા થવા લાગી. આખું ય ગામ પ્રેમના સ્વર્ગમાં ડૂબી ગયું.

## ૧૯

## દુશ્ચરિત્ર અધ્યાપક
## નરકનું વાતાવરણ.

સુરહુરપુર ૫૦૦ ઘરોની વસ્તીવાળું મોટું ગામ હતું. પરંતુ ત્યાં એક જ નાની શાળા હતી. જેનું સંચાલન લોભી અને દુશ્ચરિત્ર અધ્યાપક ઉમાશંકરના હાથમાં હતું. તે સર્વેસર્વા હતો. તેની સામે ગામની કોઈ પણ વ્યક્તિનું ચાલતું ન હતું.

ઉમાશંકર બહુ જ શોખીન સ્વભાવનો છેલછબીલો માસ્તર હતો. તે બહુ જ કિંમતી રેશમી કપડાં પહેરતા હતા. મોઢામાં પાન ચાવવું, સિગારેટ પીવી અને સાંજે વિદ્યાર્થીઓ પાસે ભાંગ ઘૂંટાવીને પીવાની તેની દર-રોજની ટેવ હતી. તે વિદ્યાર્થીઓ પાસેથી જબરદસ્તીથી તેમના ઘરેથી દૂધ, દહીં, ઘી મસાલા વગેરે મફતમાં મંગાવતો અને તેમનાથી ઘણી ફી વસૂલ કરવી તો તેમનો ડાબા હાથનો ખેલ હતો.

એક દિવસ વિદ્યાર્થી રમેશને તેમણે ભાંગ ઘૂંટવાને માટે કહ્યું તેણે ભાંગ ઘૂંટી અને ગાળતી વખતે થોડીક ભાંગ પીધી માસ્તર ઉમાશંકરને ભાંગ પીવડાવીને તે સીધો ઘરે પહોંચ્યો. ભાંગના નશામાં તેમના પગ જ્યાં ત્યાં પડતા હતા ઘરે જતાં જ તેને ચક્કર આવ્યાં તો બેભાન થઈ ને પડી ગયો. ઘરના લોકોએ રમેશની હાલત જોઈ ને અનુમાન લગાવ્યું કે થયું ન થયું આ માસ્તર ઉમાશંકરજીની પાસે ભાંગ પીને આવ્યો છે.

ગામના કેટલાક સમજદાર લોકો માસ્તરજીની પાસે પહોંચ્યો. માસ્તર ઉમાશંકરે એક વાળંદની વિવાહિત છોકરીને શિક્ષિકા બનાવવાની લાલચ આપીને તેમના ઘરમાં રાખી લીધી હતી. તેમની સાથે તેમના અનુચિત સંબંધ હતા. તે પાસે જ બેઠી હતી માસ્તર ઉમાશંકરજીની છોકરીની સાથે આવી પ્રેમલીલા જોઈ ને ગામના લોકો એ તેમને કહ્યું: 'માસ્તરજી! તમે અમારા છોકરાને બગાડો છો તેમના જીવનમાં ખોટા સંસ્કાર પડે છે. આજે રમેશ ભાંગ પીને ઘરે પહોંચ્યો તો તેની તબિયત ખરાબ થઈ ગઈ. એક દિવસ અમે કેટલાક છોકરાઓને તમારી દેખાદેખીથી સિગારેટ પીતાં જોયો હતો. ક્યારેક ક્યારેક તમે દારૂના નશામાં ચૂર થઈ તે છોકરાઓને ભણાવે છે. તમારું આ દુશ્ચરિત્ર અમારાથી જોયું જતું નથી.'

ઉમાશંકર: (ખિજાઈ ને) 'હું શું તમારા છોકરાઓને સિગારેટ, ભાંગ અથવા અથવા દારૂ પીવાનું કહુ"

છું ? તે તેમની મરજીથી પીએ છે હું શું કરી શકું છું ? તમારે તમારા છોકરાને અભણ અને મૂર્ખ રાખવા હોય તો ન મોકલો મારી પાસે ભણવાને માટે. હું જે પણ ખાઉં છું પીઉં છું મારા પૈસાથી ખાઉં છું. તમારી પાસે માગવા આવું તો ન આપતા. તમારે કેરી ખાવાથી મતલબ છે કે ઝાડ ગણવાથી ? તમારે તમારા છોકરાને ભણાવવા છે કે મારા જીવનની બાજુ જોવું છે ? કોઈ વ્યક્તિના જીવનમાં પડવાની તમારે શી જરૂર છે ? આવી રીતે તો તમે ગામમાં કોઈ પણ અધ્યાપકને ટકવા નહીં દો.'

ગ્રામવાસી : 'તમે શિક્ષક છો તમારી વ્યક્તિગત જીવનની અસર બાળકો ઉપર જલદી પડે છે. એટલા માટે તમે તમારા જીવનને સુધારો ત્યારે જ બાળકોનો શિક્ષણની સાથે સુસંસ્કાર તમે આપી શકશો.'

ઉમાશંકર : 'જુઓ જી ! હું કાંઈ મસીન નથી કે જે બાજુ ફેરવો તે બાજુ ફરી જાઉં. હું બાળકોને એક કલાક નૈતિક શિક્ષણ આપું છું. તમારા બાળકો ઘરથી જ બગડચાં છે, તેમાં મારો શું વાંક છે ?'

ગ્રામવાસી : 'અમે તમારી આ ખોટી વાતોને સહન નહીં કરીએ. માસ્તરજી ! તમારું જીવન જ જ્યારે અનૈતિક છે તો તમે બાળકોને નીતિનું શિક્ષણ શું ધૂળ આપશો ?'

આવી રીતે ગ્રામીણ લોકોની સાથે વિવાદ ચાલતો હતો. ત્યારે ઉમાશંકરના પક્ષના કેટલાક લોકો લાકડી-લઈને ત્યાં આવી પહોંચ્યા, આવતાં જ તેમને કહ્યું, 'ખબરદાર છે જો માસ્તરજીને કોઈએ સારા ખરાબ કહ્યા છે તો તેને હાથ લગાડયો તો સારુ નહીં રહે. અમારે આ ગામમાં તેમને રાખવા છે. બહુ સારું ભણાવે છે. છોકરા-ઓને ગામના સદ્ભાગ્યથી જ આવા મહેનતુ અને ઉત્સાહી માસ્તર ગામને મળે છે.'

વિપથી લોકોએ કહ્યું : 'અમને તો તે માસ્તરજીથી બાળકોનાં ભવિષ્ય બગડતું નજરે જોવામાં આવે છે શું થાય તે સારું ભણાવે છે તો. તેના ખોટા સંસ્કારને તે અમારા. બાળકો ઉપર ખરાબ પ્રભાવ પડે છે. આવી રીતે તો આખાય ભાવિ સમાજનું ઢાંકણું જ બગડી જશે એટલે તમે તેમને વધારે પ્રોત્સાહન ન આપો.'

પક્ષકાર : 'બુધ્ધુઓ' તમે પોતે જ મૂર્ખ છો અને. તમારા બાળકોને પણ મૂર્ખ બનાવી રાખવા ઇચ્છો છો. તમારે તમારા બાળકોનું ભણતર કંરાવવું છે કે તેમની જિંદગી જોવી છે? તેમને તો બીજે પણ ક્યાંક જગ્યા. મળી જશે. પરંતુ તમારે આવો યોગ્ય અધ્યાપક મળવો. મુશ્કેલ છે.'

આવી રીતે ઉમાશંકર અને તેમના પક્ષના લોકોની સાથે ધર્મપ્રેમી ગ્રામીણ સજ્જનોની બહુ વાર બોલચાલ

ચાલી પરંતુ માસ્તર ઉમાશંકર જ્યાંના ત્યાં જ હતા. ગામના વધારે છોકરાઓ કુસંસ્કારી દારૂ, જુગારી, ચોર, લુંટારાઓ, ખિસ્સાકાતરુઓ બની ગયા, આખાય ગામની ઊંઘ હરામ થઈ ગઈ. છોકરાઓ ઉમાશંકરના આચરણને જોઈ જ આ બધુ શીખ્યા હતા. પરિણામ સ્વરૂપે દરરોજ તેની સાથે ગામના લોકોમાં લડાઈ, ઝઘડા થતા રહેતાં હતાં આખુંય ગામ નરકાગાર બની ગયું.

## ૨૦ | સચ્ચરિત્ર અધ્યાપકથી ગામ સ્વર્ગ બન્યું

માસ્તર અમરનાથ ગંગાપુર હાઈસ્કૂલના, સચ્ચરિત્ર ઈમાનદાર, નિર્લોભી અને નામી અધ્યાપક હતા. તેમનામાં કોઈ પણ પ્રકારની દુશ્ચરિત્રતા અથવા દુર્વ્યસનની ટેવ તો હતી નહીં પરંતુ તે ક્યારેક ક્યારેક તેમના વિદ્યાર્થીઓથી છૂપાઈને એકાંતમાં સિગારેટ પીતા હતા તે તેને સારું સમજતા ન હતા. પરંતુ તે માનતા હતા કે અધ્યાપકના જીવનની અસર ખરાબ રીતે વિદ્યાર્થીઓના જીવન ઉપર પડે છે. જો અધ્યાપકમાં કોઈ ટેવ અથવા દોષ હોય તો તે કુમળાં બાળકોના જીવનને બગાડે છે. આઠમી ક્લાસનો એક વિદ્યાર્થી તેનાથી છૂપાઈને સિગારેટ પીતો હતો. એક દિવસ સિગરેટ પીતાં તેમના પિતા જોઈ ગયા તે તેને શ્રીઅમરનાથજીની પાસે આવ્યા અને તેની ફરિયાદ કરતાં બોલ્યા : 'માસ્તરજી ! મારા આ છોકરામાં એક મોટો

દુર્ગુણ છે, ખબર નહીં આ દુર્ગુણ તેમાં ક્યાંથી આવી ગયો ? તમે શિક્ષક છો તમારા ઉપર બહુ મોટી જવાબદારી છે બાળકોના ઘડતરની. શિક્ષણની સાથે સાથે એમને સુસંસ્કાર નહીં મળે તો તે મનુષ્યના રૂપમાં માત્ર પશુ જ રહી જશે. એટલા માટે તો ઉપનિષદમાં 'આચાર્યદેવો ભવ' કહ્યું છે.

સાંભળતાં જ શ્રી અમરનાથજી ગંભીર વિચારમાં ડૂબી ગયા તેમને તે છોકરાના પિતાને કહ્યું : 'તમે તેને આઠ દિવસ પછી મારી પાસે લઈ આવજો. આશા છે ભગવાનની કૃપાથી તેની સિગારેટ પીવાની ટેવ છૂટી જશે.'

તેના બીજા દિવસે જ અમરનાથજી સીધા મથુરા આવ્યા અને ત્યાં જગદીશજીના મંદિરમાં મૂર્તિની સામે માથું નમાવીને આંખોમાં આંસુ લાવીને કહેવા લાગ્યા : 'ભગવાન ! હું કેટલો અપરાધી છું કે મને સિગારેટ પણ છૂટતી નથી. બસ, આજથી હું આ સિગારેટોને તોડીને તમારી સામે પ્રતિજ્ઞા કરું છું કે હું જિંદગીમાં ક્યારેય સિગારેટ નહીં પીઉં. મારા વિદ્યાર્થીમાં પણ આ દુર્ગુણ નાશ પામે.'

તે આઠમા દિવસે જ ગંગાપુર પાછા આવ્યા ને છોકરાના પિતાએ આનંદ પ્રગટ કરતાં કહ્યું, 'તમારી પાસે અમે આવ્યા હતા તેના ત્રીજા દિવસે જ આ બાળકે સિગારેટ પીવાની બિલકુલ છોડી દીધી હતી.'

અધ્યાપક અમરનાથનો વિશ્વાસ શિક્ષકની સચ્ચરિત્રતા પર પચાંને જામી ગયો. તેમણે તે દિવસથી ગામની ભલાઈનાં કામોમાં પણ ભાગ લેવાનું શરૂ કર્યું. લોકોને સમજાવીને તેમણે ફંડ એકઠું કરીને તથા તેમાં કેટલીક રકમ પોતાની પાસેથી ઉમેરીને મકાન ઉપર બીજો માળ બનાવી દીધો.

ગામનાં અનાથ, ગરીબ અને અસહાય વિદ્યાર્થીઓ, વિધવા બહેનો અને બૂઢા તથા અપંગ લોકોને કોઈને કોઈ રીતથી મદદ કરવાની યોજના બનાવી એક ગ્રામ-કલ્યાણ-ફંડ બનાવ્યું. ગામમાં લોકોને દુર્વ્યસનો, કુપ્રથાઓ અને ખોટાં રીત-રિવાજ છોડાવવાને માટે પ્રયત્ન શરૂ કર્યો.

એક વખત કેટલાક લોકોએ માસ્તર અમરનાથજીની બાબતમાં ખોટો આરોપ લગાવ્યો કે તે ફંડના રૂપિયા પોતે જ ખાઈ ગયા છે પરંતુ સાચને શું આંચ આવે? તે આ આરોપથી છૂટી ગયા અને ગામની પાઠશાળાથી હંમેશને માટે રજા લેવાની પ્રાર્થના કરી તેમણે કહ્યું: 'મેં આ ગામમાં શાળાના માધ્યમથી તમારા બાળકોને શિક્ષણ આપ્યું છે. હવે હું તેમાંથી નિવૃત્ત થવા ઇચ્છું છું.'

પરંતુ ગામના લોકોએ અભિનંદનપત્ર અને ૫૦ હજારની થેલી ભેટ આપવા માટે કહ્યું. પહેલાં વિચારેલા સત્કાર સમારંભનું આયોજન કર્યું. કેટલાક અગ્રણી લોકોએ ઊભા

થઈને તેમને અભિનંદનપત્ર ભેટ આપવાનું વિચાર્યું પરંતુ માસ્તર અમરનાથજીએ પ્રત્યુત્તરમાં કહ્યું : 'મને તેની બિલકુલ જરૂર નથી. હું તમારી ભાવનાની કદર કરું છું. પરંતુ અભિનંદનપત્ર નથી લઈ શકતો અને આ થેલી ગ્રામકલ્યાણ માટે અર્પણ કરું છું. અને મારી પૂર્વોક્ત વાતનો જવાબ ઇચ્છું છું.'

ગામના વધારે પડતા આગ્રહથી તેમને નિવૃત્ત થઈને પણ જવા ન દીધા. છેવટે અધ્યાપકને પોતાનો વિચાર છોડવો પડ્યો. તેમણે તેમની અંતિમ જિંદગી કોઈ એક કાર્યક્ષેત્રમાં જોડવાનો નિર્ણય કર્યો અને તેના અંતર્ગત તે સમાજકલ્યાણ, ગ્રામકલ્યાણ, જીવનનિર્માણ વગેરે પ્રવૃત્તિઓમાં તેમનું જીવન વીતાવવા લાગ્યા.

તેમના આ ત્યાગમય તથા ઉપદેશમય જીવનથી કેટલાંય ગામોમાં સ્નેહ, સમભાવ તથા સદાચારની નદી વહેવા માંડી.

## ૨૧

**બેઈમાન વેપારી :**
**નરકના મહેમાન**

હરદયાલ કરિયાણાનો વેપારી હતો. તેની દુકાનમાં ગ્રાહકોની ભીડ લાગી રહેતી હતી. પરંતુ તે તોલમાપમાં ગડબડ કરતો હતો. કેટલીક વખત સારી જાતમાં હલકી જાત મેળવીને ગ્રાહકને આપી દેતો હતો. કેટલીક વસ્તુંઓમાં તે બમણો નફો લેતો હતો.

કેટલીક વાર છૂપી રીતે વિદેશથી માલ મંગાવીને બમણો નફો લઈને તે વેચી પણ નાંખતો હતો. જ્યારે કોઈ દિવસ કસ્ટમ અધિકારી માલ પકડી લેતો તે દિવસે લાંચ આપીને છૂટી જતો. આવી રીતે તેનો વેપાર ખૂબ ચાલી રહ્યો હતો.

કેટલાક દિવસથી હરદયાલની તબિયત સારી ન હતી. તેના પાડોશીમાં જ એક ધર્માત્મા તથા સેવાભાવી

વૈદ્ય યોગેન્દ્રપાલ રહેતો હતો. હરદયાલની સાથે તેમની ગાઢ મૈત્રી હતી. હરદયાલને વૈદ્ય કેટલીકવાર કહેતો હતો કે, 'બેઈમાનીની અસર મનુષ્યના સ્વાસ્થ્ય ઉપર અવશ્ય પડે છે.'

એક વખત હરદયાલ યોગેન્દ્રપાલ વૈદ્યની પાસે આવ્યો અને તેમને કહ્યું: 'મિત્ર ! મારું સ્વાસ્થ્ય આજકાલ બહુ જ ખરાબ રહે છે. મને કોઈ એવી દવા આપો જેથી હું તરત જ સારો થઈ જાઉં.'

યોગેન્દ્રપાલ: (હસતાં હસતાં) માલૂમ પડે છે કે તમે તમારા વેપારમાં વધારે બેઈમાની કરી છે. હું તમને રોગનું નિદાન કરીને દવા આપીશ; પરંતુ દવાની અસર ત્યારે જ થશે જ્યારે તમે તમારા વેપારમાં ઇમાનદારીને અપનાવશો.'

હરદયાલ: 'હું તમારા આ પોગાપંથને માનતો નથી. અરે સ્વાસ્થ્યની સાથે તેની શું મતલબ ? મને તો તમે સારી દવા આપી દો.'

વૈદ્યજીએ દવા તો આપી દીધી. હરદયાલ વિધિપૂર્વક દવાનું સેવન કરતો હતો. પરંતુ તેમની બીમારી દિવસે દિવસે વધતી જતી હતી. હરદયાલને જે કોઈ પણ ધર્મની વાત કરતો તેને તે તિરસ્કારતો.

એક દિવસ એક ગરીબ ઠાકુરને પોતાની પત્નીની સુવાવડમાં અજમાની જરૂર હતી એટલા માટે લાલા

હરદયાલને કહ્યું : 'લાલાજી ! લો આ થાળી ગીરે રાખી અને મને શેર અજમો આપો.'

લાલાજીએ થાળી રાખીને તેના બદલામાં અજમો તોલી દીધો. ઠાકુર અજમો લઈને ઘેર આવ્યા તો ઠકુરાણીએ કહ્યું : 'અરે તમારા ગયા પછી ઘરમાં શોધતાં અજમો મળી ગયો. એટલે આને દુકાનદારને ત્યાં પાછો આપી આવો.'

ઠાકુર અજમાની થેલી હતી તેમ જ લઈને લાલા હરદયાલની દુકાન ઉપર ગયો અને કહ્યું, 'લાલાજી, મને ઘરમાંથી અજમો મળી ગયો છે. આટલા માટે તમે આ અજમો પાછો લઈ લો અને મને મારી થાળી આપી દો.'

લાલા હરદયાલે પહેલાં તો આનાકાની કરી પરંતુ ઠાકુરે જ્યારે કહ્યું કે થોડા પૈસા તમે ઉપરથી લઈ લો પરંતુ મને મારી થાળી પાછી આપી દો. ત્યારે લાલાએ અજમાની થેલી લઈને તોલ કરી તો અઢીસો ગ્રામ ઓછી હતી. લાલાએ ખિજાઈને કહ્યું કે, આ તો અઢીસો ગ્રામ ઓછો છે. અમને બેવકૂફ બનાવવા આવ્યો છે. અઢીસો ગ્રામ અજમો ઘરમાં રાખીને પાછો આવ્યો છે. હું પાછો નહીં લઉં. લઈ જાવ તમારો અજમો.'

ઠાકુરને લાલાજીની બેઇમાની ઉપર ગુસ્સો આવ્યો. અને કહ્યું, 'લાલાજી ! મેં આમાંથી અજમાનો એક

દાણો પણ નથી કાઢયો, જેવો ઘરમાં લઈને પહોંચ્યો, તેવું જ ઘરવાળીએ કહ્યું કે આપણા ઘરમાંથી અજમો મળી ગયો છે. તમે આને પાછો આપીને આવો, અને હું એ જ પગલે પાછો આવ્યો છું. તમારે ત્યાં જ આ ગડબડ થઈ છે. મારે ત્યાં નથી થઈ.'

લાલાએ ગુસ્સે થઈ કહ્યું, 'અહીંયાં તો તમારી સામે જ શેર અજમો તોલીને આપ્યો છે. અહીંયાંથી ઓછો કેવી રીતે આપ્યો હોય! ઠાકુર સાહેબ! અમારી ઉપર ખોટો આરોપ કેમ લગાવો છો?'

ઠાકુર: 'હું જે પણ કહું છું તે બરાબર કહું છું. લાલાજી, તમારે ત્યાંથી જ પા શેર અજમો ઓછો તોલ્યો હશે. તમે માનો કે ન માનો તમારે કરવું હોય તે કરો; મારે ત્યાં આમાંથી અજમો બિલકુલ કાઢયો નથી.

આ સાંભળ્યું કે લાલાનો પારો ગરમ થઈ ગયો. ઠાકુર સાહેબ સત્યના ઉપાસક હતા. થાળી તો લાલાજીની પાસે હતી જ. તે અજમો પણ ઠાકુરે લાલાજીને સોંપી દીધો અને તે કહેતાં જ રવાના થઈ ગયા કે 'શેઠજી! આ બેઈમાનીનો જવાબ પરલોકમાં શું આપશો? આવી રીતે તમે મારા જેવા સેંકડો ભોળા ગ્રાહકોને બુધ્ધુ બનાવીને પાપકર્મ કરો છો તેનું પરિણામ અહીંયાં સારું નહીં આવે, પરલોકમાં પણ તેનો દંડ ભોગવવો પડશે.'

ઠાકુર ઘરે આવ્યા અને બધી હકીકત તેની પત્નીને કહેવા લાગ્યા.

ત્યાર બાદ ત્રણ મહિના પછી અચાનક લાલા હરદયાલ ટી.બી.ના રોગનો શિકાર બની ગયો. ડોક્ટરોએ નિદાન કરીને કહ્યું : 'તમારો ટી. બી. સેંકડ સ્ટેજ ઉપર પહોંચી ગયો છે. જલદી ઇલાજ કરાવો, નહિંતર મૃત્યુ પામશો.'

હરદયાલ : 'ઇલાજમાં કેટલા રૂપિયાનો ખર્ચ થશે ?'

ડોક્ટર : 'ઓછામાં ઓછા વીસ હજાર દવામાં, ત્રીસ હજાર ઓપરેશન અને ડોક્ટરોની ફીમાં જશે. તમને જે ખોરાક આપવામાં આવશે અને તમારી સેવા માટે નર્સ રાખવામાં આવશે, તેનો ખર્ચ જુદો સમજવાનો.'

હરદયાલ મનોમન ગભરાયો. વિચારવા લાગ્યો : 'કોઈ મોટો મૂર્ગો જાળમાં ફસાઈ જાય તો મારા ઇલાજનો બધો ખર્ચ નીકળી જાય.'

તે જ વરસે સેનાના ભોજનાલયના માટે પચાસ મણ હળદર, વીસ મણ ધાણા, પંદર મણ જીરું, પચાસ મણ લાલ મરચું અને પચાસ મણ મીઠું મોકલવાને માટે લાલાએ ટેંડર ભરી દીધું. ટેંડર પાસ થઈ ગયું અને લાલાએ બધા પ્રકારના મસાલાઓમાં ભેળસેળ કરીને ભોજનાલયના કલાર્કને આપી દીધું. જ્યારે તેની ખબર

ઉપરી અધિકારીને પડી ત્યારે લાલાએ તેમને લાંચ આપીને માલ છોડાવવાનું કહ્યું. પરંતુ તેમણે એક પણ વાત સાંભળી નહીં. અને બધો માલ પાછો મોકલી દીધો. ટેંડરના ડિપોઝીટના રૂપિયા જપ્ત કરી લીધા તેમાં લાલાને દસહજાર રૂપિયાની ખોટ ગઈ.

લાલા હરદયાલ તો પણ ચેત્યો નહિ. તેણે એક મોટી કંપની સાથે બસો મણ સરસિયાનું તેલ અને બસો મણ કોપરેલ આપવાનો સોદો કર્યો. પરંતુ તેમાં પણ ભેળસેળ કરી. એની કંપનીને ખબર પડી એટલે કેસ દાખલ કર્યો. લાલા હરદયાલની ધરપકડનું વોરંટ નીકળ્યું. હવે લાલાનો જીવ સંકટમાં આવી ગયો. ઘણી મુશ્કેલીથી જામીન ઉપર છૂટયા.

પરંતુ તે તેલને ખાવાથી એક હોટલમાં વીસ માણસો-નાં મૃત્યુ થયાં. લાલા હરદયાલના ઘરે પોલીસની રેડ પડી. બધી ભેળસેળવાળી વસ્તુઓ, ત્રાજવાં વગેરે બધું જપ્ત કરીને લઈ ગયા.

લાલા હરદયાલે લાખો પ્રયત્ન કર્યા. પરંતુ તે આ ગુનામાંથી બચી ન શક્યા. જેલની હવા ખાવી પડી હજારો રૂપિયા દંડના ભરવા પડયા. બધો ધંધો પડી. ભાંગ્યો અને મોટી ચિંતાથી ક્ષયરોગ વધી જવાના કારણે થોડાક જ મહિનાઓમાં લાલા પરલોકનો મહેમાન બની ગયો.

લાલા હરદયાલના ગયા પછી બધો ધંધો જતો રહ્યો. ઘરમાં તેનો છોકરો અને તેની મા બે જ જણાં બચ્યાં. ને અનાજના દાણેદાણા માટે રખડવા લાગ્યાં. સમાજમાં આ કુટુંબની આબરૂ જતી રહી. આ કારણે હરદયાલના છોકરાને કોઈપણ પોતાની છોકરી દેવા તૈયાર ન થયાં. આવી રીતે એક વ્યક્તિના સામાજિક ગુનો આખાય કુટુંબને શાપરૂપ નીવડ્યો. સાથે સામાજિક યશ અને પ્રતિષ્ઠાની દૃષ્ટિથી હરદયાલની ચારિત્રિક મૃત્યુ થઈ ગયું.

## ૨૨

## ઇમાનદાર વેપારી : સ્વર્ગનો સૌદાગર

ગેંડામલ કપૂરથલાનો નામી વેપારી હતો. તેને કાપડની દુકાન હતી. ગ્રાહકોની ટેવ હતી કે જ્યાં સુધી તે ભાવ ઓછો ન કરાવે ત્યાં સુધી તેમને સંતોષ થતો ન હતો અને વિશ્વાસ બેસતો ન હતો. આજુબાજુના બધા દુકાનદાર આવી રીતે વધારે ભાવ બતાવીને પછી ઓછો કરતા હતા. પરંતુ ગેંડામલને તો ઇમાનદારીથી પોતાનો વેપાર કરવો હતો. એટલે ગ્રાહકોના દિલમાં વિશ્વાસ બેસતો ન હતો કે લાલા ગેંડામલ બરાબર જ ભાવ બતાવે છે. તો પણ તેને દુકાનમાં નીચે પ્રમાણે પાંચ-નિયમ બનાવ્યા હતા :

૧. બધાને એક જ ભાવ બતાવવો, સોદો રોકડા-પૈસાથી કરવો.

૨. કિંમતમાં ઓછું નહીં કરવું. જે માલ દેખાડીએ તે જ માલ આપવો.

૩. સુતરાઉ કપડા ઉપર રૂપિયે એક આનો નફો અને રેશમી કપડા ઉપર દોઢ આનો નફો લેવો, એનાથી વધારે નહીં.

૪. માપમાં ઓછું નહીં આપવું.

૫. સવારે દસ વાગે દુકાન ખોલવી અને સાંજે પાંચ વાગે બંધ કરવી. ખોલવાના તથા બંધ કરવાના સમય પહેલાં અથવા પછી કોઈ પણ ગ્રાહક આવે તો તેને માલ વેચવો નહીં.

તેમનો મુનીમ બરાબર સમયે દુકાન ખોલતો અને બરાબર સમયે બંધ કરી નાંખતો. એક દિવસ લાલા ગેંડામલનો સંબંધી કાપડ લેવા માટે આવ્યો. લાલાએ તેને કાપડ બતાવ્યું. તેણે કિંમત પૂછી તો લાલાએ કિંમત બતાવી પરંતુ તેને કહ્યું : 'લાલાજી, આમાં આઠ આના ઓછા કરો.'

ગેંડામલ : 'મારે ત્યાં એક જ ભાવ બતાવવામાં આવે છે તેમાં ઓછું અથવા વધારે કરવામાં નહીં આવે.'

ગ્રાહક : 'પરંતુ લાલાજી, હું તો તમારો સંબંધી છું. મારા માટે તો ભાવમાં આટલી દયા તમારે કરવી જોઈએ.'

ગેંડામલ : 'મારે ત્યાં તો બાળક આવે, બૂઢો આવે કે જુવાન આવે કે સ્ત્રી આવે અથવા કોઈ સંબંધી આવે

જે કિંમત ચોક્કસ છે તેમાં એક પૈસો પણ ઓછો નહીં થાય. અને કોઈ પાસેથી ભાવ વધારે લેવાય.'

ગ્રાહક : 'એવું તો અમે ક્યાંય સાંભળ્યું નથી. બધી દુકાનો ઉપર ભાવ ઓછો કરે છે. પોતાનાં માણસો માટે તો છૂટ આપવામાં આવે છે, પછી તમે કેવા સત્યવાદી હરિશ્ચન્દ્ર થઈ ગયા?'

ગેંડામલ : 'ભાઈ! હું સત્યવાદી હરિશ્ચન્દ્ર થવાની વાત નથી કરતો; પરંતુ મેં મારા વેપારમાં જે નિયમો બનાવ્યા છે, તેના ઉપર હું ચાલું છું.'

ગ્રાહક : 'એટલા માટે તો તમારે ત્યાં ગ્રાહક નથી આવતા. તેમાં તમને ફાયદો શું? તમારા વેપારને એથી બહુ ધક્કો લાગે છે. એટલે આ નિયમોને બદલો.'

ગેંડામલ : 'બેઇમાનીથી ચાહે લાખો રૂપિયાનો લાભ થતો હોય. મારે નથી કરવો. અત્યારે ભલે મારી દુકાન ઉપર ગ્રાહક ઓછા આવે પરંતુ જ્યારે ગ્રાહકોને એ વિશ્વાસ થઈ જશે કે અહીંયાં કોઈ પ્રકારની બેઇમાની કરવામાં નથી આવતી ત્યારે તે પોતાની મેળે આવશે. મને બેઇમાનીથી વધારે ધન લાભની અપેક્ષા ઇમાનદારીથી ઓછો લાભ મળે તો પણ આનંદ છે તેમાં જ સંતોષ છે.'

ગ્રાહક : 'પરંતુ જ્યારે હું જોઈ રહ્યો છું તમારી દુકાન ઉપર વધારે ગ્રાહક નથી ચઢતા. આવી હાલતમાં

ઘરનો ખર્ચ કેવી રીતે ચાલે ! આવક ઓછી અને ખર્ચ વધારે થાય તો તમારે તેમના ભરણપોષણ માટે બીજી રીતે અનીતિ અથવા બેઇમાની કરવી પડશે. નહીંતર તમારું કુટુંબ ભૂખે મરી જશે. લાંબા દિવસ સુધી તમે આવું નહીં અપનાવો તો તમારે મોટી ઉંમર પછી બહેન–દીકરીઓને લેવીદેવીનો વધારે ખર્ચ કરવાનો છે તે કેવી રીતે કરશો ?'

ગેંડામલ : 'મેં મારા કુટુંબને એ વાતના માટે તૈયાર કરી લીધાં છે કે આવક ઓછી હશે તો તે ખર્ચમાં કરકસર કરી લઈશું. ઓછામાં ઓછા ખર્ચથી હલકું અનાજ ખાઈને, જાડાં અને સસ્તાં કપડાં પહેરીને કામ ચલાવી લઈશું. પરંતુ બેઇમાનીના પંથ ઉપર પગ નહીં રાખીએ. હું જ નહીં મારા પિતા, બાળકો, પત્ની વગેરે બધાના જીવનમાં સચ્ચાઈ અને પ્રામાણિકતાની વાતો મેં મેં ઘૂંટી ઘૂંટીને પીવડાવી છે. મારા કુટુંબના લોકો ભલે ફાટેલાં કપડાં પહેરે, ભલે ફાકોમૂઠી કરે, અધૂરા પેટે જમે પરંતુ બેઇમાની અને ખોટા રસ્તા ન તો પોતે લે કે ન તો અમને લેવાને માટે મજબૂર કરે. રહી બહેન–દીકરીઓને દેવાની વાત. તેમને દેવામાં આવશે તેટલા ખર્ચમાં જ બધું કામ ચાલી જશે. દહેજ વગેરેની માગણી પ્રત્યે તો અમને સખત વિરોધ છે. અમે એવા જ સગાઓ ગોતીશું કે જે અમારી હાલતને જાણીને અમારી હેસિયતના પ્રમાણે સંતોષ આપવાથી પામશે. અમને

સગાઈ–લગ્નમાં પણ નથી તો દેખાવો કરવો કે ન તો કોઈ પણ પ્રકારનો આડંબર અને ફાજલ ખર્ચ કરવો છે! અને નથી અમારા છોકરાના માટે દહેજની માગણી કરવી.'

ગ્રાહક: 'શેઠજી! તમે ચાહે તેટલી કલ્પના કરો, પરંતુ સમાજમાં આવી રીતે ચાલવું મુશ્કેલ છે. આવી રીતે માણસ કરચોરી, દાણચોરી અને બેઈમાની વગેરે કરીને પૈસા પદાવે છે. અને દહેજ વગેરેમાં ખર્ચ કરે છે, તે આવું ન કરે તો સમાજમાં તેમની ઇજ્જત રહેતી નથી.'

ગેંડામલ: 'સમાજની આવી ખોટી, પ્રથા ખોટી કમાણી અને ખોટા રીતરિવાજોને બદલવાં જોઈએ. અમારે ભલે થોડું દુઃખ સહન કરવું પડે; પરંતુ સમાજના ગરીબ છોકરીવાળાના માટે તો એક સુંદર રસ્તો બની જશે.

ગ્રાહક: 'એ તો તમારી જિદ્દ છે અને તેના કારણે તમે તમારા કુટુંબને દુઃખમાં નાંખશો. ભલા, વેપારમાં બેઈમાની કરવામાં શો વાંધો?'

ગેંડામલ: 'બેઈમાની કરવાવાળા થોડાક વખત માટે મનમાં ખુશ થાય છે; પરંતુ વ્યવસાયના સિદ્ધાંત પ્રમાણે બેઈમાન દુકાનદારને ત્યાં ખબર પડતાં જ ગ્રાહકો ફરકશે પણ નહીં. અહીંયાં પણ તેને કંઈ બચશે નહીં. માંદગીના ઇલાજમાં અથવા કેસમાં અથવા બીજામાં તે ખર્ચ કોઈ ન કોઈ રીતે કરતો દેખાશે. ક્યારેક સરકારની ધરપકડમાં આવી જવાથી અનીતિથી કમાયેલું ધન

તેમાં વેડફાઈ જશે, તે રાતદિવસ ચિંતાના ચક્રમાં પડી રહે છે. ખાવાનું પણ સારી રીતે ખાઈ શકતો નથી. રાત-દિવસ એ ચિંતામાં લાગી રહેતો હોય છે કે કેવી રીતે વધારે પૈસા કમાવું અને કેવી રીતે આ બધા પૈસાને વાપરું. આમાં ધ્યાન રહેવાથી ધર્મની બાજુથી તેનું મન જતું રહે છે. જીવનમાં તેને કોઈ પ્રકારની સુખશાંતિ મળતી નથી. પરલોકમાં તેને ખરાબ પરિણામો ભોગવવાં પડે છે ત્યારે નાની યાદ આવી જાય છે. એટલે કપડાને કીચડમાં નાંખીને પછી ધોઈ નાખવાની જેમ હું બેઇમાની કરું છું કે ન તો તેનાથી થતા આ લોકમાં કે પરલોકના દુઃખથી છુટકારો મેળવવાનો ઉપાય કરું છું.'

ગ્રાહક : 'તો શું તમારું અને કુટુંબનું જીવન સુખ-શાંતિમાં છે? તમને કોઈ પણ પ્રકારની ચિંતા નથી થતી? બીજાને વધારે મોજ માણતા જોતાં તમને તેની ઇર્ષ્યા થતી નથી? શું તમારે ત્યાં ઇમાનદારીના કારણે થતી ગ્રાહકોની ઓછી ભીડ તમને ખટકતી નથી?'

ગેંડામલ : 'હા, મારા અને મારા કુટુંબનું જીવન સુખશાંતિમાં છે. મને કોઈ પણ પ્રકારની ચિંતા નથી. પરંતુ હું મારું ધર્મચિંતન નિયમિત કરું છું. વિવિધ ધર્મકાર્યો તથા સત્કાર્યોમાં દાન પણ આપું છું. બીજાને મોજમાં જોઈને મને કોઈ ઇર્ષા થતી નથી. પરંતુ બેઇમાની કરીને વધારે કમાણી કરવાવાળા બીજા દુકાનદારોની ગરીબી તથા દુઃખી હાલત જોઈને, મને

તેમના ઉપર દયા આવે છે. ગ્રાહકોની ભીડ ઓછી છે, પરંતુ મને વિશ્વાસ છે કે ભવિષ્યમાં આમ રહેશે નહીં.'

ગ્રાહક લાલા ગેંડામલના પ્રત્યુત્તરથી નિરુત્તર તો થઈ ગયો; પરંતુ માલ ખરીદ્યા વગર જ ચાલી ગયો. આવી રીતે ઘણા ય ગ્રાહકો વગર ખરીદીને જવા લાગ્યા. પછી તો છ મહિના પછી લાલા ગેંડામલની દુકાન ઉપર ગ્રાહકોની લાઈન થવા માંડી. હવે તેને જરા પણ ફુરસદ મળતી ન હતી. સાંજે પાંચ વાગ્યા પછી પણ કોઈ ગ્રાહક આવતા તેમને લાલાજી બીજા દિવસે માલ લઈ જવાનું કહીને વિદાય કરતા. લાલા ગેંડામલના છોકરા પણ આજ્ઞાકારી, ધર્મપરાયણ, ઉદાર અને ન્યાયનીતિપ્રિય હતા. લાલાજીને તેમના જીવનમાં કુટુંબ, સમાજ અને રાષ્ટ્રથી ક્યારેય અસંતોષ થયો નથી. સરકારને પણ તેમની પ્રામાણિકતાની છાપ પડી ગઈ હતી. આવી રીતે લાલા ગેંડામલ જીવનમાં પોતાની ઇમાનદારીના કારણે સ્વર્ગના સાચા શાહ સૌદાગર બન્યા.

## ૨૩

## ડાકુનો આતંક : નરકભયનું સર્જન

ભૂપસિંહ : હતો તો સારંગપુરનો સાધારણ ખેડૂત. પરંતુ તે ખેતી કરતો હતો તો બીજાની જમીન ઉપર. કેટલીક વાર ત્યાં વરસાદ ન પડતો તો ક્યારેક દુકાળ પડી જતો. તે વરસે ભૂપસિંહની પાસે કંઈ બચતું નહીં. ભૂપસિંહની ત્રણ છોકરીઓ લગ્ન કરવા જેવડી થઈ ગઈ હતી, પરંતુ આ વરસે કંઈ બચ્યું ન હતું.

ખેતી જતી રહી. જમીનદાર તેના પર તકાદા ઉપર તકાદા કરવા લાગ્યો. કેટલીક વાર પતિ–પત્નીને ફાકા મારવા પડતા હતા. લાલા જગ્ગુની પાસેથી તેણે ઊંચા વ્યાજે સો રૂપિયા લીધા. લાલાની શરત હતી કે ત્રણ મહિના પછી રૂપિયા પાછા દઈ જવા નહિતર પોતે મકાન હરાજ કરીને વસૂલ કરશે.

જમીનદારના રૂપિયા ફસલ નિષ્ફળ જવાથી તે ચૂકવી ન શક્યો, જમીનદારે પણ તેને ચેતવણી આપી દીધી. અને તે તેના ઘર ઉપર લિલામ કરવાવાળાને લઈ ને આવી પહોંચ્યો. ભૂપસિંહે તેમને ઘણી વિનંતિઓ કરી પરંતુ જમીનદારે એક પણ ન સાંભળી. તેના કુટુંબને રોતું જોઈ ને પણ તે ઘરમાં જે પણ સામાન હતો, બધું લઈ ને જતો રહ્યો. થોડીક વાર થઈ ને લાલા જગ્ગુરામ પણ આવી પહોંચ્યો. તેણે પણ ભૂપસિંહે કરેલી વિનવણી ઉપર ધ્યાન ન આપ્યું અને બાપદાદાઓના બનાવેલા તેના એક માત્ર નાના મકાનને લિલામ કરાવીને પૈસા વસૂલ કર્યા.

ભૂપસિંહે એક નાની ઝૂંપડી બનાવી અને તેમાં આખા ય કુટુંબને વસાવ્યું. તેણે પોતાના ઉપર થયેલા અત્યાચારની ગ્રામપંચાયતમાં ફરિયાદ કરી પરંતુ ત્યાં આ ગરીબનું કોણ સાંભળે? સરપંચ ઘમંડીરામે લાલાનો અને જમીનદારનો પક્ષ લેતાં જવાબ આપ્યો, ‘તમારો જ વાંક છે. આમાં તમે લાલાના પૈસા કેમ ન આપ્યા? હવે શું થઈ શકે? જાઓ, હવે ક્યાંક મહેનત મજૂરી કરી લો.’

ભૂપસિંહ : ‘આ વરસે વરસાદ ન પડવાથી ફસલ નિષ્ફળ ગઈ. ખાવાનાં પણ ફાંફાં પડી ગયાં. બતાવો હું ક્યાંથી રૂપિયા ચૂકાવું?

ઘમંડીરામ : નહોતા દેવા તો લાલા પાસેથી રૂપિયા લીધા શા માટે ? અને જમીનદારને ત્યાં કોઈ મજૂરીનું કામ કરીને તો રૂપિયા ચૂકવી દેવા હતા.

ભૂપસિંહ : 'હું મજૂરી માટે ઘણી જગ્યાએ ભટક્યો પરંતુ કોઈ પણ કામ આપવા માટે તૈયાર ન થયા. ન કોઈ હમદર્દી બતાવવા આવ્યા. જમીનદારને ત્યા મજૂરી તો ત્યારે કરતો જ્યારે તે મને કોઈ મજૂરી દેવાને તૈયાર થતા. તેમને મેં મજૂરી માટે પૂછ્યું, તો તેમને લૂખો-સૂખો જવાબ દઈ દીધો. અને લાલા તો એ જ ઉપાયમાં હતો કે આ લીધેલા રૂપિયા મુદતની અંદર ન ચૂકવું તો તેનું મકાન લિલામ કરીને કબજામાં લઈ લઉં. ગામમાં કોઈ મજૂરી મળે તો તમે અપાવોને, સરપંચ સાહેબ.'

ઘમંડીરામ : 'હું ક્યાંથી મજૂરી અપાવું ? મારા ખિસ્સામાં મજૂરી થોડી છે ? તમે જ શોધી લો.'

ભૂપસિંહ આખાય ગામમાં શોધી વળ્યો, પરંતુ ક્યાં ય મજૂરી ન મળી. છેવટે તેની પત્નીએ નિર્ણય કર્યો કે, તે છાણાં થાપશે અને તેને તેના પતિ આજુ-આજુના ગામડામાં વેચી આવશે.'

ભૂપસિંહે એવું પણ કર્યું. પરંતુ એક લાલાએ તેના પૈસા ઝૂંટવી લીધા. પાંચ મણ છાણાં રાખી લીધાં. પરંતુ રૂપિયા પછીથી દેવાનું કહીને તેણે ભૂપસિંહના પિતાના લીધેલા પૈસાના બદલામાં બધા પૈસા લઈ લીધા અને ભૂપ-

સિંહને અંગૂઠો બતાવી દીધો. ભૂપસિંહની મુશ્કેલીનો કોઈ પાર ન રહ્યો. તેણે ગામમાં એક લાલાને ત્યાં કેટલાક દિવસ મજૂરી કરી પરંતુ તેણે પણ બેઈમાની કરીને ઘણા ઓછા પૈસા આપ્યા.

છેવટે હારેલાથાકેલા, ભૂખ્યાતરસ્યા ભૂપસિંહના મનમાં આ બેઈમાન સમાજ ઉપર ઘૃણા થઈ ગઈ—વિદ્રોહ જાગી ઊઠયો. તેણે વિચાર્યું, 'હવે તો કર્તારસિંહ ડાકુને શરણે જઈને ડાકુનો ધંધો અપનાવવો જોઈએ. આ જાલિમોને લૂંટીને બદલો લેવો જોઈએ.

તે સીધો ચંબલની ખીણોમા શોધતો શોધતો કર્તારસિંહ ડાકુની પાસે પહોંચ્યો, તેણે પોતાની સ્થિતિને દિલ ખોલીને વાત કરી. કર્તારસિંહને સાંભળીને દયા આવી ગઈ. તેણે કહ્યું, 'તમે તમારી પત્ની અને છોકરીઓને અહીંયાં લઈ આવો. ડાકેતીમાં મને સાથ આપો. હું તમને ડાકેતીના બધા દાવપેચ શીખવી દઈશ.'

હવે શું હતું? ભૂપસિંહ એક દિવસ પોતાની ગૃહસ્થી લઈને ડાકુદળ પાસે જઈ મળ્યો. થોડા જ દિવસોમાં તે નામી ડાકુ બની ગયો. દૂર દૂર સુધી-ડાકુ ભૂપસિંહનું નામ સાંભળીને લોકો ધ્રુજતા. તે એવો ઉસ્તાદ નીકળ્યો. કોઈના હાથમાં આવતો ન હતો પોલીસવાળાને પોતાની જાનનો ડર હતો એટલે તે આમતેમ ખોટે ખોટા આંટા મારીને ન મળવાનું બહાનું બનાવતા. કેટલાક પોલીસ ઓફિસરોનાં તેને માસિક વેતન બાંધી

દીધાં હતાં. એક દિવસ ભૂપસિંહે સાથીઓ સાથે સારંગપુરમાં ઘેરો ઘાલ્યો. લાલા જગ્ગુરામ અને સરપંચ ઘમંડીરામે સામનો કરવાની કોશિશ કરી; પરંતુ તેણે બંદૂકની ગોળી મારીને ત્યાં જ ખતમ કરી દીધા. આજુબાજુનાં ગામો અને શહેરોમાં પણ તેણે ઘેરો નાખ્યો ચારે બાજુ ત્રાસ ત્રાસ થઈ ગયો. સમાજના કેટલાક સજ્જનો એ ગામોના પૈસાદાર લોકોને કહ્યું પણ ખરું કે 'તમારા લોકોનાં અત્યાચારને કારણે જ આ ભૂપસિંહ ડાકુ બન્યો છે. જો અત્યારે પણ તમે બધા મળીને તેની માફી માગો અને તેના ગુજારાને માટે જમીન તથા સાધન દઈને ગામમાં ફરી વસાવો તો આ સંકટ દૂર થઈ શકે છે.'

પરંતુ બધાએ અભિમાનવશ એ જ જવાબ દીધો : 'અમે ક્યાંથી આપીએ ? સરકાર તેને પકડીને જેલમાં ઘાલી દેશે અથવા મોતની સજા આપશે ત્યારે તેની અક્કલ ઠેકાણે આવશે.'

ડાકુ ભૂપસિંહનું તોફાન ચારે બાજુ છવાઈ ગયું, તેણે ગામનાં ગામ નષ્ટ કર્યાં. ભૂપસિંહના ડાકુ બની જવાના કારણે કેટલાક અન્યાય પીડિતોને ડાકુ બનવાની પ્રેરણા મળી. સમાજમાં સર્વત્ર ક્લેશ વર્તાવા લાગ્યો.

૨૪

# ડાકુમાંથી એક ખેડૂત તપસ્વી

પુરુષોત્તમ નામી ડાકુ હતો. માણુસને મારવો કે ઘેરો ઘાલવો તો તેના ડાબા હાથની રમત હતી. તે કોઈથી ડરતો ન હતો અથવા દબાતો ન હતો. સાહસી એટલો હતો કે સમય આવ્યે તે પ્રાણો સાથે રમત રમતો. તે ડાકુ બન્યો હતો, સમાજના અત્યાચારોથી કંટાળીને; પરંતુ તેનો અંતરાત્મા રહી રહીને તેના આ ખરાબ કાર્યને માટે કચવાતો હતો. ગરીબોને પૈસા-ટકાની સહાયતા પણ કરતો રહેતો હતો. પરંતુ અત્યા-ચારીઓને હેરાન કરવાનું ચૂકતો નહતો.

તેનામાં એક વિશેષતા એ હતી કે તે જ્યારે પણ કોઈ કુટુંબ ઉપર છાપો નાંખતો તેનાં કુટુંબની બહેન-દીકરીઓને કોઈ દિવસ હેરાન કરતો ન હતો; પરંતુ તેનું સન્માન

કરતાં હતો. તેના દળની બધી જ વ્યક્તિઓ માટે તેણે આ વિષયમાં સખત કાયદો કરી રાખ્યો હતો.

એક દિવસ અનૂપ શહેરના લાલા સુમતિપ્રસાદને ત્યાં પુરુષોત્તમ પોતાના દળની સર્વશ્રેષ્ઠ સાહસી વ્યક્તિઓને લઈ ને જઈ પહોંચ્યો. અત્યારે રાતના નવ જ વાગ્યા હતા. લાલા ઘરે બેઠો હિસાબ લખી રહ્યો હતો. ડાકુઓનો પ્રવેશ કરતાં જ તેણે તેમને ઓળખી લીધા. ઊઠીને તેમનું સ્વાગત કર્યું. ઘરમાં બિછાવેલા ગાલીચા ઉપર બેસાડચા. તેમને ચા પીવડાવી અને આદર સહિત પૂછવા લાગ્યા : 'કહો, ભાઈસાહેબ કેમ પધારવું પડચું ?'

પુરુષોત્તમ : 'અમારું કામ તો તમે જાણો જ છો લાલાજી !'

સુમતિપ્રસાદ : 'તો લો, આ બધું મકાન તમારું જ છે. જેટલાં લઈ જવાં હોય તેટલાં ધન–માલ લઈ જાવ; પરંતુ અમારા કુટુંબના સ્ત્રી–બાળકોની તરફ પણ જોજો.'

પુરુષોત્તમ : 'એ તો જોઈશું જ, પરંતુ અમને તમારે બતાવવું પડશે ક્યાં શું રાખ્યું છે ?'

સુમતિપ્રસાદ : 'તમને જ્યારે અમે ભાઈ માની લીધા છે તો તમારાથી શું છુપાવીશ ? પરંતુ તમે અમને ભાઈ માનશો ને ?'

પુરુષોત્તમ : 'લાલાજી, તમારો અમારો ભાઈ–ભાઈનો સંબંધ કેવો ? અમે રહ્યા ડાકુ અને તમે કહે-

વાઓ શાહુકાર ! જો કે તમારામાં બધા શાહુકાર નથી હોતા ઘણા ય ગરીબો ઉપર અન્યાય, અત્યાચાર કરીને તેમનું ધન હરણ કરી જવાવાળા બદમાશ ડાકુ હોય છે.'

સુમતિપ્રસાદ : 'તમે તો અમારા ખોવાયેલા ભાઈ છો. સમાજની ઉપેક્ષાના કારણે તમે અમારાથી વર્ષોથી વિખૂટા પડી ગયા છો પરંતુ તમારું દિલ સાફ છે. અમારા દિલોમાં પણ અત્યારે મલિનતા છે. અમે તમને ઓળખતા નથી. અજ્ઞાનનું અધારું એટલું ઘેરું છે કે અમે તમને પોતાના મિત્ર માનવાને બદલે શત્રુ માની લઈએ છીએ.'

પુરુષોત્તમ : 'ભૈયા, લાલા ! અમે તમારા મિત્ર કેવી રીતે છીએ ?'

સુમતિપ્રસાદ : 'ભાઈસાહેબ ! અમે બધાએ તમને સતાવ્યા, તમાર કુટુંબને કરગરતાં જોયાં. તમને આપણા ગામથી કાઢી મૂક્યા. પરંતુ તમે અમને મળવા અને સમાજના પાપોના મૂર્તિમાન ડાકુ બનીને સાવધાન કરવા આવો છે. અને પોતાનાં પાપોના ફળસ્વરૂપે ભવિષ્યમાં મળવાના નરકથી બચવાની ચેતવણી આપો છો. શું તમે અમને ભયંકર દુઃખોથી બચાવવાવાળા મિત્ર નથી ?'

પુરુષોત્તમ : 'જ્યારે કોઈ તમારી જેમ અમને પોતાના મિત્ર સમજે ત્યારે ને ? અને જ્યારે કોઈ અમને પોતાના મિત્ર માની લે છે તો અમારા સુખદુઃખની વાત પણ તેમણે સાંભળવી જોઈએ. માત્ર સ્વાર્થી મિત્ર

બનવાથી અમારા દિલનું દર્દ મટી નથી જતું. અમારા દિલોમાં જે ઊંડા ઘા પડ્યા છે તેને મટાડવા માટે તો હમદર્દી અને દુઃખમાં ભાગ લેવાની મૈત્રીની મલમપટ્ટી જોઈએને?

સુમતિપ્રસાદ: 'ચોક્કસ! હું તમારા દુઃખદર્દને સાંભળવા માટે તો બેઠો છું. તમે ઘણાં વર્ષોથી અમારાથી વિખૂટા પડી ગયેલા છો ને? એટલા માટે મને ખબર નથી કે તમને કશું શું દુઃખદર્દ છે. અને તેનો ઇલાજ મારે કેવી રીતે કરવો જોઈએ? કષ્ટકથા સાંભળીને તો હું મારા વિખૂટા પડેલા ભાઈઓને કાયમને માટે મારી નજીક લાવવા ઇચ્છું છું. સ્થાયી મિત્ર બનાવવા ઇચ્છું છું. દિલ ખોલીને વાત કરો, ભાઈ! તમારા દિલમાં ક્યાં ક્યાં ઊંડા ઘા છે? કેવી કેવી રીતે તમને ઠોકરો લાગી છે. અને હવે તે ઘા ઉપર કેવી મલમપટ્ટી કરી શકીએ? કેવી રીતે અમે કાયમને માટે તમારું દુઃખદર્દ મટાડીને તમને અમારી વચ્ચે લાવી શકીએ?'

પુરુષોત્તમ: 'ભાઈ લાલા! તમે તો અમારા ઘાને છોડી દીધા છે, અમારાં હૃદયોને પોતાની હમદર્દીની બુલંદ અવાજથી ઉઠાડી દીધાં છે. તો પણ હું તમને એક વાત પૂછી લઉં છું કે તમે અમારા દુઃખદર્દની વાતો સાંભળીને તો રહી નહીં જાવ ને અથવા અમારો ઢંઢેરો પિટાવીને અમારા ઘાને વિશ્વાસઘાતના પ્રવાહથી વધારે ઊંડા તો નહીં બનાવોને?'

સુમતિપ્રસાદ (આંખોમાંથી આંસુ લાવીને): 'વાહ ભાઈ! હું તમને વિશ્વાસ આપું છું કે હું તમારી સાથે વિશ્વાસઘાત નહીં કરું. તમારા દુઃખદર્દનો પાકો ઇલાજ કરીશ; પરંતુ તમારે પણ તમારા દિલને ખૂણે ખૂણા ખોલી દેવા પડશે.'

પુરુષોત્તમે પણ તેમના સાથીઓ સહિત સોગંદ ખાઈને વિશ્વાસ અપાવ્યો કે અમે તમારાથી અમારા દિલની કોઈ પણ વાત છૂપાવીશું નહીં અને તેમણે એક એક કરીને શરૂઆતથી અંત સુધી પોતાની આખીયે રામકહાણી કરી નાખી.

કહેતાં કહેતાં તેનું ગળુ ભરાઈ આવ્યું. લાલા સુમતિપ્રસાદની આંખો તેમને સાંભળીને શ્રાવણ–ભાદરવો વરસવા લાગી. તેમણે આંખો લૂછી અને સ્વસ્થ થઈને કહ્યું: 'ભાઈઓ! તમારી કષ્ટકથાઓ સાંભળીને મારું હૃદય વ્યથિત થઈ ગયું છે. આ તો હું જાણતો જ હતો કે તમને સમાજે સતાવ્યા પછી જ તમે ડાકુ બનીને અમારાથી પારકા બની ગયા; પરંતુ હવે જો અમને મળીને તમને પ્રેમ અને સન્માનની સાથે અમારી નજીક લાવીએ અને ફરી અભિમાનપૂર્વક વસાવીએ તથા સુરક્ષાપૂર્વક જીવવાનો પ્રબંધ કરીએ તો તમે તેને માટે તૈયાર છો ને? અમે તમને બધાને વિશ્વાસ અપાવો છો ને કે અમે ફરી ડાકુ જીવનનો સ્વીકાર નહીં કરીએ? જો તમારા ઉપર કોઈ આફત આવશે તો આવીને અમને કહેશો ને?'

બધા ડાકુ : (એક અવાજથી) વાહ ભાઈ! અમે બધા આ નવા સમાજમાં સ્વાભિમાનપૂર્વક જીવવાને માટે તૈયાર છીએ; પરંતુ સમાજના પ્રત્યે અમારા મનમાં જ વિદ્રોહની આગ પડેલી છે, તેને કેવી રીતે ઠંડી કરીએ ?"

સુમતિપ્રસાદ : 'તે પુરાણી વાતોને ભૂલી જાવ. શું તમારું કુટુંબ, જાતિ અને સમાજના અમારી ઉપર અગણિત ઉપકાર નથી. થોડાક લોકોનો તમારી સાથે થયેલ દુર્વ્યવહારના કારણે તમે આખાય સમાજને જેમાં ગામ, નગર, પ્રાન્ત અને રાષ્ટ્ર પણ શામિલ છે–શત્રુ ન માનો. જે લોકોએ તમારી સાથે દુર્વ્યવહાર કર્યો છે હું તે લોકોની ખબર કાઢીને તમારી પાસે માફી મંગાવીશ અને તેના દિલોમાં પણ તમારા પ્રત્યે સહાનુભૂતિની ભાવના જગાવીશ. પરંતુ તમારે પણ તેમની માફી માગવી પડશે.' એ બધા તરફથી પહેલાં હું તમારી માફી માગું છું. અમને માફ કરી દો.'

બધા ડાકુ : તમે તો અમારો અપરાધ જ ક્યાં કર્યો છે ? પરંતુ કેવળ તમારે માફી માગવાથી શું થશે ? શું સરકાર અમને માફ કરી દેશે ? સમાજના દિલોમાં અમારે પ્રત્યે જે દુર્ભાવનાઓ બનેલી છે તે કેવી રીતે મટી જશે ?'

સુમતિપ્રસાદ : 'હું એક સંતના સહકારથી સરકાર પાસે આ વિષયમાં વાતચીત કરીને તમને ક્ષમા અપાવીશ. અને તમને રહેવાને માટે મકાન અને આજી-

વિકા માટે હું મારી પાસેથી જમીન આપીશ અને પણ જમીન અપાવવાનો પ્રયત્ન કરીશ.'

બધા ડાકુ : 'તમે જમીનદાર છો એ અમને ખબર જ ન હતી.'

સુમતિપ્રસાદ : 'મારી પાસે માત્ર ૨૦૦ વીઘાં જમીન છે તેમાંથી હું પોતાના કુટુંબના માટે માત્ર ૫૦ વીઘાં જમીન રાખીને બાકીની ૧૫૦ વીઘાં જમીન તમને બધાને આપી દઈશ. સમજનાં દિલ મગજ પણ બદલીશું પરંતુ ત્યારે જ્યારે કે તમારું જીવન બદલાઈ જશે.'

બધા ડાકુ : 'બસ ! આજથી અમને ખેડૂત સમજજો. અમે ખેતી કરીશું અને સુખશાંતિપૂર્વક અમારું જીવન વિતાવીશું.'

બધા ડાકુઓને લાલાએ પોતાને ત્યાં સન્માનપૂર્વક રાખ્યા સરકાર પાસેથી સંતની મારફત વાતચીત ચલાવી. પહેલાં તો સરકારે આનાકાની કરી. છેલ્લે શુદ્ધ ભાવનાથી કરેલો પ્રયત્ન સફળ થયો. સરકારે સમર્પણ કરવાવાળા ડાકુઓને ક્ષમા આપી. તેમના માંટે ૧૫૦ વીઘાં અથવા જેટલી જોઈએ તેટલી જમીન આપી અને ખેતીનાં સાધન તથા રહેવાને માટે મકાન આપ્યાં. બધા ડાકુ સુખશાંતિથી જીવવા લાગ્યા. સમાજનાં દિલ-મગજમાં લાલાજીના પ્રયત્નથી તેમનાં પ્રત્યે સન્માનની ભાવના જાગી. ચારે બાજુ સ્વર્ગસુખનો સાગર લહેરાવવા લાગ્યો.

## ૨૫

## કુસંગ :
## નારકીય દુઃખનું વાતાવરણ

કાલીચરણની વિધવા મા પોતાના એકના એક દીકરાને ખૂબ જ વહાલ કરતી. તે જ્યાં પણ જતો ત્યાં જવા દેતી હતી. કોઈએ ઈર્ષા કરી કે 'કાલીચરણ તો લોફર છોકરાઓની સાથે રખડ્યા કરે છે, તો તેની માએ બહુ જ વિચાર કરીને તેને ગામની પ્રાથમિક શાળામાં દાખલ કરી દીધો, પરંતુ શાળાએ કોણ જાય ?

કાલીચરણ ઘરેથી શાળામાં જવાનું નામ લઈને નીકળે પરંતુ રસ્તામાં જ તેના લોફર મિત્રો તેને ઘેર લઈ જાય અને રમવામાં જોડી દે. ક્યારેક સહેલ કરવા લઈ જાય અને કોઈ તળાવના કિનારે તે લોકો ટોળું વળીને બેસે. કોઈ ભાંગ વાટવા બેસી જાય. કોઈ લાકડાંઓ વીણવામાં, કોઈ લોટ, દાળ અને ઘી વગેરે લાવવામાં પડી જાય. કાલીચરણ બે ઇંટોનો ચૂલો બનાવી

લાકડાં એકઠાં કરીને ચૂલો સળગાવતો. પછી લોટ આવી જાય એટલે કોઈ લોટ બાંધવામાં લાગી જાય કોઈ દાળ બનાવે આવી રીતે રસોઈની તૈયારી ચાલતી તેના પહેલાં બધા જ મિત્રો ભાંગ ચઢાવી લે. ત્યાર પછી બધા જમવા બેસે અને પછી બધા સૂઈ જાય. બે કલાક પછી બધા ઊઠીને પત્તાં રમવા બેસી જાય. આવી રીતે આખો દિવસ પૂરો કરીને બધા મિત્રો જ્યાં ત્યાં વિખેરાઈ જાય, કાલીચરણુ સાંજે સૂર્ય આથમે ત્યારે ઘરે પહોંચી જાય, એટલે મા તેને પૂછતી 'બેટા ! આજે શાળામાંથી આવતાં મોડું કેમ થયું ?' કાલીચરણુ જવાબ આપતો: 'આજે અમારી શાળામાં ફૂટબોલની મેચ હતી એ માટે અમે લોકો રોકાઈ ગયા એટલે મોડું થઈ ગયું.'

એક દિવસ કાલીચરણુ જ્યારે અંધારું થઈ ગયું ત્યાં સુધી પણુ આવ્યો ન હતો. તો તેની માએ પાડોશીના છોકરો સંજીવને પૂછ્યું, 'બેટા, આજે કાલી કેમ નથી આવ્યો ?'

સંજીવ : 'તે તો કેટલાય દિવસથી શાળામાં આવતો નથી.'

કાલીચરણુની માતાએ (આશ્ચર્યથી) કહ્યું : 'હેં, ઘરેથી તો રોજ શાળામાં જવાનું કહીને જાય છે. તો પછી તે ક્યાં રોકાઈ જાય છે ?'

સંજીવ : 'એ મને ખબર નથી. એક દિવસ મેં તેને કેટલાક લોફર છોકરાઓની સાથે પત્તાં રમતો જોયો હતો.'

કાલીચરણની માતા હારી થાકીને ઘરે આવી એટ-લામાં કાલીચરણ આવતો દેખાયો. માએ આવતાં જ તેને ધમકાવ્યો: 'કેમ કાલી! આજે ક્યાં ગયો હતો? તારાં આ લોફરોની સાથે ફરવાનાં લક્ષણ સારાં નથી. ન ભણવું હોય તો કામ કર અથવા કોઈ મજૂરી કરીને બે પૈસા કમાવી લાવ.'

કાલીચરણ મા પર ગુસ્સે થઈને કહેવા લાગ્યો: "મા! તું તો લોકોની જેમ બકવાટમાં આવી જાય છે. ભણવા ન મોકલવો હોય તો ન મોકલ પણ ઘરમાં હું બેસી નહીં રહું.'

માના કહેવાથી બીજા દિવસે કાલીચરણ બજારમાં તો ગયો પણ ફરી પાછો તે જ ખરાબ છોકરાઓની ટોળીની સાથે પત્તાં રમવા બેસી ગયો. સાંજે જ્યારે તે મોડેથી ઘરે ગયો તો મા એ પૂછ્યું, 'કાલી, કંઈ કમાઈને લાવ્યો બેટા!'

કાલીચરણ: 'શું કમાઉં મા, ક્યાંય મજૂરી મળી નહીં.'

માતા: 'તેં ક્યાંય તપાસ જ કરી નહીં હોય ને ક્યાંય નોકરી કરી લે.'

કાલીચરણ બીજા દિવસે નોકરી માટે જ્યાં ત્યાં ફર્યો પરંતુ તે લોફર છોકરાને કોઈ પોતાને ત્યાં નોક-રીમાં રાખવા માટે તૈયાર ન હતા. બધાએ તે જ જવાબ

દીધો કે, 'તારા જેવા લોફર છોકરાને રાખીને અમે શું કરીએ ? તારા ઉપર ભરોસો કેવી રીતે થઈ શકે ?'

કાલીચરણથી મજૂરીનું કામ થઈ શકે એમ ન હતું. એથી તે પોતાના લોફર મિત્રોની પાસે પહોંચ્યો અને તે કમાવાનો કોઈ સહેલો ઉપાય બતાવે. પરંતુ એ લોકોએ તેને જવાબ દીધો નહિ. કેટલીએ જગ્યાએ ફરી ફરીને કાલીચરણ નિરાશ થઈને ઘરે પાછો ફર્યો. માએ તેના સમાચાર પહેલાં જ સાંભળી લીધા હતા. માએ આડા હાથ દઈને કહ્યું : 'કાલી, હવે તું કોઈ નાનું બાળક નથી. અઢાર વર્ષનો નવયુવાન છે. ખબર પડે છે તું ખરાબ સોબતમાં ફસાઈ ગયો છે એ માટે કોઈ તને પોતાની દુકાન પર નોકરીમાં નથી રાખતા.'

કાલીચરણ : 'મને મારા મિત્રોની સાથે ફરવામાં આનંદ આવે છે. હું એમની સોબત છોડી નહીં શકું.'

માતા : 'આ કુસંગે તો તારું સત્યાનાશ વાળી દીધું છે. તું મારું કહ્યું તો માનતો જ નથી. જરા ઢંગથી વાત કર્યા કર.'

કાલીચરણ : 'આ તો પોતપોતાની મરજી છે. સંગ અને કુસંગ શું હોય છે ? મેં તો સત્સંગ કરતા લોકોને દારૂ પીને પડેલા જોયા છે. સ્ત્રીઓની સાથે મશ્કરીઓ કરતાં જોયા છે અને સાંભળ્યા પણ છે.'

માતા : તારામાં જો લોફરોની સાથે ફરવાની ટેવ ન હોત તો તું આજે તારા પિતાથી આગળ વધીને

સવાયો પંડિત બની ગયો હોત; પરંતુ આજે તારામાં આ કુટેવના કારણે બધા જ દુર્ગુણો પેસી ગયા. તું બીડી–સિગારેટ પીએ છે. તું દારૂ પીએ છે, પત્તાં અને શેતરંજ તુ રમે છે. તારામાં જુગાર રમવાની ટેવ પણ હશે, એની મને ખબર નથી; પરંતુ ચોરીની પણ ટેવ તને પેસી ગઈ હશે.'

કાલીચરણ : 'આ બધા દુર્ગુણો મારામાં જ છે ને....અને લગાવી દેને દસ પાંચ દોષ બીજા પરંતુ છેલ્લે મને એ સમજાતું નથી કે આ દુર્ગુણોએ તારું શું બગાડ્યું છે?'

માતા : 'મારું તો બધું જ બગડી ગયું છે અને છેલ્લે છેલ્લે તું બગડવા માંડ્યો છે. તારી બદનામીને કારણે મારી બદનામી થાય છે. હવે શું ઇજ્જત રહી છે તારી સમાજમાં? અને તારે કારણે હું સમાજમાં મોં જોવાને લાયક રહી નથી.'

કાલીચરણ : હવે તું બતાવ હું શું કરું? શું તારી પાસે જ બેસી રહું.'

માતા : 'એ જ કરશેને અત્યારે. સેવા કરવાની આ ઉંમરમાં માને છોડીને ક્યાં ભાગીશ અને શું કરીશ. આવી રીતે તું મારી છાતી બાળતો રહીશ ને? પરંતુ મને જો ખબર હોત કે તું આવો નીકળવાનો છું તો જન્મતાંની સાથે જ તારું ગળું દાબી દેત, જેથી આવા દિવસો તો જોવા ન પડે?'

કાલીચરણ માને ગાળો દેતો અને માથું કુટતો ઘરની બહાર નીકળી ગયો. બીચારી મા તેને પકડવાને માટે પાછળ દોડી પણ તે ગયો તે ગયો પાછો ફર્યો નહીં.

કાલીચરણના કુસંગનું કારણ આખાય ગામ અને સમાજમાં સ્ત્રીઓના દુઃખનું પડ ઊભરાઈ ગયું. બિચારી માની પાસે આંસુ વહાવ્યા સિવાય કશું જ ન રહ્યું. પતિના પછી જે છોકરા પર આશાઓ બાંધી હતી તે પણ આજે ધૂળમાં મળી ગઈ અને તે અસહ્ય, રાતદિવસ આંસુ વહાવ્યા કરે છે છોકરાની કુટેવે તેને આ સ્થિતિ કરી હતી.

# ૨૬

## સત્સંગ :
## સ્વર્ગની પાવન ગંગા

જયરામ : પોતાના પિતાનો એકનો એક દીકરો હતો. તેની ઉંમર ૧૮ વર્ષની જ હશે ત્યારથી જ તેને ખરાબ છોકરાઓની સોબતમાં ઊઠવા બેસવાની ટેવ પડી ગઈ હતી. તેના પિતા આથી બહુ જ દુઃખી હતા, પણ કશું કરી શકે ? જયરામની માએ તેના પિતાને કહ્યું, 'જયરામનાં લગ્ન કરી નાંખો એટલે, વહુ આવવાથી તે લાઈનમાં આવી જશે.'

જયરામના પિતાને આ વાત ગમી તો નહીં પરંતુ તેને પત્નીના આગ્રહથી આ વાત માન્ય રાખી અને એક દિવસ તેનાં લગ્ન કરી નાંખ્યાં.

સુમંગલાએ નવવધૂ બનીને ઘરમાં પ્રવેશ કર્યો. તેણે પોતાના સાસુ-સસરાના પગમાં નમસ્કાર કર્યા. આશીર્વાદ

આપતાં તેમણે વહુને કહ્યું : 'બેટી ! તમે ચિરંજીવી અને ભાગ્યશાળી બનો અને સ્વયં ધર્મમાર્ગ ઉપર ચાલીને, પોતાના પતિ અને કુટુંબને પણ ધર્મમાર્ગમાં પ્રેરિત કરો.'

સુમંગલા : 'માતાજી! તમારા લોકોના પુનિત આશીર્વાદથી હું ઘરને મંગલમય બનાવીશ અને કુટુંબ, રાષ્ટ્ર અને સમાજ પ્રત્યેની મારી ફરજ નિભાવીશ.'

પરંતુ બીજા દિવસે જ સુમંગલાએ જોયું કે તેનો પતિ જયરામ આવારા છોકરીઓની ટોળીમાં ફરે છે. રાત્રે દારૂ પીને મોડેથી ઘરે આવે છે. ક્યારેક જુગારીઓની ટોળીમાં જુગાર રમવા લાગી જાય છે, તો કેટલાય દિવસ સુધી ઘરે આવતો નથી. ક્યારેક મોકો મળતાં વેશ્યાની મહેફિલમાં પણ પોતાના કુસંગીઓની સાથે ચાલ્યો જાય છે.

એક દિવસ ચિંતાતુર અને ઉદાસ જયરામને સુમંગલાએ કહ્યું : 'પ્રાણનાથ! મિત્રોની ટોળીમાં ફરવાથી તમારું શું ભલું થાય છે? હું તો જોઉં છું કે તમે દિન-પ્રતિદિન શરીરથી પણ સૂકાતા જાવ છો અને તમારું દિલ પણ બેચેન રહે છે. નથી તમે સમયસર જમતા અને નથી તમે આરામથી ઊંઘ લઈ શકતા. શું આ લોકોના સંગથી તમને જીવનનો આનંદ મળે છે?'

જયરામ : 'ઘરમાં, પડોશમાં બધાં લોકો મને ઘૃણાની દૃષ્ટિથી જુએ છે, અહીંયાં મારું મન નથી લાગતું.

તમારું કહેવું સાચું છે કે મિત્રોની ટોળીમાં ફરવાથી પણ સાચો આનંદ મળતો નથી. પરંતુ હવે તમે જ બતાવો, જીવનનો સાચો આનંદ ક્યાં અને કેવી રીતે મળે ?'

સુમંગલા : ' પ્રિયતમ ! અહીંયાં એક સંત આવ્યા છે. તે પવિત્ર મૂર્તિ, તેજસ્વી, શાંત અને પરમ ત્યાગી છે. પ્રતિદિન તેમનું પ્રવચન થાય છે હું પણ માતાજીની સાથે જાઉં છું હજારો લોકો તેમની હૃદયસ્પર્શી વાણી સાંભળીને આનંદ આવે છે. તમે પણ થોડા દિવસ તેમના પ્રવચનમાં આવો અને જુઓ કે આનંદ આવે છે કે નહીં. '

સુમંગલાની પ્રેરણાના સમર્થનમાં જયરામની માએ પણ તેના પિતાની સાથે સત્સંગમાં જવાનું કહ્યું, એટલે મોકો જોઈ ને જયરામ પિતાજીની સાથે સંતના સત્સંગમાં ગયો.

સંતનું પ્રવચન પણ સત્સંગ ઉપર ચાલી રહ્યું હતું. તેમણે જુદા જુદા દાખલાઓ આપીને સમજાવ્યાં કે, કુસંગથી કેટલું નુકસાન છે અને સત્સંગથી કેટલો લાભ છે ? સત્સંગથી જીવનમાં સુખ, શાંતિ અને આનંદની અનુભૂતિ થાય છે. કર્તવ્યનું ભાન આવે છે. દુર્વ્યસન છૂટી જાય છે. કેટલીયે ગૂંચો ઉકેલાઈ જાય છે અને મુશ્કેલીઓના સમયમાં મનુષ્યમાં ધૈર્યસહિષ્ણુતા તથા ધર્મમાર્ગ પર ચાલતા રહેવાની દૃઢતા આવે છે !

જયરામ કુસંગથી થનારા નુકસાનનો પ્રત્યક્ષ અનુભવી તો હતો જ, આજે સત્સંગથી થતા લાભોને સાંભળીને ગદ્ગદ થઈ ઊઠયો. તેના અંતરાત્માંએ નિર્ણય કર્યો કે પોતે આજથી કુસંગનો સર્વથા ત્યાગ કરશે. સાથે સાથે દારૂ, જુગાર, વેશ્યાગમન વગેરે દુર્વ્યસનો કાયમને માટે છોડી દેશે.'

સત્સંગ પૂરો થતાં જ સંતની પાસે જઈ તેણે હાથ જોડીને નમ્ર પ્રાર્થના કરી... 'ભગવાન ! તમારો ઉપદેશ મારા હૃદયમાં ઘર કરી ગયો છે. આજથી મને કુસંગતિનો અને તેની સાથે જ સમસ્ત દુર્વ્યસનો ત્યાગ કરાવી નાંખો.'

સંતે 'તથાસ્તુ' કહીને જયરામને સંકલ્પ કરાવ્યો. એને સાથે જ તેમણે એ પણ બતાવ્યું કે 'કુસંગ કેવળ મનુષ્યોનો જ થતા નથી. નકામા કામોત્તેજક, પાપોપદેશક સાહિત્યનું વાચન પણ કુસંગ છે, પાપી, હત્યારા, દારૂ–માંસ વેચવાવાળા જુગારી–વ્યભિચારી વગેરે વ્યક્તિઓના પાડોશમાં રહેવું પણ વાતાવરણનું કુસંગ છે, અને શસ્ત્રોને કારણ વગર પાસે રાખવાં પણ કુસંગ છે તેનાથી પણ તમારે બચવું જોઈએ ત્યારે તમારું જીવન પવિત્ર, સંસ્કારી અરે સુખી થશે.'

સંતની વાત જયરામના ગળે સીધી ઊતરી ગઈ. તેણે પ્રસન્નતાપૂર્વક આ નિયમનું પાલન કરવાનું સ્વીકાર્યું. જે સમયે જયરામ કુસંગ અને દુર્વ્યસનોનો ત્યાગ કરી રહ્યો હતો. તે સમયે સત્સંગમાં તેને કુસંગી

સાથી યુવકોનાં માતાપિતા પણ આવ્યા હતા. તેમણે જયરામના ત્યાગની મનોમન પ્રશંસા કરી, અને ઘરે આવીને પોતપોતાના પુત્રોની વાત કરી. તે બધા મળીને જયરામને સમજાવવાને માટે તેના ઘરે આવ્યા હતા. પરંતુ જયરામે બધાને એવી રીતે સમજાવ્યા કે તે બધાના કુસંગ તથા દુર્વ્યસનોનો ત્યાગ કરવા માટે તૈયાર થઈ ગયા બધાને જયરામ એ સંતની પાસે લઈ ગયો અને તેમને કુસંગ તથા દુર્વ્યસનોનો ત્યાગ કરાવ્યો. બધા પ્રસન્ન થઈ ગયા. જયરામનાં માતાપિતાએ તેમને કહ્યું, ‘ બેટા આજે હું ધન્ય થઈ ગયો છું. કુપુત્રને સુપુત્રના રૂપમાં બદલાતા જોઈને અમારી પ્રસન્નતાનો કોઈ પાર નથી. અમે ઇચ્છીએ છીએ કે તારાએ બધા સાથીઓને, જેમણે સત્સંગ પંથ અપનાવ્યો છે. તેમને આપણે ત્યાં ભોજનપાર્ટી આપ અને એ સાથે એક વિચારસભા પણ ગોઠવ.’

જયરામ : ‘માતા અને પિતાજી ! આ બધી તમારી કૃપાનું ફળ છે. સૌથી વધારે શ્રેય તો તમારી પુત્રવધૂને છે. જેને મારા કારણે ધૈર્યથી આટલાં દુઃખ સહન કર્યાં અને મને સાચા પંથ ઉપર ચઢાવ્યો.’

રવિવારે જયરામને ત્યાં તેના બધા સાથીઓ એકઠા થઈને ભેગા થયા વિચારસભામાં કેટલાક સમાજ સેવકોને પણ બોલાવવામાં આવ્યા. બધાએ માનવ જીવનની મધુરતાની બાબતમાં પોતપોતાના વિચારો પ્રગટ કર્યા.

છેલ્લે જયરામે એક સત્સંગ મંડળ બનાવવાનો પ્રસ્તાવ રાખ્યો. બધાએ એક મતથી તેમનું સમર્થન કર્યું.

ઉપસ્થિત સ્ત્રીઓએ અને પુરુષો બધાં તેના સભ્ય થયાં. જયરામના બધા સાથીઓએ બધી જગ્યા ફરીને આવારા યુવાનો અને દુર્વ્યસની લોકોને સમજાવીને કુસંગ તથા દુર્વ્યસનોનો ત્યાગ કરાવ્યો અને સત્સંગ મંડળના સભ્યો બનાવ્યા.

એક જ વર્ષમાં સત્સંગની શાખાઓ વિવિધ જગ્યાએ સ્થપાઈ ગઈ. અને ગામે ગામમાં સત્સંગની પાવન સ્વર્ગંગા વહેવા લાગી.

## ૨૭ સિનેમાથી નારકીય જીવનનો આરંભ

સુનીલ : 'આવારા છોકરાઓની ટોળીનો કેપ્ટન હતો. ભણવા લખવામાં તો જાણે તેને જન્મથી જ વેર હતું. સિનેમા જોવાનો તેને સૌથી વધારે શોખ હતો પોતાની ટોળીના પાંચ–છ છોકરાઓને તે સિનેમા બતાવવા લઈ જતો હતો અને પછી તે બધા વિભિન્ન દુર્વ્યસનોના પોષણમાં લાગી જતા હતા. તે એવી કોઈ પણ ફિલ્મ જોવાનું છોડતા ન હતા કે જે મારામારી-ભરી, કામોત્તેજક અને અશ્લીલ હોય.

સુનીલના પિતા સુધીરદાસને તો પહેલેથી જ પોતાના વ્યવહાર સંબંધી કામકાજથી ફુરસદ મળતી ન હતી. સુનીલની મા તેને વારંવાર ટોકતી હતી. કેટલીક વાર સુનીલની મા સુધીરદાસ સામે તેની ફરિયાદ કરતી હતી કે, 'તમને ખબર છે, છોકરો રોજ સિનેમા જોવા જાય

છે. આવારા છોકરાઓની સાથે ફરે છે. ભણવા જતો નથી, દારૂ પણ પીએ છે, જુગાર પણ રમે છે અને કોણ જાણે બીજા પણ કેટલાય અનાચારોમાં પડી ગયો છે.'

સુધીરદાસ : 'હું શું કરું ? તમે જ તેને વધારે લાડકોડથી બગાડ્યો છે. હવે તે જ તમારું જ સાંભળતો નથી તો હું શું કરું ?'

મમતાદેવી : 'એક જ દીકરો છે ઘણી માનતાઓ પછી થયો છે. તેને પ્રેમ ન કરું તો કોને કરું ? તમારે તો તમારા કામમાંથી ફુરસદ નથી. તમે છોકરા ઉપર ધ્યાન આપતા જ નથી તો હું શું કરું ?

સુધીરદાસ : 'પરંતુ એ તો બતાવો કે તેને મોજ-શોખના પૈસા કોણ આપે છે?'

મમતા : મને તો ખબર નથી મારી પાસે તો ક્યારેય પૈસા માંગ્યા નથી. અહીંયાં તો માત્ર જમવા જ આવે છે. દિવસ અને રાત્રે ક્યાં રહે છે, ક્યાં જાય છે, શું કરે છે ? કંઈ ખબર નથી. તમારી પાસેથી પૈસા લઈ જતો હશે ?'

સુધીરદાસ : 'જો મારી પાસે તે આવતો હોય તો શું હું તેને ટોકું નહીં ! લાગે ક્યાંકથી ચોરી કરીને અથવા ખિસ્સું કાતરીને પૈસા મેળવતો હશે.'

મમતા : તેના મિત્રો તો ભારે કંજૂસ છે. તે તેને તો શું આપે ઊલટા તેની પાસેથી લેતા હશે. સુનીલ

તમારા ખિસ્સામાંથી તો રૂપિયા નથી કાઢી લેતો ને ? ક્યારેય-તમે ખિસ્સામાં રાખેલા પૈસાનો હિસાબ રાખ્યો છે ?

સુધીરદાસ : મને પણ એક બે વખત શક પડી ગયો હતો; પરંતુ મેં ધ્યાન ન હતું. આપ્યું હવેથી તેનું ધ્યાન રાખીશ.'

એક દિવસ સુધીરદાસે તેના કોટના ખિસ્સામાં પચાસ રૂપિયા અને થોડુંક પરચૂરણ ગણીને રાખ્યું હતું, સવારે ખિસ્સું જોયું તો તે પચાસ રૂપિયા ગાયબ ! સુધીરદાસને સુનીલ ઉપર પાકો શક પડી ગયો કે તે ખિસ્સામાંથી રૂપિયા કાઢી લે છે. સુધીરદાસે મમતાદેવીને બધી વાત કરી. સાંજે જ્યારે સુનીલ આવ્યો તો તેની માએ થોડીઘણી આવીતેવી વાતો કરીને પછી તેને પૂછયું : ' બેટા, સુનીલ ! સાચે સાચું બતાવ તારા પિતાજીના ખિસ્સામાંથી પૈસા તે લીધા હતા ?'

આટલું પૂછયું કે સુનીલ ઊકળી ઊઠયો: ' મને શી ખબર, કોણે રૂપિયા કાઢયા છે ? તમે તો એમ જ મારા ઉપર ખોટો શક કરો છો.'

મમતા : સારું તો એ તો બતાવ કે તું દિવસ-ભર ક્યાં ફરે છે ?

સુનીલ : ' હું ગમે તે જગ્યાએ ફરું. આરામથી જિંદગી વિતાવું છું. હું મારે જરૂર જેટલા પૈસા કમાઈ લઉં છું.'

મમતા : 'તુ સિનેમા પણ જુએ છે શું ?'

સુનીલ : 'હા, જોઉં છું. સિનેમા શું ખોટી છે? સિનેમાથી તો ઘણું જ્ઞાન મળે છે?'

મમતા : 'જ્ઞાન શું મળે છે. અજ્ઞાન જ બધું મળે છે.'

સુનીલ : 'તમે અને પિતાજી મારા માટે એમ જ ખોટે ખોટી કલ્પના કરો છે. હું ઘરમાં કેદી બની રહેવા નથી માગતો. હું ઇચ્છુ છું મુક્તવિહારનો આનંદ જે મને મિત્રો સાથે ફરવાથી મળે છે.'

મમતાએ તેને ખૂબ જ કહ્યું, સુનીલ ગુસ્સામાં આવીને ઘરેથી નીકળી પડયો. તે પોતાની ટોળીના ત્રણ છોકરાને લઈને આજ 'જ્વાળા' સિનેમામાં ગયો. સિનેમામા તેણે ચોરી કરવામાં હાથની સફાઈ જોઈ તો દંગ થઈ ગયો. શરૂઆતથી અંત સુધીનો ચોરીનો વિષય જોઈને તેણે મનમાં નિર્ણય કર્યો કે આવી રીતે જ ચોરી કરવી. તેના મિત્રોની સાથે બેસીને તેણે યોજના બનાવી અને ગાજીપુરના એક મોટા શેઠને ત્યાં તે બધા ચોરી માટે ઘૂસ્યા, અને સફળતાપૂર્વક કામ કર્યું. અને ઘણો બધો માલ લઈને ગાયબ થઈ ગયા.

બીજા દિવસે શેઠને ખબર પડી એટલે પોલીસ ચોકીમાં ચોરીનો રિપોર્ટ લખાવ્યો.

સુનીલે એકબીજાની પાસે માલ વેચ્યો નહીં પરંતુ એક જગ્યાએ છૂપાવી દીધો જ્યારે વાત ભૂલાઈ ગઈ તો

સુનીલ તેની ટોળીની સાથે મુમતાજ વેશ્યાને ત્યાં પહોંચ્યો. મુમતાજ પાસે એક રાતના હજાર રૂપિયા નક્કી કરીને સુનીલ તેની મિત્ર મંડળી સાથે દારૂના નશામાં મસ્ત થઈ ગયો.

થોડી જ વારમાં માંસ અને ઇંડાંની આમલેટની પ્લેટો આવી ગઈ, બધાએ તે ખાધું અને મુમતાજની મહેફિલમાં બેઠા. ત્યાં તેના બીજા પણ ગ્રાહક આવ્યા હતા. સુનીલ તેના એક સંબંધીને જોઈને દંગ થઈ ગયો. પરંતુ નફ્ફટ બનીને ત્યાં બેઠો રહ્યો.

બધા ગ્રાહકોને પતાવ્યા પછી મુમતાજે સુનીલને બૂમ પાડી. નશામાં ચૂર સુનીલ લડખડાતા મુમતાજનું અપમાન કરીને તેને બહાર કાઢી મૂક્યો; તેના મિત્રોનો પણ એ જ હાલ થયા. બીજા દિવસે, ફરી તેના ખિસ્સામાં ચોરીને લાવેલા જેટલા રૂપિયા બાકી હતા, તે ગાયબ થઈ ગયા. પછી ફરી કોઈ મિત્ર પાસેથી રૂપિયા લઈ તે સિનેમા જોવા ગયો. આ વખતે નવો ઉપાય તેણે શીખી લીધો તે ફિલ્મને તેણે ત્રણચાર વખત જોઈ અને પછી ચોરીની યોજના બનાવવા લાગ્યો.

તેના મિત્રોએ આ વખતે તેને બરાબર રીતે સાથ ન આપ્યો. પરિણામે તે ચોરી કરતાં પકડાઈ ગયો. તેના મિત્રો મોકો જોઈને પહેલેથી જ ચૂપચાપ ખસી ગયા. આ ચોરીમાં તેણે દસ વર્ષની સખત સજા મળી. માર પણ પડ્યો. તેનાં માતાપિતાને ખબર પડી. મા તો સાંભળતાં જ બેભાન થઈ ગઈ. પિતાએ તેને ગાળો દીધી.

અને જામીન ઉપર છોડાવવાને માટે ચાલ્યો. પિતાના ઘણા પ્રયત્નો કરવાથી પણ તેને જામીન ઉપર ન છોડયો. કારણ કે તેના ઉપર ઘણી ચોરીઓનો આરોપ હતો.

માતાપિતા તેની પાછળ દુઃખી થઈ ગયા. સુનીલના સિનેમાના ચસકાના કારણે ખરાબ આદતોએ અન્ય કુટુંબો, ગામો અને પાડોશીઓને બદનામ કર્યા સિનેમાની ખોટી આદતની છૂતની બીમારી બીજા ઘણા છોકરાઓને લાગી. તેમનું જીવન પણ સુનીલની જેમ નારકીય બની ગયું.

## ૨૮ | રાષ્ટ્રીય ચલચિત્રોથી સ્વર્ગીય આનંદપ્રાપ્તિ

અરિદમન યુવક હતો. પરંતુ તે ચંચળ, ઉદ્ધત અને બૂરી સંગતિનો શિકાર બન્યો ન હતો. તે ક્યારેય આવારા ફરતો ન હતો. પોતાના ભણતરમાં ક્યારેય તે વિઘ્ન નાંખતો ન હતો. રોજ કૉલેજ જતો, પરંતુ કૉલેજની બૂરાઈ લેતો હતો. ક્યારેક ક્યારેક તેના પિતા ઘરે મનોરંજન કાર્યક્રમ રાખતા હતાં. તેમાં તે ગવૈયાઓને બોલાવતા હતાં. જે આધ્યાત્મિક નૈતિક અને રાષ્ટ્રીય જીવનને પરિપુષ્ટ કરવાવાળા ભજન ગાતા હતાં આવા કાર્યક્રમોમાં તે અરિદમનને પણ બોલાવતા હતા.

એક વાર અરિદમનનાં કેટલાક સહપાઠી ઘરે આવ્યા અને તેના પિતા નવલકિશોરને કહ્યું, 'કાકા, આજે અરિદમનને અમારી સાથે સિનેમા જોવા મોકલો.'

નવલકિશોર : અરિદમનને પૂછી જુઓ, બેટા ! જો તેને જવું હોય તો મને વાંધો નથી.'

તે બોલ્યા : 'કેમ શું કારણ છે. સિનેમાથી વાંધો કરવાનો ?'

અરિદમન : આજકાલના સિનેમાઓમાં શરૂથી અશ્લીલ, કામવિકારવર્ધક, ચોરી, લૂંટ, વ્યભિચાર વગેરે બૂરાઈઓની પોષક ફિલ્મો આવે છે. જેને જોઈને જીવન બનાવવાને બદલે વધારે બગડે છે.

સહપાઠી : અમે પણ તમારા વિચારોને સમેત છીએ. પરંતુ અરિદમન થોડા દિવસોથી આપણા શહેરમાં એક રાષ્ટ્રીય ચિત્રપટ ખૂલ્યું છે. તેનો માલિક મહાત્મા ગાંધીજીના રાષ્ટ્રીય વિચારોમાં રંગાએલો છે. તેની પ્રતિજ્ઞા છે કે તે રાષ્ટ્રીય અને ધાર્મિક ભાવના જગાડવાવાળી ફિલ્મો જ તે દેખાડશે. જેવા હોલેન્ડમાં ભૂગોળ અને ઇતિહાસ એ જ રીતે બોલતાં ચિત્રપટ જોઈને ભણાવવામાં આવે છે. આવી રીતે રાષ્ટ્રીય ચિત્રપટમાં ભારતીય ઇતિહાસ અને રાષ્ટ્રીય ભૂગોળ ચિત્રો દ્વારા દેખાડીને ભણાવવામાં આવશે શિશુપાલન, પશુપાલન કૃષિ–વિદ્યા ભૌતિકી વગેરે પણ આ ફિલ્મોમાં કોઈ અશ્લીલતા નથી. ન કોઈ રાષ્ટ્રહિત અથવા નીતિધર્મની વિરુદ્ધ વાતોને પુષ્ટ કરવાવાળી ફિલ્મો છે.'

અરિદમન : 'પરંતુ એ છે તો સિનેમા જ શું. તેનાથી કોઈનું જીવન સુધર્યું છે.'

સહપાઠી : 'મહાત્મા ગાંધીજીનું જીવન હરિશ્ચન્દ્ર નાટક જોઈને જ બદલાઈ ગયું હતું ઇલાયચીકુમારને જીવનમાં નાટક જોઈને જ સંસારથી અણગમો થઈ ગયો હતો અને અનેક વ્યક્તિઓના નાટકથી જીવન બદલાયું છે તે જમાનામાં સિનેમાનો આવિષ્કાર થયો ન હતો. હવે વિજ્ઞાનનાં વરદાન સ્વરૂપે બોલતા ચિત્રોનો આવિષ્કાર થઈ ચૂકચો છે તેના દ્વારા ઇતિહાસ, ભૂગોળ, ધાર્મિક પુરુષોનાં જીવન વિષે, ભૌતિકી, કૃષિ–વિદ્યા વગેરે ને પ્રત્યક્ષની જેમ જોવાથી મગજમાં બેસી જાય છે. સ્મૃતિ-પટ ઉપર જામી જાય છે. એટલે સિનેમા માત્રથી તમારે બીવું ન જોઈએ. હવે તો ગામે ગામમાં પ્રોજેક્ટરો દ્વારા સિનેમાની જેમ ચલચિત્રો દેખાડવામાં આવે છે. એનાથી સમાજ અને રાષ્ટ્રને ઘણાં લાભ થાય છે.'

અરિદમન : 'જો એવું છે તો હું પિતાજીને સાથે લઈ લઉં. તો શું વાંધો છે?'

સહપાઠી : 'કોઈ વાંધો નથી તેમને પણ લઈ લો.'

અરિદમને પોતાના પિતાજીને બધી વાત કરી. તે પણ આ ચલચિત્રને જોવા માટે તૈયાર થઈ ગયા અને અરિદમન, તેના પિતાજી અને સહપાઠી બધા રાષ્ટ્રીય ચિત્રપટમાં ચાલચિત્ર જોવાને માટે ગયા. આજનું ચલ-ચિત્ર હતું 'મહાત્મા ગાંધી,' મહાત્મા ગાંધીજીની બાળ-પણની રોમાંચક વાતો અને દેશભક્તિના માટે ગાંધીજીનાં

તપ, ત્યાગ અને બલિદાન હૂબહુ ચિત્રપટ ઉપર જોઈને અરિદમનનું હૃદય પીગળી ગયું. તેણે મનોમન દેશભક્તિને માટે પોતાનું જીવન અર્પણ કરવાનો સંકલ્પ કર્યો. તેના સહપાઠીઓ ઉપર પણ ઘણો પ્રભાવ પડ્યો. તે ચલચિત્રનો તેમણે સત્યનું આચરણ કરવાનો મનમાં નિર્ણય કર્યો.

બધા સહપાઠી પોતપોતાના ઘરે પહોંચ્યા, અરિદમન પણ તેના પિતાજીની સાથે ઘરે આવ્યો અને આવતાં જ તેણે તેના માતાપિતાના ચરણોમાં પ્રણામ કરીને, કહ્યું, 'મેં આજ સુધી ઘણી ભૂલો કરી છે. તમને અગણિત દુઃખો દીધાં છે. મારા ભણતરના ખર્ચનો બોજ તમારા ઉપર નાંખ્યો. તમને હેરાન કર્યાં, એટલે આ બધા અપરાધોને માટે મને માફ કરો અને મને રાષ્ટ્રસેવામાં જોડાવાની રજા આપો.'

માતા અને પિતા : 'બેટા હજી તો ઘણા દિવસો છે, રાષ્ટ્રસેવા માટે અત્યારે તો તારું ભણતર પૂરું કરો ત્યાર પછી લગ્ન કરીને ગૃહસ્થાશ્રમ સ્વીકાર કરો. પછી તેનો વિચાર કરવો.'

અરિદમન : 'પિતાજી, મેં મારા મનમાં નિર્ણય કરી લીધો છે કે, હું તમારી પાસેથી હવેથી ભણતરનો ખર્ચ લઈશ નહીં. હું હવેથી કાંઈ મજૂરીનું કામ કરીને મારો ખર્ચ કાઢી લઈશ જ્યારે મારું ભણતર પૂરું થઈ જશે; ત્યારે હું એવો જ વ્યવસાય કરીશ જેથી રાષ્ટ્રના

હિતનાં કોઈ વાંધો ન હોય મારા વિચારથી હું ' ગ્રામો-ધોગી વસ્તુ ભંડાર ' ખોલીશ તેથી અમુક સમયથી અમુક સમય સુધી એટલે કે ૧૧ થી ૫ વાગ્યા સુધી માત્ર છ કલાક જ ખુલ્લું રાખીશ બાકીના સમયમાં સમાજસેવાના કાર્યો કરીશ. આવી રીતે હું કુટુંબસેવા કરતો કરતો રાષ્ટ્રસેવા પણ કરીશ.

પિતા : બેટા, તારા વિચાર ઘણા સારા છે હું પણ તને આવો જ બનાવવા ઇચ્છું છું. તું ઉત્સાહપૂર્વક રાષ્ટ્ર સેવા કર.'

અરિદમનની માએ પણ તેના વિચારોને ટેકો આપ્યો. તે જ દિવસથી અરિદમનનું આખું જીવન બદલાઈ ગયું. તે પોતાનું જીવન વ્યસનમુક્ત, નીતિયુક્ત અને ધર્મમર્યાદાઓથી ઓતપ્રોત, રાષ્ટ્રભક્તિથી યુક્ત વિતાવવા લાગ્યો.

બે જ વર્ષોમાં તેનું ભણતર પૂરું થઈ ગયું. તેણે પૂર્વ નક્કી કરેલ વ્યવસાય અપનાવ્યો. અને ન્યાયનીતિ-પૂર્વક ઇનાનદારીથી ચાલવા લાગ્યો. અરિદમનની ઇમાન-દારી અને સચ્ચરિત્રતા જોઈને તેને ત્યાં ગ્રાહકોની લાઈન થવામાંડી. પહેલા વર્ષે જ દુકાનમાં સારો નફો થયો. નગરના જ એક રાષ્ટ્રપ્રેમી નરહરિદાસે રાષ્ટ્રીય રંગમાં રંગેલીપોતાની દીકરીનાં લગ્ન અત્યંત સાદગીપૂર્વક અરિદ-મનની સાથે કરી દીધાં. હવે અરિદમન પોતાની પત્ની લલિતાની સાથે ગામોમાં જતો. ખેડૂતોની સાથે આત્મીય-

તાથી મળતો. ગામના લોકોમાં ફેલાએલાં દુર્વ્યસનોને છોડાવતો, તેમની મુશ્કેલીઓને દૂર કરતો અને તેમને માર્ગદર્શન આપતો.

લલિતા પણ બહેનોમાં હળીમળીને તેમને સાચી સલાહ આપતી. વચ્ચે વચ્ચે કેટલીકવાર રાષ્ટ્રભક્તિથી ઓતપ્રોત ચલચિત્ર પણ જોવા જતાં, તેનાથી નવી નવી પ્રેરણાઓ મળતી. આવી રીતે રાષ્ટ્રીય ચલચિત્રો જોવાથી અરિદમનનું જીવન બદલાઈ ગયું. અને આખાયે રાષ્ટ્ર અને સમાજને તેનો દિવ્ય આનંદ મળ્યો.

## ૨૯

### મુકદ્દમાબાજી
### નરકનો અખાડો

ગિરીશ શોલાપુરનો પાકો મુકદ્દમાબાજ હતો. પરિસ્થિતિ-ઓએ તેને મુકદ્દમાબાજ બનવા માટે પરવશ બનાવ્યો. તે સાત વર્ષનો હતો ને તેના પિતાજી દમની બીમારીથી મૃત્યુ પામ્યા હતા. માએ પહેલાં જ મૃત્યુ પામી ચૂકી હતી. કાકા–કાકી તેના તરફ ધ્યાન આપતાં ન હતાં. તેના પિતાજીએ પાંચ હજાર રૂપિયા તેના મિત્ર છદામીલાલની પાસે જમા રાખ્યા હતા, એની ગિરીશ સિવાય કોઈને ખબર હોતી વળી કેટલાક લોકો પાસે તેમનું લેણું નીકળતું હતું પરંતુ ગિરીશને તે અન્ય લેણદેણના સંબંધમાં કંઈ પણ બતાવવામાં આવ્યું ન હતું.

ચૌદ વર્ષની ઉમંરમાં કાકા–કાકીએ ગિરીશને આઠમા ધોરણથી જ ઉઠાડી દીધો હતો. તેના પિતાનું ધન

કાકાએ હડપ કરી લીધું અને કાકીએ તેને તિરસ્કારીને ઘરની બહાર કાઢી મૂક્યો. તે સીધો શોલાપુર પહોંચ્યો. ત્યાં એક સંતાન વગરના મધ્યમ વર્ગના વેપારી વિઠ્ઠલદાસે તેને પોતાની પાસે રાખી લીધો. તેણે પોતાની દુકાનનું કામ શીખવાડ્યું. ગિરીશને તેણે એક માત્ર જમવાનું, કપડાં અને રહેવાને મકાન આપ્યું હતું પરંતુ ક્યારેક ગિરીશ તેમની પાસે હાથખર્ચના તથા ભવિષ્યના માટે થોડા પૈસા માંગતો તો વિઠ્ઠલદાસ હસીને ટાળી દેતા : 'અત્યારે તું બાળક છે. જ્યારે તું મોટો થઈશ ત્યારે તને એક-સાથે જ બધું આપી દઈશ. અત્યારે તારી પાસે રૂપિયા હશે તો તારા કાકાને ખબર પડતાં જ તે બધા લઈ લેશે.'

ગિરીશ : 'મને ક્યારેક ક્યારેક તો એકાદ રૂપિયો આપ્યા કરો.'

વિઠ્ઠલદાસ : 'અત્યારે તારી પાસે રૂપિયા હશે તો તું ફાલતુ ખર્ચ કરીને વેડફી નાંખીશ. અત્યારે શું કરીશ રૂપિયાને ? તારે જે જોઈએ તે મને કહે !'

બિચારો ગિરીશ મનને મનાવીને રહી જતો. અંદર ને અંદર જ આ બધા લોકો પ્રત્યે તેના મનમાં વિદ્રોહની જ્વાળા સળગી ઊઠતી હતી.

ગિરીશ હવે એકવીસ વર્ષનો યુવક થઈ ગયો હતો. એક દિવસ દબાએલા અવાજથી તેણે તેના માલિક વિઠ્ઠલદાસને કહ્યું : 'મને મારા રૂપિયા આપી દો, એટલે હું તેનાથી મારું ભવિષ્ય બનાવી શકું.'

વિઠ્ઠલદાસ : ' કેવા રૂપિયા ? મારી પાસે ક્યાં તેં રૂપિયા મૂક્યા હતા ? '

ગિરીશ : ' મારા પગારના રૂપિયા, જે તમે અમાનતના રૂપમાં તમારી પાસે જમા રાખ્યા હતા અને પછી તેને એકસાથે આપવાનું કહ્યું હતુ.'

વિઠ્ઠલદાસ : ' મારી પાસેતારો એક પણ પૈસો નીકળતો નથી. અમે તો તારા રોટી–કપડાંના ખર્ચ માટે રાખ્યા હતા.'

ગિરીશને વિઠ્ઠલદાસ ઉપર બહુ ગુસ્સો આવી ગયો. તેણે વિઠ્ઠલદાસને ગાળો દેવા માંડી એથી વિઠ્ઠલદાસે તેને ધક્કો મારીને બહાર કાઢી મૂક્યો અને કહ્યું : ' હરામખોર ! નીકળી જા અહીંથી. મેં તને દુકાનનું કામ શીખવાડયું અને તેને યોગ્ય બનાવ્યો, તેનું અહેસાન માનવું બાજુ પર રહ્યું, ઊલટા અમારી પાસેથી રૂપિયા પડાવવા છે. જો હવે મારી દુકાન ઉપર ન ચઢતો.'

ગિરીશની આંખોમાંથી ચિનગારીઓ વરસવા લાગી. તે વિઠ્ઠલદાસને કહેતો બહર નીકળી ગયો કે ' જોઈ લઈશ શાહુકારના બચ્ચાને.'

ગિરીશ સીધો એક વકીલને મળ્યો અને પોતાની દુઃખકથા સંભળાવી તેમને પૂછવા લાગ્યો : ' મારે શું કરવું જોઈએ ?' તેણે કહ્યું: 'તું તેમના ઉપર કેસ ચલાવ. હું વકીલાત કરીશ. પરંતુ એક વખતની વકીલાતના મહેનતાણાના પાંચસો રૂપિયા લઈશ.

ગિરીશને મુકદ્દમાબાજીનો અનુભવ ન હતો. પરંતુ કેસ કરવાથી વિઠ્ઠલદાસની બધી સંપત્તિ મળવાની આશા હતી.

અચાનક એક દિવસ પિતાજીના સમયનો તેનો એક કરજદાર ગિરીશને મળી ગયો. તેના પિતાજીએ મુશ્કેલીની હાલતમાં તેને પાંચ હજાર રૂપિયા આપ્યા હતા. તે રૂપિયા તેને આપી દીધા. એટલે તે રૂપિયાની સહાયતાથી તેણે તેના કાકા ઉપર પોતાના પિતાની સંપત્તિ હજમ કરવાનો દાવો કર્યો અને વિઠ્ઠલદાસ ઉપર પણ કેસ ચલાવ્યો.

વકીલને તેણે ઘણા પૈસા ખવડાવ્યા. પરંતુ અત્યાર સુધી કંઈ નિર્ણય આવ્યો નહીં. બંને કેસની ૧૦ મુદત સુધીમાં જ બધા રૂપિયા જતા રહ્યા. છેવટે ગિરીશે પોતાના પિતાના મિત્ર છદામીલાલને નોટિસ અપાવી કે મારા પિતાના નામથી તમારા યાં જમા રહેલા પાંચ હજાર રૂપિયા મને દસ દિવસોની અંદરમાં વ્યાજ સાથે ચૂકવી દે નહીંતર હકનો દાવો દાખલ કરવામાં આવશે. જેના જવાબદાર તમે હશો.'

બીચારા છદામીલાલે પોતાની આબરૂ બચાવવાને માટે અને પોતે ભણેલા ન હોવાથી પણ ગિરીશને વ્યાજ સહિત પાંચ હજાર રૂપિયા આપી દીધા. હવે શું હતું ? હવે ગિરીશનો જુસ્સો વધી ગયો. તેણે બંને કેસોમાં ઘણો પૈસો ખર્ચી નાખ્યો.

કેસમાં વિઠ્ઠલદાસની ખિલાફ તેની જીત થઈ. કાકાની સાથે થયેલા કેસનાં તે હારી ગયા. એટલે તેણે હાઈકોર્ટમાં અપીલ કરી.

આ કેસમાં તે પાણીની જેમ પૈસા વહેવડાવવા લાગ્યો. બીજી બાજુ તેને તેના પિતાના દ્વારા જે જે વ્યક્તિને કરજે લીધા હતા, તેની ખબર પડતાં, તે તે વ્યક્તિના વિરુદ્ધ તેણે કેસ ચલાવ્યો. આવી રીતે રોજે રોજ કચેરી જતો. રાતદિવસની દોડમાં લાગી રહેતો. કોના પર કેટલા રૂપિયાનો દાવો કરવામાં આવે? કોની પાસેથી કેવી રીતે રૂપિયા કઢાવી શકાય? એ વિચારે રાતે પણ તે ચેનથી સૂઈ શકતો ન હતો. તે મુકદ્દમા-બાજીના દુર્વ્યસનના કારણે તેના અનેક દુશ્મન બની ગયા.

એક વખત લોકો તો તેને મારપીટમાંથી બચી ગઈ. ગિરીશ ન તો કોઈ ધંધો કરતો હતો અને ન તો ક્યાંય નોકરી કરતો. કારણ કે મુકદ્દમાબાજી કરવા સિવાય એનામાં કોઈ યોગ્યતા ન હતી. એટલે કોઈ તેણે પોતાને ત્યાં રાખવા તૈયાર ન હતો ન કોઈ તેને ઉધાર રૂપિયા આપતો ન હતો. સમાજમાં તેને કોઈ ઇજ્જત દેતો ન હતો. કોઈ તેને કન્યા આપવાને તૈયાર ન હતો.

એક દિવસ તે જિંદગીથી તંગ આવીને કાકા-કાકીની પાસે આવ્યો. કાકા-કાકીની ખિલાફ મુકદ્દમાબાજી કરવાને કારણે ગિરીશના પ્રત્યે તેમના મનમાં કોઈ પ્રેમ

ન હતો. એટલે તેમણે તિરસ્કારીને ગિરીશને કહ્યું: 'પાગલ થઈ ગયો છે! રાતદિવસ કંઈ ને કંઈ ઊલટું-સીધું વિચારી રહ્યો છે. અને મુકદ્દમાબાજીનો પ્લાન ઘડતો રહે છે. જતો રહે અહીંથી.'

પરિણામ એ આવ્યું કે તે ગલી-ગલીમાં પાગલની જેમ ફરતો રહેતો અને બબડતો રહેતો હતો. એક દિવસ તે વિઠ્ઠલદાસની દુકાનની સામે જઈને ઊભો રહ્યો અને બબડવા માંડયો: 'એ વિઠ્ઠલ! લાવ મારા રૂપિયા લાવ. મારો પગાર લાવ.' વિઠ્ઠલદાસે પાગલ સમજીને તેને બે-થપ્પડ મારી દીધી. અને ત્યાંથી કાઢી મૂકયો. તે તેની પાસે આવનારા લોકોનાં કપડાં ફાડવા માંડયો. લોકોએ તેને ખીજવવા માંડયો.

એક દિવસ કટલરીની દુકાનમાંથી ગિરીશે એક-રામપુરી ચાકુ ઉઠાવી લાવી આવેશમાં આવી જઈ તેને પોતાના પેટમાં ખોસી દીધું. મુકદ્દમાબાજ ગિરિશે ત્યાં જ શ્વાસ છોડી દીધો.

સાચોસાચ, મુકદ્દમાબાજી ગિરીશના માટે નરકનો અખાડો બની ગઈ.

## ૩૦ | કેસ લડવામાંથી મુક્તિ: સ્વર્ગ-સુખનો શ્વાસ

રજનીશના પિતા ધનીરામને નાણાં-ધીરનારનો ધંધો હતો. આ કારણે તે કોઈ ને કોઈ ઉપર કેસ ચલાવતા જ રહેતા હતા. રજનીશ ત્યારે અબોધ બાળક હતો, તેને સમજણ પડતી ન હતી કે પિતાજી દરરોજ કચેરીમાં આટલી દોડાદોડ શા માટે કરે છે!

રજનીશ બી. એ. પાસ કરીને જ્યારે પોતાની દુકાને બેઠો ત્યારે તેને સમજ પડી કે પિતાજી મુકદ્દમાબાજીના માટે રોજ કોર્ટમાં જાય છે, તેને પિતાજીના ધંધામાં બહુ નફરત થઈ ગઈ. એક દિવસ તેને પિતાજીને નમ્રતાપૂર્વક કહ્યું: 'પિતાજી! તમારો આ ધંધો મને સારો લાગતો નથી, જેમાં રોજની હેરાનગતિ છે. નથી તમે સુખથી ખાઈ-પી શકતા, નથી સુખથી ઊંઘી

-શકતા. રાત–દિવસ મુકદ્દમાબાજીથી બેચેન રહો છો. આ ધંધાને છોડીને સુખ–શાંતિપૂર્વક જીવી શકીએ એવો કોઈ ધંધો પસંદ કરી લઈએ.'

ધનીરામ : 'બેટા ! બીજા કોઈ ધંધામાં બરકત નથી. આમાં વિના મહેનતે પૈસા મળી જાય છે. તેમાં ન કોઈની હિંસા છે કે ન કોઈની ચોરી છે.'

રજનીશ : 'પરંતુ તમારે રોજ કચેરીમાં દોડાદોડ કરવી પડે છે. તે તમારા જીવનને ચૂસી લે છે. તમને ઘડીભરનો પણ આરામ નથી. રાતદિવસ મનમાં બેચેની રહે છે. અને કેવી રીતે પૈસા કઢાવી શકાય એ ઉલઝનમાં તમે લાગ્યા રહો છો, આવા છળકપટમાં તો માનસિક હિંસા અને માનસિક ચોરી છે.

ધનીરામ : 'તું બરાબર કહે છે બેટા ! પરંતુ હવે બીજો ધંધો મારે લાયક રહ્યો નથી. રોજ કચેરી જવું પડે છે તે ચાલતા થોડું જવું પડે છે. બસનો પાસ કઢાવવો પડે છે. કચેરીમાં તો માત્ર બેસી જ રહેવું પડે છે. કેસ રજૂ થાય છે અને બૂમ પડે છે ત્યાંરે હાજર થવું પડે છે.'

રજનીશ : 'આ મુકદ્દમાબાજીમાં તમારો કેટલો સમય ખરાબ થાય છે. આટલા સમયમાં તમે ગરીબ દુઃખિયાંની શારીરિક, બૌદ્ધિક તથા બીજા કોઈ રૂપે સેવા કરો તો તમારું મન કેટલું પ્રફુલ્લિત રહે. તમારું તન કેટલું -સ્ફૂર્તિમાન રહે. અને તમને જીવનમાં કેટલાના આશીર્વાદ

મળે ? મુકદ્દમાબાજીમાં હાય-હાય સિવાય, બીજાનાં દમદાટી અને રાતદિવસ હેરાન થવાના તથા સમય અને શક્તિનો વ્યય કરવા સિવાય બીજું શું મળે છે ?'

ધનીરામ : 'કેમ કંઈ નથી મળતું ? કેસમાં જીતી જવાથી રૂપિયા નથી મળતા ?

રજનીશ : 'અને હારી જવાથી ?'

ધનીરામ : 'હારી જવાથી મનમાં ધક્કો લાગે છે.'

રજનીશ : 'એ કહો કે મનમાં વિરોધીના પ્રત્યે ક્રૂરતા અને દુઃસંકલ્પ જાગે છે. રાક્ષસી વિચારોનો જન્મ થાય છે. દ્વેષનો જન્મ થાય છે વેર-વિરોધ વધે છે. અને અંતમાં એકની જીત થઈ જવાથી પણ હારેલો પક્ષ, તેનો કટ્ટો દુશ્મન બની જાય છે. તેના વગર જો એટલો સમય તમે સત્સંકલ્પ તથા બધાના અભ્યુદયની કામનામાં તથા પીડિત અથવા દુઃખીની સેવામાં લગાવો તો તમારું તન, મન અને જીવન સ્વસ્થ રહેશે.'

ધનીરામ : 'મને તો આ કેસબાજી ઉપર નફરત થઈ ગઈ છે. અને ખાસ કરીને તો આ ધંધાથી મન ઊંચું થઈ ગયું છે. તું હવે શિક્ષિત અને અનુભવી થયો છું તો બતાવ એવો કયો ધંધો કરીએ જે સાત્વિક હોય, શાંતિદાયક હોય.'

રજનીશ : 'પિતાજી, મારી દૃષ્ટિમાં તો તમે ચોપડીઓની દુકાન કરી લો. તેમાં તમને કોઈ નુકસાન નથી. પ્રચલિત પાઠ્ય-પુસ્તકો તથા કોઈ ધાર્મિક પુસ્તકો

જ રાખો. થોડો સ્ટેશનરી સામાન રાખી લઈએ. તમે નવરાશના સમયે બેઠા બેઠા પુસ્તકો વાંચ્યા કરો. આરામથી ખાઓ અને આરામથી સૂઓ પરંતુ મુકદ્દમાબાજીને બિલકુલ છોડી દો.'

ધનીરામ : જ્યારે હું મુકદ્દમાબાજીથી સંન્યાસ લઈ લઈશ, ત્યારે જેમને રૂપિયા આપ્યા છે. તેમની પાસેથી વસૂલ કેવી રીતે કરીશ ?'

રજનીશ : 'તમે એક કામ કરો જેને જેને રૂપિયા આપ્યા છે, તેનું એક લીસ્ટ બનાવીએ અને તે તે વ્યક્તિને એક છાપેલા પત્ર દ્વારા સૂચના આપો. તેમાં ભાષા બહુ જ સૌમ્ય, પ્રેમભરી અને સન્માનસૂચક હોય. જે લોકોને રૂપિયા આપ્યા હોય તેનું વ્યાજ માફ કરી દો. મારો વિશ્વાસ છે કે અડધાથી વધારે વ્યક્તિઓના રૂપિયા તો ઘરે બેઠાં આવી જશે. રહ્યા બાકીના લોકોનાં તેમને તમારા નૈતિક દૃષ્ટિથી ચાલી રહેલા ખેડૂત મંડળના કાર્યાલયમાં અરજી લખીને આપી દો. જેમાં બાકીની રકમવાળાઓની નામાવલી અને રકમ અંકિત કરી નાંખો. ખેડૂત મંડળનાં કાર્યકર્તા બંને પક્ષોથી અથવા સંબંધિત તથા તટસ્થ વ્યક્તિઓથી પૂછપરછ કરીને સચ્ચાઈની ખબર કાઢી લઈશું. પછી જેનો આધ્યાત્મિક, નૈતિક અને સામાજિક દબાણ લાવવાનો પ્રયત્ન કરશે. જો આવા પ્રયાસથી પણ મામલો નહિ સુધરે તોબંને પક્ષોનો પંચ ફેંસલો માન્ય કરવાને માટે સમજાવશે. પંચ

ફેંસલાનાં સમ્મતિ પછી કોઈ પક્ષ વિરોધ કરે અથવા ફેંસલાનું પાલન કરે ન કરે તો પછી સામૂહિક સત્યાગ્રહ કરવામાં આવશે તે તો અપમાનિત હાલતમાં જ થઈ જાય. મેં તો વગર મુકદ્દમાબાજીના આવા કેટલાય દાવાઓ ખેડૂત મંડળ દ્વારા પૂર્વોક્ત અહિંસક ઢંગથી હલ થતા જોયા છે.'

ધનીરામ: 'લો, ત્યારે તો આજથી જ હું આ મુકદ્દમાબાજીના નવા ચીલાથી આ વ્યવસાયને કરવાનો ત્યાગ કરું છું. જે કેસ કોર્ટમાં ચાલે છે તેને વિપક્ષને સમજાવીને બંને પક્ષ ખુશીથી તેને પાછો લઈ લેશે અને તમારા આ શાંતિદાયક ઉપાયથી તેમ પતાવાશે.'

રજનીશ: 'પિતાજી! મને તો બહુ આનંદ છે કે તમે તમારા પુરાણા પ્રાણ લેનાર ધંધાનાં અને મુકદ્દમા-બાજીનાં લફરાં છોડી દીધાં. હવે તમે સુખથી સૂવો, નવા વ્યવસાયને હું સંભાળી લઈશ. તમે તેમાં માત્ર સલાહ આપતા રહો. જ્યારે તમારું મન ઘરમાં ન લાગે તો દુકાન ઉપર આવીને બેસો, સ્ટેશનરીનો સામાન વેચવાનું કામ સંભાળી લેજો.'

ધનીરામ થોડા જ દિવસોમાં સ્વર્ગસુખનો શ્વાસ લેવા લાગ્યા. તેની ચિંતાઓ જતી રહી. તે અંતરથી તેમના પુત્રને આશીર્વાદ દેવા લાગ્યા.

# ૩૧

## ચોરી
### નરકની આગ

'હેલો! લીલાધર! હું પોલીસ સ્ટેશનથી બોલું છું તમારો ભાઈ વિદ્યાધર એક દુકાનનું શટર તોડીને ઘૂસતાં અને ચોરી કરતાં પોલીસના હાથે પકડાઈ ગયો છે.'

આ ફોન પોલીસ સ્ટેશનથી લીલાધરને રાતે દસ વાગે મળ્યો.

લીલાધર વિદ્યાધરનો મોટો ભાઈ હતો. તે વિદ્યાધરની ચોરીની કુટેવથી બહુ દુઃખી હતો. ચોરીની સાથે તેણે બીજી અનેક બુરાઈઓ અપનાવી હતી. તે ઘણી વખત કહ્યા કરતો હતો, 'વિદ્યાધર! તારે જે ખાવું હોય તે ખાઈ લે, પરંતુ ચોરીની આ ખરાબ ટેવને છોડી દે. તેનાથી તને માર પડશે. સમાજમાં તારી અને સાથે

અમારી પણ બેઇજ્જતી થશે. પકડાઈ જવાથી મોટી સખત સજા ભોગવવી પડશે. આથી રાતદિવસ તારા મનમાં પકડાઈ જવાનો ભય થતો રહેશે. દર વખતે આશંકા ઉત્પન્ન થાય કે કોઈ ક્યાંય જોઈ તો નહીં લે ને, પકડી ન લે. એટલા માટે તો તું રાતે ચેનથી ઊંઘી શકતો નથી અને દિવસે પણ તું સ્વતંત્ર રીતે આવી જઈ શકે નહીં ન આરામથી ખાઈ પી શકે. પછી બતાવ, શું મજા આવે છે તને આવી જિંદગીમાં ? યાદ રાખજે. આવી રીતે તારી જિંદગી બરબાદ થઈ જશે.

પરંતુ વિદ્યાધર હતો એવો કે લીલાધરની વાત સાંભળી ન સાંભળી ને ઉધ્ધતાઈથી જવાબ દઈ દેતો– 'ચોરી કરવાથી મનુષ્યમાં સાહસ વધી જાય છે. તે મોટા મોટા ખતરાથી પણ ડરતો નથી. આટલા પૈસા એક સામટા મળી જાય છે. જેટલા આખી જિંદગી વૈતરું કરવાથી પણ મળતા નથી. વગર મહેનતનું ધન પ્રાપ્ત કરવાનો સૌથી સહેલો અને મોટો ઉપાય છે આ ?"

લીલાધર આજે વિદ્યાધરના પકડાઈ જવાની ખબર સાંભળીને દુઃખી તો થયો. સાથે તેના મનમાં વિદ્યાધરના પ્રત્યે રોષ પણ ઊભરાઈ આવ્યો તે મનોમન વિચારવા લાગ્યો, 'કેટલી વખત સમજાવ્યો હતો દુશ્મનને પરંતુ તે ક્યારેય માનતો જ ન હતો મારી વાત. પોતાની ને

પોતાની હાંકે રાખતો હતો, એટલે સહવા દો બદમાશને હવે જેલમાં ! પોતાની મેળે અક્કલ ઠેકાણે આવી જશે, લાતોના દેવ વાતોથી માનતા ન હતા.'

અચાનક લીલાધરના દિલમાં વિદ્યાધરના પ્રત્યે કરુણાનો સંચાર થયો કે પોલીસ સ્ટેશને જઈને પ્રયત્ન તો કરી જોઉં કદાચ જામીન ઉપર છોડી દે. તેણે કપડાં બદલ્યા અને પોલીસ સ્ટેશને પહોંચ્યો. પોલીસને મળીને લીલાધરે વિદ્યાધરને કોઈ પણ રીતે જામીન ઉપર છોડવા માટે કહ્યું.

પરંતુ પોલીસે તરત જ કહ્યું: 'અજી ! કેવી રીતે છોડી દઈએ તેને ? તેને કેટલી જગ્યાએ ચોરી કરી છે. આવા પાકા ચોરને તો અમે જામીન ઉપર છોડી દઈએ તો એ શોર મચાવી દે.'

લીલાધર : 'મેં કેટલી વાર સમજાવ્યો પરંતુ આ તો તેની હઠ પર અડગ રહેતો. એટલા માટે જો ધરપકડ થવાથી હવે તેનો પારો નીચે ઊતરી ગયો હોય તો તમે તેને છોડી દો.'

પોલીસ : 'તમારા કેટલીવાર સમજાવ્યા છતાં પણ જ્યારે એ સુધર્યો નહીં અને વારંવાર ચોરી કરતો રહ્યો, ત્યારે તેને છોડી દેવાથી તે કેવી રીતે સુધરશે ? એટલા માટે સુધારવાનો ઉપાય તો અમે જ કરીશું. અમારા

ડંડાથી જ તે સુધરશે. પાંચ વર્ષ સુધી તે જેલની હવા ખાશે. ત્યારે તેની અક્કલ ઠેકાણે આવશે.'

લીલાધર નિરુત્તર થઈને ઘરે આવતો રહ્યો. આ પાંચ વર્ષની જેલમાં...વિદ્યાધરને સખત મહેનત કરવી પડશે. સૂકી રોટલીઓ મળશે, તે પણ પેટ ભરીને નહીં. વારંવાર જેલરોની ધમકી ડંડાની માર અને અપમાન સહન કરવાથી વિદ્યાધરનું શરીર સૂકાઈને હાડપિંજર થઈ જશે. પાંચ વર્ષ પછી જ્યારે તે જેલમાંથી છૂટીને ઘરે આવ્યો તો લીલાધરે તરત તો ન ઓળખ્યો. લીલાધરે તેને તિરસ્કારતા કહ્યું : 'ભલા માણસ, મેં તને કેટલીવાર ચોરી ન કરવાને માટે સમજાવ્યો હતો, પરંતુ તું મારી વાતને ઠુકરાવી દેતો હતો. એટલે હવે ચોરીનો નતીજો કેટલો ભયંકર હોય છે, તેનો તેં અનુભવ કરી લીધો ? ચોરીથી તારી જિંદગી શું સારી બની થઈ ?

વિદ્યાધર : 'અજી ! આવા તો કેટલાંય પરિણામ જોઈ ચૂક્યો છું. આ સજાઓથી હું ગભરાતો નથી.

લીલાધર : 'ત્યારે તો હું તને મારા ઘરમાં પણ રાખી ન શકું. જતો રહે અહીંયાંથી. પછી જે કરવું હોય તે કર.'

વિદ્યાધર ઘમંડમાં આવીને તરત જ ત્યાંથી જતો રહ્યો તે ત્યાંથી વિક્ટોરિયા ગાર્ડનમાં પહોંચ્યો ત્યાં બેસીને

ચોરીની નવી નવી યોજનાઓ બનાવવા લાગ્યો કોઈએ તેને જોઈ લીધો તેમને પોલીસ સ્ટેશને જઈને ફરિયાદ કરી ત્યાંથી પોલીસ આવ્યા અને વિદ્યાધરને ફરી પકડીને લઈ ગયા.

વિદ્યાધર આ ચોરીની ટેવનાં કારણે તન, મન, ધન અને જીવન બધી રીતથી બરબાદ થઈ ગયો. તેણે ચોરીની લત તો શું પણ નરકની આદ લાગી ગઈ.

## ૩૨

## શ્રમ યુક્ત નૈતિક વ્યવસાય : સ્વર્ગનું વરદાન

ચંબલઘાટીની સીમા ઉપર જગનપુરમાં ગ્વાલિયરથી ધૌલપુર જતી સડક ઉપર વિમલપ્રસાદની દુકાન આવેલી હતી. તે ચોરો અને ડાકુઓ પાસેથી સસ્તા ભાવે ચોરીનો માલ ખરીદી લેતો અને શહેરમાં આવીને બજારમાં વેચી દેતો હતો. ક્યારેક ક્યારેક તે ચોરોને ચોરી કરેલો માલ લાવવાને માટે છૂપી રીતે પૈસા પણ આપતો હતો. રાજ્યોની સીમા ઉપર તેના માણસો સસ્તા ભાવે અનાજ, કપાસ, તલ વગેરે ખરીદી લેતા હતા, પરંતુ આવો વેપાર કરવામાં તેને હંમેશાં ભય રહેતો હતો. તેનું પાપ તેના હૃદયને કચવાતું હતું.

ઘણા પ્રયત્નો કરવાથી અને દેવદેવીઓની માનતાઓ કરવાથી પણ વિમલપ્રસાદને કોઈ સંતાન ન થયું. ઘણીવાર

વિમલપ્રસાદની પત્ની વસુમતી તેને કહ્યા કરતી હતી, 'અરે! તમે ચોરીનો માલ લો છો, ચોરોને રૂપિયા આપો છો અને તેનાથી આટલા રૂપિયા કમાવ છો, તે કોના માટે? જ્યારે કોઈ સંતાન નથી તો એ પેટને માટે આટલાં પાપકર્મ કેમ કરો છો? આ પાપ-કર્મનાં કારણે કદાચ આપણને સંતાન ન થતાં હોય.'

વિમલપ્રસાદ: 'તું બરાબર કહે છે મને પણ કેટલીકવાર એ વિચાર આવે છે; પરંતુ આ સરહદના ગામમાં કોઈ કમાણી તો છે નહીં. માત્ર નાની એવી દુકાન નાખી છે તેમાં પણ વધારે માલ નથી, અને વધારે કમાણી નથી. ખટકો તો મને પણ રહે છે.

વસુમતી: પરંતુ આ જો તમે કરચોરી અને દાણ-ચોરી કરો છો તેના કારણે ક્યારેક તમારું જીવન સંકટમાં આવી શકે છે. સરકારી ઓફિસર હર વખત એને શોધવામાં રહે છે. આ ઊંઘને વેચીને જાગરણ કેમ કરો છો. તમારે કેટલું જીવવું છે?'

વિમલપ્રસાદ: 'મૃત્યુ તો એક દિવસ આવશે જ પછી સુખથી કેમ ન જીવીએ. સુખથી જીવવાનું ત્યારે જ હોઈ શકે છે જ્યારે પૈસા પાસે હોય એટલા માટે હું આ ધંધાને છોડી શકતો નથી.

આ સાંભળીને વસુમતી ઉદાસ અને ચૂપ થઈ ગઈ.

આ વાતને પંદર દિવસ પછી એક દિવસ વિમલ-પ્રસાદ ધૌલપુર જઈ રહ્યો હતો કે અચાનક એક જગ્યા-

એથી કોઈ બાળકના રોવાનો અવાજ સાંભળીને તે ચમક્યો અને રસ્તાથી ખસીને તે જંગલમાં પહોંચ્યો. જ્યાંથી તે અવાજ આવી રહ્યો હતો ત્યાં સાત વર્ષનો સુંદર એકલો છોકરો રોતો જોઈને વિમલપ્રસાદને દયા આવી ગઈ.

તેણે તેને પ્રેમથી બોલાવ્યો, ઉઠાવ્યો અને તેની સાથે તેને ઘરે લઈ આવ્યો. વસુમતી પણ છોકરાને જોઈને વાત્સલ્યવશ ભાવ–વિભોર થઈ ગઈ. પતિપત્ની બંને તે છોકરાને પોતાનો પુત્ર માનીને ઉછેરવા લાગ્યાં. બાળક વાગીશ પણ તેમને પોતાનાં માતા–પિતા માનવા લાગ્યો. તેને વિમલપ્રસાદે શાળામાં દાખલ કર્યો. ૧૮મા વર્ષમાં વાગીશે કોલેજમાં પ્રવેશ કર્યો અને ૨૧માં વર્ષની ઉંમરમાં તે બી. એ. પાસ થઈ ગયો.

વાગીશ જ્યારથી સમજણો થયો ત્યારથી તેણે વિમલપ્રસાદનો કરચોરી, દાણચોરી અથવા બીજા ખરાબ વ્યવસાયથી નફરત થઈ ગઈ. એક દિવસ તેણે વિનયપૂર્વક કહ્યું : ‘પિતાજી, મારી આ નાની એવી પ્રાર્થના છે તમને. તમે આ વ્યવસાયને છોડી દો. મેં એક શ્રમયુક્ત વ્યવસાય કરવાનું વિચાર્યું છે. તે કરવાથી તમારી શાહુકારી પણ નભાશે અને પૈસા પણ મળશે.’

વિમલપ્રસાદ : ‘બોલો, બેટા તે કયો વ્યવસાય છે, જે કરવાથી અને આ ચોરીઓથી બચી શકીએ છે અને આપણું જીવન સાત્વિક, શાંતિમય બનાવી શકીએ. તેમાં કમાણી ઓછી હશે તો મને વાંધો નથી.

વાગીશ : 'પિતાજી ! આ પ્રદેશમાં લીમડા બહુ છે. એટલા માટે આપણે લીંબોળીનું તેલ કાઢીને તેને અખાદ્ય તેલથી ગ્રામોદ્યોગી સાબુ બનાવીશું. આ સાબુની જરૂર બધા શહેરમાં રહે છે.

વિમલપ્રસાદ : પરંતુ બેટા ! મને આ વ્યવસાયનો અનુભવ નથી. તું જો આ કામને હાથમાં લઈ લે તો હું પુરાણા વ્યવસાયને આજે જ છોડી દઉં.'

વાગીશ : 'મને આ લાઈનનો થોડો અનુભવ છે. આનાથી અહીંના ઘણા લોકો જો બેકાર હોવાથી ચોરીના અનૈતિક ધંધામાં લાગેલા હતા. તેમને કામ મળશે, જો અમારી પાસે આવા બેરોજગાર લોકોની વધારે માંગ આવશે તો આપણે ખાદી, બીજી તેલ, દીવાસળી, ટોપલીઓ તથા ચટ્ટાઈ બનાવવાના, વણાટકામ વગેરે અનેક ગ્રામોદ્યોગોને ચલાવી શકીએ. જેટલા રૂપિયા તમારા પુરાણા વ્યવસાયમાં લાગેલા છે, તેટલા જ રૂપિયા આ વ્યવસાયમાં લગાવવા પડશે. તેના કારણે આ રાજ્યમાંથી ચોરી નાશ પામશે.'

વિમલપ્રસાદ : 'વાહ બેટા ! તારી વારી વાત તો મને પણ પસંદ છે. તારી મા પણ તેને પસંદ કરશે. મને તારી બધી વાતો મંજૂર છે પરંતુ આ પુરાણા વ્યવસાયને સમેટવાનું કામ પણ તારે જ કરવું પડશે.

વાગીશ : 'એમાં શી વાત છે પિતાજી ! જ્યારે તમે બંને એ મને ઉછેર્યો, પ્રેમ દીધો અને શિક્ષણ–

સંસ્કાર આપ્યા. હું તેનો થોડો ઘણો પણ બદલો જો તમને સાત્વિક નીતિમય અને શાંતિદાયક ધંધાની બાજુ લગાડીને ચૂકવીશ. તો હું મારા જીવનને ધન્ય સમજીશ.'

વિમલપ્રસાદ : 'બેટા અમારું શું થોડા વર્ષ જીવીએ ન જીવીએ પછી તારે જ તો આ બધું સંભાળવાનું છે.'

છ મહિનાની અંદર વાગીશે પાછલો અનીતિમય વેપાર સમેટી લીધો અને 'ખાદી ગ્રામોદ્યોગ નિયોજન' સાથે પત્રવ્યવહાર કરીને ઉપરોક્ત વ્યવસાયમાં પૈસાની સહાય પણ મેળવી.

એનાથી વિમલપ્રસાદનું આખુંય જીવન બદલાઈ ગયું. તે અને વાગીશ બંને આ વ્યવસાયમાં તન્મય થઈ ગયા. હવે વિમલપ્રસાદની રુચિ સમાજસેવાના કાર્યમાં લાગી ચંબલધારીના આસપાસનાં પ્રદેશોના બેકાર અને બે રોજગાર લોકો, જે ચોરી વગેરે અનૈતિક કર્મોમાં લાગેલાં હતાં. તેમને ખાદી તથા વિવિધ ગ્રામોદ્યોગોનાં કામમાં તેમને લગાડી દીધાં. આ રાજ્યમાં ચોરી ડાકુ પણ ઓછા થવા લાગ્યાં.

આવી રીતે શ્રમયુક્ત નૈતિક વ્યવસાયના કારણે વિમલપ્રસાદનાં કુટુંબને સ્વર્ગનું વરદાન મળ્યું.

## ૩૩

### બેઈમાની: નરકની વેલ

શહેરના એક પ્રતિષ્ઠિત મહોલ્લામાં નરેન્દ્રની દવાઓની દુકાન હતી. તે પેટન્ટ દવાઓની શીશીઓ મંગાવતો અને તેમાં ભેળસેળ કરીને નાની નાની શીશીઓમાં નાંખીને તેને પેક કરી નાંખતો હતો. તેના ઉપર લેબલ-પેટન્ટ દવાઓનું લગાવતો હતો.

એક દિવસ વંશીપુરનો નારાયણ સવાર સવારમાં નરેન્દ્રની દુકાન પર આવ્યો અને કહેવા લાગ્યો. મારો એકનો એક છોકરો બીમાર છે, તેને બહુ ભયંકર તાવ આવે છે. આ દવા ડોકટરે લખીને આપી છે. તમારે ત્યાં છે શું ?

નરેન્દ્ર ( મોઢું બગાડીને ): 'આ દવા છે તો ખરી. માત્ર એક શીશી છે.'

નારાયણ : ' કેટલા રૂપિયા લાગશે ?

નરેન્દ્ર : 'પાંત્રીશ રૂપિયા.'

નારાયણ : 'હેં આટલા રૂપિયા એક શીશીના ?'

નરેન્દ્ર : 'બજારમાં તમને ક્યાંય આ વસ્તુ મળશે નહીં. લેવી હોય તો મારી પાસે એક જ શીશી છે.'

નારાયણ લાચાર હતો. તેને પોતાના લાડલા છોકરાને મૃત્યુના મોઢામાંથી બચાવવાનો હતો. તે પાંત્રીશ રૂપિયા આપીને દવાની શીશી લઈ ગયો. ડોક્ટરના કહેવા પ્રમાણે તે બીમાર છોકરાને દવાની ગોળીઓ આપી. પરંતુ ત્રણ દિવસ સુધી તે ગોળીઓની કંઈ અસર ન થઈ. ચોથા દિવસે છોકરાની તબિયત બહુ ખરાબ થઈ ગઈ. એક બીમાર યુવતી માટે તેનો પતિ નરેન્દ્રને ત્યાંથી 'સીબાઝોલ'ની ગોળીઓ લઈ ગયો હતો. પરંતુ એ ગોળીઓએ પણ કંઈ અસર ન બતાવી. યુવતીની તબિયત વધારે બગડી ગઈ. એક યુવકના માટે તેના પિતા ટાઈફોઇડની દવા લઈ આવ્યા તેમને પણ નરેન્દ્રે નકલી જ દવા આપી અને ભાવ વધારે લઈ લીધો. આ ત્રણે જણાએ નરેન્દ્રની દુકાન ઉપર આવીને ફરિયાદ કરી : 'તમારી દવાથી અમારા કુટુંબના દર્દીને કોઈ ફાયદો થયો નથી, પરંતુ હાલત વધારે ખરાબ છે, હવે શું કરીએ ?

નરેન્દ્ર : આ બાબતમાં હું કશું કરી ન શકું. મેં તમને પેક શીશી આપી છે. હું તેનો જવાબદાર નથી કે આ દવાથી બીમારોને ફાયદો થયો કે નહીં. તમે લોકો

ડૉક્ટરને જઈને ફરિયાદ કરો. ઈલાજ ડૉક્ટરનો છે મારો નહિ.'

તે લોકો: 'પરંતુ તમારી દવાની શીશી નકલી છે છે તો ડૉક્ટર શું કરે?

નરેન્દ્ર: 'તમે લોકો તમારી આંખોથી જોઈને દવાની શીશી બંધની બંધ લઈ જાવ છો. બતાવો હું કેવી રીતે જવાબદાર છું તેનો?'

તે લોકો: 'અમને શક છે કે તમે દવાઓમાં ભેળસેળ કરી છે. નહીં તો આ દવાઓની અસર રોગી પર જરૂર પડે તમે અમને પૈસા પાછા આપો નહીં તો અમે તમારી ઉપર કેસ ચલાવીશું.'

બધા લોકો ગુસ્સામાં આવી ગયા. તેમાં વચ્ચે નરેન્દ્રની દુકાનથી એક વ્યક્તિ દવા લઈ ગયો હતો તેના સંબંધીનું મૃત્યુ થઈ ગયું હતું, તે પણ આવી પહોંચ્યો. તેણે એકઠા લોકોની વાતો સાંભળીને કહ્યું કે આની નકલી દવાથી મારા સંબંધીનું મૃત્યુ થઈ જવાથી મેં આ દવાનો ટેસ્ટ કરાવ્યો હતો. ડૉક્ટરે તેનું રીજલ્ટ બતાવ્યું કે દવામાં ઝેરી તત્ત્વ છે. મેં પોલીસ સ્ટેશને તેની ફરિયાદ કરી છે. એટલે તમે લોકો પણ પોતપોતાની શીશીઓની તપાસ કરાવી ફરિયાદ કરો જેથી આ બેઈમાન દુકાન-દારની અક્કલ ઠેકાણે આવે.'

બધાએ પોતપોતાના ઘરે જઈને દવાઓની શીશીઓ ટેસ્ટ કરવાને માટે મોકલી. તપાસનું પરિણામ આવ્યું કે

દવા અસલી નથી. એટલે તરત બધાએ એક સાથે જ પોલીસ સ્ટેશનમાં નરેન્દ્રની ફરિયાદ નોંધાવી. પોલીસ નરેન્દ્રની દુકાન ઉપર આવી. તેમણે પહેલાં તો આખી દુકાન અને ગોડાઉનની તપાસ કરી પછી બધી શીશીઓ ટ્રકમાં નાંખી દીધી. દુકાન તથા ગોડાઉન ઉપર સીલ મારી દીધાં. અને નરેન્દ્રની ધરપકડ કરીને લઈ ગયા. બધી દવાઓ નકલી સાબિત થઈ. નરેન્દ્રનો વીસ હજાર દંડ થયો અને વીસ વર્ષની જેલ થઈ.

નરેન્દ્રના જેલ જવાથી તેમની દુકાન ચાલી ન શકી. નરેન્દ્રની બેઈમાનીના કારણે લોકોનો વિશ્વાસ ઊઠી ગયો. બીજા વરસે જ તેના છોકરાને દુકાન બંધ કરવી પડી.

આવી રીતે નરેન્દ્રે બેઈમાની કરીને નરકની ઝેરીલી વેલ લગાડી દીધી જેથી કુટુંબ તથા સગાંસંબંધી સમાજ બરબાદ થઈ ગયો.

## ૩૪ | ઇમાનદારી : સ્વર્ગનો રસ્તો

શંકર ગરીબ ધોબી હતો. કેટલાક દિવસથી તેની મા બીમાર હતી. શંકર જેનાં કપડાં ધોવાને માટે લાવતો હતો તેનાં કપડાં કાળજીથી ધોઈને ઇસ્ત્રી કરીને દેતો હતો. જો તેનાં ધોયેલા કપડાંમાં કોઈ ડાઘ બતાવે તો તે તેને બીજીવાર ધોઈને દેતો હતો.

એક દિવસ શંકર ગધેડા ઉપર કપડાં લાદીને ધોવાને માટે શહેરની બહાર તળાવ ઉપર લઈ ગયો; જ્યાં તેનો ઘાટ બનેલો હતો. તેણે ગધેડા ઉપરથી કપડાંની પોટલીઓ ઉતારી અને ગધેડાને એક બાજુ છોડીને જ્યાં તે પોતાની ટેવ પ્રમાણે પ્રત્યેક કપડાંને ફંફોળવા લાગ્યો ત્યાં જ એક કોટના ખિસ્સામાંથી સો–સો રૂપિયાની વીસ નોટ મળી આવી. તે જોઈને તે આશ્ચર્ય પામી મનોમન બોલ્યો : 'હે ભગવાન ! શું આજે તને મારી ઇમાનદારીની પરીક્ષા

કરી રહ્યા છો ? ભલે મારી આર્થિક હાલત આ સમયે તંગ છે, હું ભારે કરકસરથી મારી આજીવિકા ચલાવી રહ્યો છું, ભલે મારી મા હોસ્પિટલમાં બીમાર છે, તેના ઇલાજ માટે પણ મારી પાસે પૈસા નથી તો પણ આ રૂપિયામાંથી મારે એક પાઈ પણ લેવી હરામ છે.

તેણે પોતાના છોકરા દુર્ગાપ્રસાદને બૂમ પાડી : 'બેટા દુર્ગા ! તું આ કોટ કોનો લાવ્યો હતો ?'

દુર્ગાપ્રસાદ : 'આ કોટ તો ગુલશનરાય શેઠને ત્યાંથી જે કપડાં લાવ્યો હતો તેમાંનો છે. કેમ શું વાત છે બાપુ ?'

શંકર : આ કોટનાં ખિસ્સામાંથી સો સોની વીસ નોટો નીકળી છે બેટા ! એટલા માટે પૂછી રહ્યો છું. હું અત્યારે જ ગુલશનરાય શેઠને ત્યાં જાઉં છું. ત્યાં આ રૂપિયા ખોવાયાને કારણે ઘરના લોકો ચિંતામાં પડીને ચારે બાજુ શોધતા હશે. મારા જવાથી તેમને આશ્ચર્ય થશે.'

દુર્ગાપ્રસાદ : 'હું પણ આવીશ પિતાજી ! આ કપડાં શેઠાણીએ ગણીને ધોવાને માટે આપ્યાં હતાં. તમારો વિચાર સારો છે, આપણે આ રૂપિયા પાછા આપી દેવા જોઈએ. પારકી થાપણ જલદી પાછી સોંપાઈ જાય એટલું જ સારું. આપણા ઘરમાં બધાની દાનત સારી છે. પરંતુ રૂપિયા જોઈને કદાચ કોઈ બીજાની દાનત બગડી જાય.'

એટલામાં દુર્ગાપ્રસાદની મા આવી ચડી. તેને પણ જ્યારે આ આખીયે ઘટના સાંભળી તો તે પણ આશ્ચર્યથી

આંખો ફાડીને જોઈ રહી બોલી: 'આટલા રૂપિયા તો મેં મારી જિંદગીમાં પણ જોયા નથી. જાણે ભગવાન આપણી પરીક્ષા કરવા આવ્યા છે. આપણે પૈસા જેના છે તેના તરત જ પહોંચાડી દેવા જોઈએ.'

શંકરે તરત જ કપડાં પહેર્યાં નોટ એક કપડામાં બાંધી અને દુર્ગાપ્રસાદને સાથે લઈને ચાલી નીકળ્યો. શેઠ ગુલશનરાય હજી તો ઘરે જ હતા. તે સીધો જ બેઠકમાં પહોંચી ગયો. અને શેઠજીને નમસ્કાર કરીને બેઠો. શંકર વાતચીત શરૂ કરવાનો હતો ત્યાં જ શેઠાણી પણ આવી પહોંચી. શેઠ બે હજાર રૂપિયા ખોવાઈ ગયાની ચિંતામાં હતા. શેઠાણી પણ ઘરના ખૂણે ખૂણા શોધીને કહેવા આવી હતી કે રૂપિયા મળ્યા નથી; પરંતુ શંકર ધોબીએ વચમાં જ વાત કાપી નાંખતાં પૂછ્યું: 'શેઠજી! કેટલા રૂપિયા હતા?'

ગુલશનરાય: 'રૂપિયા તો પૂરા બે હજાર હતા. સો સો રૂપિયાની વીસ નોટ હતી. યાદ નથી આવતું કે મેં ક્યાં રાખ્યાં હતા?'

શંકર: શેઠજી! તમે ચિંતા ન કરો. તે નોટો મને મળી છે. હું તમને દેવાને માટે જ સવારમાં મારા છોકરાને લઈને ચાલ્યો આવું છું., શેઠાણીજીએ જે કોટ આપ્યો હતો તેમાંથી આ સો સોની વીસ નોટ નીકળી છે. (શેઠજીના હાથમાં નોટ મૂકતાં) લો, આને. મને ચિંતામુક્ત કરો. તમારી, અમાનત સંભાળો.'

ગુલશનરાય અને શેઠાણીની ખુશીનો પાર ન રહ્યો. ગુલશનરાયે કહ્યું : 'ભાઈ શંકર ! ધન્ય છે તમને ! મને ખબર જ નથી કે નોટો કેવી રીતે કોટના ખિસ્સામાં ચાલી ગઈ ? ઘણું સારું કર્યું તમે ભાઈ ! હું તમારો ઘણો આભારી છું. આજે જો રૂપિયા ન મળત તો હું ઘરવાળાઓ ઉપર બગડત. કોઈ નોકર–નોકરાણી ઉપર શંકા કરત. તેમના ઉપર ખિજાત, પરંતુ તમે મારી બહુ જ મોટી ચિંતા મટાડી દીધી. લો આ સો રૂપિયા '

શંકર : 'આ કપડાં કાલે જ તમારે ત્યાંથી ધોવાને માટે મારો છોકરો દુર્ગાપ્રસાદ શેઠાણી પાસેથી લઈ ગયો છે. આજે સવારમાં જ મેં કપડાં ફંફોળ્યાં તો કોટમાંથી આ નીકળ્યાં છે. આ તો મારી ફરજ હતી કે હું તમારી અમાનત પાછી આપી દઉં. તેમાં આભારની કોઈ વાત નથી શેઠજી ! આ સો રૂપિયા શું એક પાઈ પણ હું મફત નહીં લઉં. મને તો તમારી દયાદૃષ્ટિ જોઈએ.'

ગુલશનરાય : આ તો હું તમને ઇનામનાં આપી રહ્યો છું. તેને લેવામાં તમારે આનાકાની ન કરવી જોઈએ. લઈ લો અને તેનાથી તમારા માટે કપડાં બનાવી લેજો. છોકરાઓ માટે મીઠાઈ લઈ લેજો. તમારી મા બીમાર છે તેની દવા કરાવજો.'

શંકર : 'ભલે હું ભૂખ્યો મરી જાઉં પરંતુ આવા

પ્રકારની અમાનતની રકમમાંથી અથવા ઇનામ તરીકે એક પણ પૈસો નહીં લઉં.'

આમ કહીને શંકર જતો રહ્યો. શેઠાણીએ તેને ઘણી બૂમો પાડી પરંતુ તે તથા તેનો છોકરો રોકાયા નહિ.

ગુલશનરાય તથા તેમના આખા કુટુંબ પર તેમ જ આજુબાજુના લોકો ઉપર શંકર ધોબીનો મોટો પ્રભાવ પડયો. આજુબાજુના લોકો, હવે તેને જ કપડાં ધોવાને માટે આપતા અને ધોલાઈના પૈસા પણ વધારે દેતા.

શંકરના કુટુંબમાં ઇમાનદારીના કારણે ક્યારેક ઝઘડો થતો ન હતો. ન કોઈ દારૂ–માંસ ખાતાં–પીતાં હતાં, ઇમાનદારી તેના કુટુંબના માટે સ્વર્ગનો રસ્તો બની ગયો.

# ૩૫ જુગારથી નરકમય જીવન

શિવકુમાર પાકો જુગારી હતો છતાં પણ આજે બાજી ઉપર બાજી હારતો ગયો. તેને એક દાવ ફરી લગાવ્યો, પરંતુ આજે તેને ભાગ્યે સાથ આપ્યો નહીં. બંસીધર જ આજે પ્રત્યેક બાજી જીતતો હતો. જુગાર રમવાની શરૂઆતથી લઈને આજ સુધી પાંચ વર્ષોમાં શિવકુમાર વીસહજાર રૂપિયા કમાયો હતો. પરંતુ આજે એક જ દિવસમાં તે જુગારમાં વીસ હજાર ખોઈ બેઠો. તો પણ તેની લત મટી નહીં. તેણે બંસીધર પ્રદ્યુમ્ન કુમાર તથા પવનકુમારને કહ્યું: 'હવે મારી પાસે રૂપિયા ખલાસ થઈ ગયા છે. તમે કહો તો રમું અને ના કહો તો ન રમું.'

ત્રણેય બોલ્યા: 'હા, હા જરૂર રમો. ચિંતાની ક્યાં વાત છે. ભૈયા! રૂપિયા અત્યારે નહીં હોય તો કોઈ

વાત નહીં. પછીથી ઘરે જઈને ભાભીજીનાં ઘરેણાં લઈ આવજો. અને તે પણ ન થઈ શકે તો મકાન તો છે ને તેને ગીરવે રાખીને રૂપિયા લઈ આવી શકો છો. તમે ચિંતા ન કરો, શિવકુમાર!'

શિવકુમાર : 'જો હું બાજી જીતી ગયો તો તો કોઈ વાત નથી. અને હારી ગયો તો મારી પત્ની પાસેથી ઘરેણાં લઈ આવીને આપીશ.'

બધા જુગારીઓએ તેને પકડીને બેસાડયો. તેણે ફરી જુગારનો દાવ લગાવ્યો. પરંતુ અત્યારની વખતે પવનકુમાર પાંચ હજાર જીતી ગયો.

પવનકુમાર : 'શિવકુમાર, તમે પાંચહજાર રૂપિયા હારી ગયા છો. બોલો હજુ રમવું છે ?'

બંસીધર : 'અરે વાહ ! શિવકુમાર રમશે કેમ નહીં. આવી જશે તો એક બે બાજીઓમાં જ પાછલા બધા વસૂલ જ થઈ જશે.'

શિવકુમાર પછી રમવા બેઠો. આ વખતે જીત શિવકુમારની થઈ. આ કારણે તેનો ઉત્સાહ વધી ગયો અને બમણો દાવ લગાવ્યો, પરંતુ દુર્ભાગ્યથી આ બાજીમાં દશ હજાર રૂપિયાની હાર થઈ. પાછો રમ્યો પરંતુ શિવકુમારની હાર ઉપર હાર થતી રહી. હવે તેના ઉપર કુલ ચાલીસ હજારનું કરજ થઈ ગયું. જુગારી સાથીઓએ તેણે બરાબર બાંધી દીધો. તે પસ્તાવા સાથે ભારે પગે ઘેર આવ્યો. ઘણી વાર સુધી દરવાજો ખખડાવ્યા પછી પત્નીએ દ્વાર

બોલ્યું. પતિનો ઉતરેલો ચહેરો જોઈને મનોરમાએ પૂછયું: 'આજે તો બાજી હારીને આવ્યા લાગો છો! હું તમને કેટલી વખત સમજાવી રહી છું કે જુગાર રમવું મોટું પાપ છે. આનાથી તો આખું ય કુટુંબ બરબાદ થઈ ગયું છે.'

શિવકુમાર: 'આનાથી કુટુંબની શું બરબાદી થાય છે?'

મનોરમા: 'તમે બાજી હારીને આવ્યા છે આથી કુટુંબમાં સંકટ તો પડશે જ. બાળકોના ભણતરની ચિંતામાં વધારો થવાનો, જેનો શરીર ઉપર પ્રભાવ પડવાનો. છેલ્લા વર્ષે જ્યારે તમે જુગારમાં હારી ગયા હતા ત્યારે તમને બ્લડપ્રેશર થઈ ગયું હતું. ગેસની ફરિયાદ તો અલગ હતી. ડોકટરની દવાનું બિલ પણ આપણે બંનેનું મળીને પાંચ હજારનું થયું હતું. પછી તમે સટ્ટો પણ રમ્યા હતા. પાછલા વર્ષે તેમાં પણ નુકસાનીના દસ હજાર રૂપિયા ભરવા પડચા. એક વખત તમે નંબર અને સટ્ટો પણ લગાવ્યો હતો, જેમાં બસો રૂપિયા જતા રહ્યા હતા. એટલે જુગાર સટ્ટો, નંબરથી તન, મન, ધન, સાધન અને ઈજ્જત બધાંનો નાશ કરી નાંખો છો.'

શિવકુમાર: 'જે કંઈ થઈ ગયું તે થઈ ગયું. આ વખતે તમે તમારી સોનાની બંગડીઓ, બાજુબંધ

અને સોનાનો હાર મને આપી દો. જેમાંથી હું કરજથી મુક્ત થઈ જાઉં.'

મનોરમા : 'પછી હું શું કરીશ ? શું તમે તમારી સાથે મને અને છોકરાઓને પણ ભૂખે મારશો ?'

શિવકુમાર : 'જીવીશું તો વધારે કમાઈશું. અત્યારે તો તમે તથા છોકરાંયે ભૂખે નથી મરતાં.'

મનોરમા : 'જોતા નથી મારા શરીર ઉપર ફાટેલી સાડી છે. તમારા ધોતિયા ઉપર અને ખમીસ ઉપર પણ કેટલી જગ્યાએ થીંગડાં લાગેલાં છે. કેટલીક વખત મારે સાંજે ફાકા કરવા પડ્યા છે. પહેલાં પણ તમે જુગાર અને સટ્ટામાં હારી જવાથી મને ફોસલાવીને મારાં ઘરેણાં લઈ ગયા હતા. અત્યાર સુધી તે નવાં ઘરેણાં બનાવવાનાં તો દૂર રહ્યાં હવે બીજાં ઘરેણાં લેવા આવ્યા છો. હું નહીં આપું, આ વખતે ઘરેણાં.'

શિવકુમાર : 'જુઓ ! કરજ માથા ઉપર રાખવું સારું નહીં. તમે મને ઘરેણાં આપો. આ વખતે બાજી જીતીશ તો તમારાં બધાં ઘરેણાં બનાવી દઈશ.'

મનોરમા : તમે તો આવાં વચન તો કેટલીયે વખત આપ્યાં છે. છેવટે મારી અને છેકરાઓની જિંદગી તો બરબાદ થઈ જવાની. તમારો કોઈ ભરોસો નહીં.'

આ વખતે શિવકુમાર ખિજાઈ ગયો અને આવેશમાં આવીને મનોરમાને મારવા લાગ્યો.. આ પહેલાં પણ

તે ઘણીવાર તેને મારી ચૂકયા હતો. મનોરમા જોરથી બૂમો પાડવા લાગી. 'દોડો દોડો ! બચાવો મને, મારી નાંખશે આ રાક્ષસ !' આ સાંભળીને લોકો દોડી આવ્યા અને તેમને શિવકુમારને ધિક્કાર્યો અને મનોરમાને છોડાવી એટલામાં છોકરાઓ પણ આવી ગયા. તે પણ કહેવા લાગ્યા—'પિતાજી માને કેમ મારો છો તમે ?'

શિવકુમાર શરમિંદો થઈને જતો રહ્યો. હવે તેને કરજ ચૂકાવવાને સિવાય કોઈ ઉપાય સૂઝતો ન હતો, આત્મહત્યાનો તે સીધો આનાસાગર તળાવ ઉપર પહોંચ્યો અને આગળપાછળનો વિચાર વગર કર્યા ઝડપથી તેમાં છલાંગ મારી. થોડી જ વારમાં શિવકુમારે જલસમાધિ લઈને કાયમને માટે આંખો બંધ કરી લીધી.

શિવકુમારના મૃત્યુ પછી તેની શોકમગ્ન પત્ની અને બાળકો પાસે જુગારી સાથીઓએ શિવકુમાર ઉપર ચઢેલા કરજની માગણી કરી. મનોરમાએ જયારે તેમને કરજ આપવાનો સાફ ઇન્કાર કરી દીધો ત્યારે તે ગુસ્સામાં આવીને પોતાના લેણાની વસૂલાત માટે શિવકુમારના મકાન ઉપર લિલામ કરવા આવી પહોંચ્યા.

મનોરમા અને તેનાં બાળકોને રોતાં કકળતાં ઘરની બહાર નીકળવું પડ્યું. મનોરમા પોતાનો જરૂરી સામાન અને બાળકોને લઈને એક ધર્મશાળામાં જઈને રહી.

મનોરમાએ સમાજના અગ્રણીઓ પાસે ઘણી વિનંતિઓ કરી; પરંતુ તેમણે જુગારી શિવકુમારનાં કુટુંબ ઉપર ધ્યાન ન આપ્યું. છેવટે મનોરમા તથા બાળકોને શહેરમાં ભીખ માગીને ગુજારો કરવો પડ્યો. છોકરાઓનાં ભણ-તર તો ક્યાંથી હોય? તે નિરક્ષર અને કુસંસ્કારી રહી ગયા.

આવી રીતે આખું ય કુટુંબ નરકમય જીવન વીતા-વવા લાગ્યું.

; | | '

## ૩૬ જુગારથી મુક્તિ : સ્વર્ગસુખની અનુભૂતિ

વિષ્ણુદત્ત જુગારીઓના પડોશમાં જરૂર રહેતો હતો પરંતુ જુગાર તરફથી તેને બહુ નફરત હતી. એક દિવસ તેનો મિત્ર ચારુદત્ત જુગારીઓના અડ્ડા ઉપર આવ્યો અને રાતના બે વાગ્યા સુધી જુગાર રમતો રહ્યો. જ્યારે તે ઊઠયો ત્યારે તે બે હજાર રૂપિયા હારી ગયો હતો એટલે ખિન્ન-તથા નિરાશ ચહેરાથી ચિંતિત ચારુદત્તના રાત્રિ-વિશ્રામના માટે વિષ્ણુદત્તના ઘરના બારણે ટકોરા માર્યા. 'મિત્ર વિષ્ણુદત્ત! દરવાજા ખોલો.'

વિષ્ણુદત્ત ભર ઊંઘમાં હતો એટલે ઘણી મુશ્કેલીથી ઊઠીને આંખો ચોળતો નીચે દરવાજો ખોલતાં જ ચારુદત્ત બોલ્યો—'વિષ્ણુદત્ત, આજ રાતે તમારે ત્યાં રહેવા ઇચ્છું છું.'

વિષ્ણુદત્ત : ' ચારુ ! શું વાત છે ? આજે તો તમો બહુ મોડેથી જુગારખાનેથી આવી રહ્યા છો. આજે તો ખૂબ હાથ માર્યો હશે.'

ચારુદત્ત : 'કમાયો શું આજે તો ખોઈ ને આવ્યો છું.'

વિષ્ણુદત્ત : 'તો પછી જુગાર શા માટે રમો છો ?'

ચારુદત્ત : 'સાચું કહું છું જેની પાસે પૈસા, સાધન અને શ્રમની શક્તિ ન હોય તેના માટે જુગાર, સટ્ટો વગેરે ધંધો વધારે સારો છે.'

વિષ્ણુદત્ત : જ્યારે વ્યક્તિ હારી જાય છે, કરજદાર બની જાય છે ત્યારે તે રાતદિવસ ચિંતાતુર રહે છે, શું તે વખતે પણ જુગાર સારો લાગે છે ?

ચારુદત્ત : ' દોસ્ત ! હાર–જીત તો દરેક ધંધામાં થાય છે. કપડાં, કરિયાણું, તેલ, ઘી વગેરે કોઈ પણ વસ્તુનો ધંધો કરી લો, બધામાં તેજી–મંદી તો આવતી જ હોય છે. અને તેનાથી નફો નુકસાન પણ થતાં રહે છે.'

વિષ્ણુદત્ત : ' પરંતુ ભાઈ ! જરા વિચારો તો ખરા, તેજીમાં અથવા જીતી જવાથી જેવી ખુશી હોય છે અને વ્યક્તિ ખુશીના માર્યા વ્યર્થ કામોમાં ખર્ચ કરી દે છે. શું હારી જવાથી અથવા મંદી આવી જવાથી પણ ખુશી થાય છે અથવા ખર્ચ કરવાનું સૂઝે છે ? તે વખતે તો વધારે ચિંતા થાય છે તેનાથી વ્યક્તિ કાં તો આપઘાત કરી બેસે છે અથવા હાર્ટ ફેલ થઈ જાય છે. અથવા ચોરી, બેઈમાની વગેરેનાં ધંધામાં પડી જાય છે.'

ચારુદત્ત : 'મારા મનને પૂછો તો મારી દશા પણ-આ વખતે હારેલા જુગારીના જેવી થઈ ગઈ છે. તમે જ બતાવો ઓછી આવકમાં હું કયો ધંધો કરું ?'

વિષ્ણુદત્ત : 'તમે મારા મિત્ર છો. ખરી વાત કહેવા સાંભળવા પર મિત્રને દુઃખ ન થવું જોઈએ. મારી સામે સૌથી પહેલા તમે આજથી જિંદગીભર જુગાર, સટ્ટો,-ફીચર વગેરે રમવાનો ત્યાગ કરો તો હું તમને શુદ્ધ-જીવિકાનો રસ્તો બતાવું.'

ચારુદત્ત : પરંતુ પહેલાં બે હજાર રૂપિયા આજે હારીને આવ્યો છું. તેનો શો ઉપાય કરવો ?

વિષ્ણુદત્ત : 'તેનો પણ ઉપાય થઈ જશે. પહેલી-શરત એ કે પહેલાં તું મારી સાથે ગુરુદેવની પાસે પ્રતિજ્ઞા લેવાની સ્વીકાર કરો.'

ચારુદત્ત : 'હું પ્રતિજ્ઞા લેવાનું સ્વીકાર કરું છું. સવારે જ ગુરુદેવની પાસે જઈને પ્રતિજ્ઞા લઈ લઈશ.'

બંને મિત્રો નિશ્ચિંત થઈને સૂઈ ગયા. સવારે દૈનિક કાર્યોથી નિવૃત્ત થઈને બંને મિત્રો એક પરમત્યાગી-ગુરુદેવનાં ચરણોમાં પહોંચ્યા. વિષ્ણુદત્તે ચારુદત્તને તે પ્રમાણેની પ્રતિજ્ઞા લેવડાવવાની તેમને પ્રાર્થના કરી ગુરુદેવે વાત્સલ્યવશ ચારુદત્તને નૈતિક જીવનમાં પ્રારંભિક મંગલસૂત્ર બતાવ્યાં અને જિંદગીભર જુગાર વગેરે ન રમવાની પ્રતિજ્ઞા કરાવી. બંને મંગલપાઠ સાભળીને-ઘરે પાછા ફર્યાં.

વિષ્ણુદત્તે ચારુદત્તને તેની પત્ની તથા બાળકો સહિત પોતાને ત્યાં આમંત્રણ આપ્યું. બધા લોકો ભોજનથી નિવૃત્ત થઈને બેઠા. વિષ્ણુદત્તે બધાની સામે ખુશખબર સંભળાવતાં કહ્યું: 'મને એ પ્રગટ કરતાં બહુ આનંદ થાય છે કે અમારા મિત્ર ચારુદત્તે નવું સાત્વિક જીવન જીવવાનો સંકલ્પ કર્યો છે. હવે તે જિંદગીભર જુગાર વગેરેથી અત્યંત દૂર રહેશે. મેં તમને એટલા માટે આમંત્રણ આપ્યું છે કે તમે બધાં, ચારુદત્તના આ પવિત્ર સંકલ્પમાં સહકાર આપો.'

ચારુદત્તની પત્ની અને બાળકો પોતાની ખુશી પ્રગટ કરતાં કહ્યું : 'અમે તમારાં ખૂબ આભારી છીએ કે તમે આમને (ચારુદત્તને) જુગાર, સટ્ટો રમવાનું છોડી દેવડાવ્યું. હવે કરજની કોઈ વાત નથી. અમે કોઈ પણ રીતે ચૂકવી દઈશું. અને હવે તેની પ્રતિજ્ઞાના પાલનમાં અમે સહાયક બનીશું. ભલે અમે તેના માટે ખાવા અને પહેરવામાં અત્યંત સાદગી કેમ ન રાખવી પડે.'

વિષ્ણુદત્ત : 'ભાભીજી! મને બહુ જ ખુશી છે કે તમે બધાં મારા આ પવિત્રકાર્યમાં સહાયક છો. હવે કહો ચારુદત્તનું કરજ કેવી રીતે ચૂકવાય અને નવો વ્યવસાય કેવો અને કયો શરૂ કરવામાં આવે?'

ચારુદત્તની પત્ની : 'મારી પાસે આ બે ઘરેણાં છે, સોનાની બંગડી અને સોનાનો હાર! બંનેથી જુગારમાં હારેલી રકમ ચૂકવાઈ જાય. જોકે સ્ત્રીને ઘરેણાં ઘણાં પ્રિય

હોય છે, પરંતુ એક સારા કાર્ય અને નૈતિક જીવનની શરૂઆત માટે તેને દેવામાં મને કોઈ સંકોચ નથી. નવા વ્યવસાય માટે વિષ્ણુદત્ત, તમે જ સહકાર આપો. અને તમારો ઉપકાર ભૂલીશું નહીં.'

વિષ્ણુદત્ત : 'ભાભીજી ઘણો ધન્યવાદ છે તમારા ત્યાગના માટે. હું મારા મિત્ર ચારુદત્તને પોતાના વ્યવસાયમાં ભાગીદાર બનાવી રહ્યો છું. મારો વ્યવસાય કરિયાણાનો છે. આશા છે ચારુદત્ત દિલથી વ્યવસાયમાં લાગી જાય અને ઇમાનદારીથી કામ કરે.'

ચારુદત્ત : 'આ મદદને માટે તમને ઘણો ધન્યવાદ છે મિત્ર ! હું પૂરાં ઇમાનદારી તથા લગનથી કરીશ' બંને ઘરેણાં ચારુદત્તની પત્ની પાસેથી લઈને જુગારમાં થયેલા કરજને ચૂકવી દીધું. ચારુદત્ત તે દિવસથી વિષ્ણુદત્તના વ્યવસાયમાં ભાગીદાર બનીને કામ કરવા લાગ્યો. પરિણામે પહેલા જ વર્ષે સારો એવો નફો થયો. ચારુદત્તનું આખું ય કુટુંબ જુગારમાંથી મુક્તિ પછી સ્વર્ગ સુખની અનુભૂતિ કરવા લાગ્યું.

# ૩૭ દારૂનો નશો : નારકીય જીવનનો અગ્રદૂત

'શેઠજી ! તમારો છોકરો રણજિત દારૂના નશામાં ચકચૂર થઈને કોઈની સાથે લડી પડયો એટલે તે લોહી-લોહાણ થઈને ખાડીમાં પડયો છે.'

શેઠ રામાનંદના એક પાડોશીએ જ્યારે આ ખરાબ સમાચાર આપ્યા ત્યાં તે પોતે અને તેનો મોટો છોકરો સુમેરચંદ બંને ઢીલા પડી ગયા તેમને એ કલ્પના પણ ન હતી કે રણજિત આ રીતે પાકો શરાબી બની જશે. રામાનંદ અને સુમેર બંને ઘટના સ્થળ ઉપર પહોંચ્યા અને તેને ટેક્સીમાં નાંખીને ઘરે લાવ્યાં.

રણજિતને આવી ખરાબ હાલતમાં જોઈને તેની મા, પત્ની અને ભાભી ત્રણેય દુઃખ પ્રગટ કરવા લાગ્યાં.

"આ ક્યારથી દારૂ પીવા લાગ્યા ? અમે તો સમજતા હતા કે આ માલ ખરીદવા ગયો હશે,'

રામાનંદ : થોડા દિવસ પહેલાં મને કોઈ પાસેથી જાણવા મળ્યું હતું કે તે ક્યારેક ક્યારેક દારૂ પીએ છે, ત્યારે મેં તેને ઘરે આવ્યા પછી ઘણો સમજાવ્યો હતો, પરંતુ હવે તો તેને ટેવ જ પડી ગઈ છે.'

તેના ઘા ઉપર મલમપટ્ટી કરી અને દવા આપીને નશો ઉતાર્યો. રણજિત જ્યારે હોશમાં આવ્યો ત્યારે સ્નાન વગેરે કરાવીને તેના પિતાએ તેને એકાંતમાં લઈ જઈને સમજાવ્યો : 'બેટા ! આ ઘરમાં કઈ વાતની ઊણપ છે કે તું દારૂ પીએ છે. આપણા કુળમાં આજ સુધી કોઈ દારૂને અડયું નથી. આપણને બધાને તમારી આ ખરાબ ટેવે ઘણું દુઃખ પહોંચાડયું છે. હવે પ્રતિજ્ઞા કર કે હવેથી ક્યારેય દારૂ પીશ નહીં.'

રણજિત : 'હું પ્રતિજ્ઞા નથી લેતો. મને દારૂ પીવામાં આનંદ આવે છે. એનાથી નુકસાન શું છે ? મારી આઝાદી ઉપર આ પ્રતિબંધ મને પસંદ નથી.'

રામાનંદ : 'જે વસ્તુમાં નૈતિક પતન થાય છે, જે ભાન ભુલાવી દે છે, જેના નશામાં ચૂર થઈને મનુષ્ય પોતાના હિતાહિતને વિચારી નથી શકતો, જે બધી બૂરાઈઓની મા છે, તેને માટે દારૂ પીવો કદી સારો નથી.'

રણજિત : શરાબમાં મને તો બીજી કોઈ બુરાઈ નજરમાં નથી આવતી.

રામાનંદ : દારૂ પીવાવાળા માંસ, ઈંડાં વગેરે અભક્ષ્ય વસ્તુઓ પણ ખાવા લાગી જાય છે. દારૂના માટે ચોરી કરીને પૈસા મેળવે છે. પરસ્ત્રી સેવનમાં પણ તેને કોઈ પાપ નજરમાં નથી આવતું આથી ધન, ધર્મ, સમય અને શક્તિ બધું નાશ પામે છે. સમાજમાં દારૂડિયાની કોઈ આબરૂ રહેતી નથી અને દારૂ બને છે પણ મહુડા વગેરે વસ્તુઓને સડાવીને, તેમાં જીવ પેદા થઈ જવાથી આ બધી બુરાઈઓનું કારણ છે દારૂ !'

રણજિત : 'આ બધા ધર્મના અગ્રણીઓનાં બહાનાં છે. દારૂ તો મસ્તી લાવવાવાળો છે. હું શરાબ વગર એક દિવસ પણ રહી શકતો નથી.'

આ સાંભળીને રામાનંદને ઘણો ગુસ્સો આવ્યો તેમને કહ્યું : 'જો તારે દારૂ જ પીવો છે તો પછી નીકળી જા મારા ઘરમાંથી. એક પૈસો તને નહીં મળે, નાલાયક !'

રણજિત પણ આવેશમાં આવીને ઘરેથી જવા લાગ્યો; પરંતુ તેની માએ બચાવ કરીને કોઈપણ રીતે તેને મનાવીને રાખી લીધો. માએ તેને કહ્યું : 'બેટા ! તારા પિતાજી, ભાઈ, ભાભી, અને અમને બધાને કેટલું દુઃખ પહોંચ્યું છે તારા આ દુર્વ્યસનથી ? એટલે તું અમારી વાત માનીને હવે ઘરેથી બહાર નહીં જા.'

રણજિત માને જવાબ દીધા વગર ચૂપચાપ ઘરમાં રહી ગયો; પરંતુ રાતે જ્યારે બધાં સૂઈ ગયાં ત્યારે

એકાએક ઘરની બહાર નીકળી ગયો.તે સીધો દારૂના પીઠામાં પહોંચ્યો અને દારૂની બોટલ ખરીદીને ગટગટ પી ગયો. સવાર થતાં જ તે દારૂના નશામાં લથડતો ઘરે આવ્યો. આવતાં જ તે રામાનંદને ગમેતેમ બોલવા માંડયો અને પૈસા માગવા લાગ્યો ઘણી વાર સુધી સંઘર્ષ થયા પછી રામાનંદે તેને પાંચ રૂપિયા આપીને જવા દીધો. સાથે સાથે સખત શબ્દોમાં ચેતવણી પણ આપી દીધી કે ‘હવે પછી આવ્યો તો તારા હાડકાં ભાંગી નાંખીશ. તું સમજી શું ગયો છે?’

આ વખતે ત્રણ મહિના સુધી રણજિત રામાનંદની ધમકીથી ડરીને ન આવ્યો.

રામાનંદ અને તેની ધર્મપત્ની બંનેને રણજિતની ખરાબ ટેવોને કારણે બહુ દુઃખ પહોંચ્યું. તે બંને રણજિતના કુસંસ્કારે તથા વિયોગના કારણે આ બાબત ઉપર ઝૂરી ઝૂરીને મૃત્યુ પામ્યાં.

માબાપના મૃત્યુને વીસેક દિવસ બાદએક દિવસ રણજિત નશામાં ચકચૂર થઈ ગમે તેમ બકતો ઘેર આવ્યો અને સુમેરચંદ પાસે જ્યારે તેણે પૈસા માગ્યા તો સુમેરચંદે તેને પૈસા આપવાની સાફ ના પાડી દીધી. એથી તે ગાળો દેતો દેતો બબડતો ભાભીની પાસે ગયો અને તેણે ગળામાં પહેરેલા હાર ઉપર એકદમ તૂટી પડ્યો.

ભાભી તેના ઉપર બહુ ખિજાયાં. તો તેણે મારવાની બીક બતાવી. ડરના લીધે તેને હાર આપી દીધો.

ભાઈ–ભાભીએ રણજિતની પત્નીને સમજાવી કે તે અલગ રહેશે તો એના ઉપર કમાવીને ખવડાવવાની જવાબદારી આવશે તો દારૂની ટેવ છૂટી જશે. રણજિતને અડધો હિસ્સો આપી તે ઘરથી જુદો કર્યો.

જુદા થઈ ગયા પછી રણજિતને તેની પત્ની દારૂ ન પીવાને માટે વારંવાર સમજાવતી પરંતુ બધું જ વ્યર્થ ! તે પોતાની ટેવથી અલગ ન રહ્યો. દારૂડિયાની પાસે પૈસા હોવા વાંદરાને દારૂ પીવડાવવા બરાબર હોય છે. રણજિત બીજા–ત્રીજા દિવસે દારૂની દુકાન ઉપર જાય અને નશામાં ચકચૂર થઈને ઘરે આવતો. તેની પત્ની કંઈ કહેવાને માટે મોં ખોલતી તો તેના ઉપર મારવાને માટે સવાર થઈ જાય.

આથી પત્નીને રણજિત પ્રત્યે ઘૃણા થઈ ગઈ. ત્રણે બાળકો ઉપર ધ્યાન ન દેવાથી લોફરની જેમ ફરવા લાગ્યા. તે પણ ગાળો દેવાની અને લડવા–ઝઘડવાનું શીખી ગયા. તેની પત્નીનાં કપડાં ફાટી ગયાં. હતાં તે નવાં કપડ લાવવાનું કહેતી તો રણજિત કહેતો : ‘ સારાં કપડાં પહેરીને ક્યાં જવું છે. આ કપડાંથી આપણને લોકો ઓળખશે.’

ધીરે ધીરે પોતાના હિસ્સામાં મળેલું ધન પણ રણજિતે દારૂ તથા બીજાં વ્યસનોમાં ફેંકી દીધું. એક

દિવસ રણજિત દારૂના નશામાં લથડતો ઘરે આવ્યો પત્ની પાસે તે ઘરેણાં માગવા લાગ્યો, તેને આપવાની ના પાડી. તો તેની પણ પૂજા કરી નાંખી. બિચારી પત્ની બૂમો પાડતી રહી પરંતુ ત્યાં કોણ સાંભળે ? રાક્ષસ બનેલા રણજિતે હાથના બાજુબંદ લઈને શ્વાસ લીધો.

રણજિતની આવી ટેવે કેટલા ય લોકોને બરબાદ કરી નાખ્યા. બિચારી પત્ની આથી બીકને લીધે પોતાના પિયર ચાલી ગઈ પરંતુ તે રાક્ષસ એક દિવસ ત્યાં પણ દારૂ પીને પહોંચી ગયો અને તેના સાળા પાસે રૂપિયા માગવા લાગ્યો તે સ્તબ્ધ થઈ ગયો. તેને બેસવાનો ઇશારો કર્યો. અને 'હમણાં આવું છું'નું બહાનું કાઢીને દુકાને જતો રહ્યો. તેની પત્ની શરમને કારણે ક્યાંક સંતાઈ ગઈ. પરંતુ રણજિતને ક્યાં ચેન હતું ? નિર્લજ્જ રણજિત પોતાની સાસુની પાસે પહોંચ્યો તેને ચાકુ બતાવીને રૂપિયા માંગ્યા જ્યારે તેણે કંઈ પણ આપવાની ના પાડી તો રણજિતે સાસુના પેટમાં ચાકુ ખોસી દીધું અને ગળામાં પડેલો સોનાનો હાર લઈને ભાગી ગયો. રણજિતની સાસુને તરત હોસ્પિટલમાં લઈ ગયા, ત્યાં તેમનું મૃત્યુ થયું.

તેના મોટા સાળા તથા સસરાને ખબર પડતાં જ તેમને બહુ દુઃખ થયું, તેમણે પોલીસમાં રિપોર્ટ આપીને તેને પકડાવી દીધો.રણજિતને દસ વર્ષની સખત સજા મળી.

તે દરમ્યાન રણુજિતનું આખુંય કુટુંબ સાફ થઈ ગયું. વેપાર–ધંધો તો પહેલાંથી જ નાશ પામ્યો હતો. પેલી બાજુ તેના સસરાવાળા પણ તેના કારણે ઘણા દુઃખી થઈ ગયા. રણુજિતની મોટી છોકરી લગભગ ચોવીસ વર્ષની થઈ ગઈ હતી, પરંતુ સમાજમાં રણુજિતની આબરૂ ન હોવાથી કોઈ તેને લેવાને માટે તૈયાર થતાં ન હતાં. તેના બે છોકરા પણ આગળ ન આવી શક્યા. તેમને પણ કોઈ નોકરીએ રાખતા ન હતા.

આવી રીતે દારૂના નશાએ રણુજિતના જીવનને નારકીય બનાવ્યું અને સાથે સાથે કેટલીય વ્યક્તિઓનું જીવન નરકમય બની ગયું.

## ૩૮

## નશીલી વસ્તુથી છુટકારો : સ્વર્ગ સુખનું કારણ

સુધીરદાસ ભાંગ, ગાંજો અને ચરસના નશાથી આગળ વધીને દારૂનો નશો કરવા લાગ્યો. પિતાના મૃત્યુ પછી દારૂની આદતના કારણે તેના અનાજનો વેપાર નાશ પામ્યો. મોટાભાઈથી પણ તે જુદો થઈ ગયો હતો એ કારણે તેના ઉપર કોઈનો અંકુશ હતો નહીં. એટલે જે પણ મિલકત હતી તે બધી જ તેણે દારૂ પીવામાં હોમી દીધી.

એક વખત તેને દારૂ પીવાની ઇચ્છા થઈ પરંતુ પાસે પૈસા ન હોવાથી તે પોતાના મિત્ર સુમિત્રકુમારની પાસે પહોંચ્યો અને તેને કહ્યું : 'મિત્ર થોડા રૂપિયાની જરૂર છે. આજે તો તારે દેવા જ પડશે.'

સુમિત્ર : 'ભાઈ સુધીર ! તને રૂપિયા આપું તો ખરો, પરંતુ તું તારા દારૂ પીવાના વ્યસનમાં તેને ફૂંકીશ શું ફાયદો થશે તેનાથી ? લોકો તને મારી પાસે બેઠેલો જોઈ મારી પણ બેઈજ્જતી કરે છે. એટલા માટે મહેરબાની કરીને તું તારા ઘરે જ રહે. હું તમને આવાં નીચ કામો માટે પૈસા નથી આપતો.'

સુધીર અપમાનિત થઈને બબડતો બબડતો ત્યાંથી જતો રહ્યો. તેણે પોતાના ભાઈની પાસે જઈને રૂપિયા માગ્યા. પરંતુ ભાઈ સુધીરદાસના વ્યવહારથી સુપરિચિત હતો તેણે પણ સંભળાવ્યું : 'સુધીર ! તને શરમ આવવી જોઈએ કે તું સંસ્કારી થઈને આવા ખરાબ વ્યસનમાં ફસાએલો છું. જા મહેનત કર; આ જ તારી કમાણીનો સર્વોત્તમ રસ્તો છે.'

સુધીર : 'મને તમારી પાસે આવી આશા નહોતી રાખી ભાઈ ! જુદા થયા પછી આજે જ હું તમારા ઘરે આવ્યો છું તમે મને નિરાશ કરી દીધો. મારા જ દિવસો ફરી ગયા છે એ જ કારણે બધી જગ્યાએથી મને સન્માનનો બદલે અપમાન જ મળે છે.'

છેવટે સુધીરને એક ઉપાય સૂઝ્યો કે તે પોતાની પત્ની સુવ્રતાને જઈને કોઈ ઘરેણાં માગે. સુવ્રતાને પોતાના પતિની દારૂ પીવાની ટેવની જાણ થઈ ગઈ હતી. એણે સાંભળ્યું કે પતિદેવને આજે બધી જગ્યાએથી નકાર અને ધિક્કાર મળ્યો છે તેથી છેવટે દારૂ માટે મારી

પાસેથી ઘરેણાં અને રૂપિયાની માગણી કરવા આવશે. સુધીરનો એકનો એક છોકરો કોલેજમાં ભણતો હતો. સુવ્રતાએ પોતાના પતિને દારૂની ટેવ હંમેશને માટે છોડાવવા માટે એક યુક્તિ વિચારી અને મનોમન નિશ્ચય કરીને તેણે દારૂની ખાલી બોટલમાં કોઈ ખાવાનો લાલ રંગ પાણીમાં ભેળવીને ભરી તેને જમવાના ટેબલ ઉપર મૂકી દીધી.

સુધીર સીધો જ ઉદાસ ચહેરે ઘેર પહોંચ્યો. પત્નીએ ખુશીના સમાચાર પૂછીને જમવાની થાળી ટેબલ ઉપર મૂકી. સુધીર પણ ત્યાં જ એક ખુરશી ઉપર બેઠો હતો; પરંતુ આજ તેને ટેબલ ઉપર દારૂની બોટલ જોઇને ખૂબ જ આશ્ચર્ય થયું કે હું ઘરમાં દારૂ કોઈ દિવસ પીતો નથી આ બોટલ અહીં ક્યાંથી આવી. તેણે સુવ્રતાને પૂછયું: 'આપણા ઘરમાં આ દારૂની બોટલ કેવી રીતે આવી?'

સુવ્રતા '(મોઢું બગાડીને): હં! મને પૂછો છો! તમારો સુપુત્ર પણ આજે આ બોટલ લઈને આવ્યો છે અને આ સામાવાળા કબાટમાં ચોરીછૂપીથી મૂકતો હતો. મેં તેને જોઈને પૂછયું: 'સુભાષ, આ શું રાખી રહ્યો છે? શું તું દારૂ પીએ છે?'

ત્યારે તેણે તરત જ જવાબ આપ્યો: 'મને કહી રહી છો? પિતાજી રોજ પીએ છે, તો હું કેમ ન પીઉં?

દારૂમાં કોઈ ને કોઈ સારી ચીજ હશે. ત્યારે જ તે રોજ પીએ છે! હું પણ આજથી દારૂ પીવાનું શરૂ કરીશ.'

સુધીર : 'આ તો ખૂબ જ ખરાબ વાત થશે. રાણી! એને કોઈ પણ હિસાબે રોક.'

સુવ્રતા : 'તમે જો આજથી જિંદગીભરને માટે દારૂ અને બીજી નશીલી વસ્તુને પીવાની છોડી દેશો તો હું પણ તેને છોડાવી દઈશ. નહીંતર તે પણ તમારી જેમ દારૂ પીને તન, મન, બુદ્ધિ, ધન બધાંનું દેવાળું ફૂંકશે.'

સુધીર : 'હું બદનામ અને બરબાદ થયો પણ હું મારા એકના એક દીકરાને આ ખરાબીમાં બરબાદ થએલો નહીં જોઈ શકું. પછી ભલે મારે એ માટે દારૂ અને નશીલી વસ્તુ છોડવી કેમ ન પડે.'

સુવ્રતા : 'કહેવું સહેલું છે, કરવું મુશ્કેલ છે. જો તમારી આટલી તૈયારી છે તો ફોડી નાંખો આ બોટલ અને આજથી દારૂ તો શું કોઈ પણ નશીલી વસ્તુને પીવાનું બંધ કરી દો.'

સુધીરે હાથમાં બોટલ લઈને ફોડી નાંખી. અને પ્રતિજ્ઞા લઇને કહ્યું કે, 'આજથી દારૂ અને બીજી નશીલી વસ્તુ મારે હરામ છે.'

સુવ્રતાએ સુધીરને ધન્યવાદ આપ્યા. અને જમીને આરામ કરવાનું કહ્યું. તે સીધી પોતાની જેઠાણી તથા સુધીરના મિત્રની પત્ની પાસે ગઈ. બંનેને આ ખુશખબર

સંભળાવી સાંજના પોતાને ઘરે બંને કુટુંબોને ભોજન માટે આમંત્રણ આપ્યું.

સાંજે સુવ્રતાએ બધાં માટે સ્વાદિષ્ટ રસોઈ તૈયાર કરી. આજે સુભાષ પણ કૉલેજથી રજા લઈને જલદી આવી ગયો હતો. સુધીરે બધાને જમવા માટે બેસાડયાં બધાંએ જમી લીધું. પછી સુધીરના ઘરનાં જમીને પરવાર્યાં પછી બધાં સ્વસ્થ થઈને બેઠાં. આવનારાં ઓએ સુધીરને દારૂમાંથી મુક્ત થવાને માટે ધન્યવાદ આપ્યા. સુધીરે પોતાની પત્ની દ્વારા પહેલાં નક્કી કરેલ વિચાર બધાની સામે પ્રસ્તુત કરીને કહ્યું: 'આપ બધા મારા હિતેચ્છુ અને પોતાના જ છો. એટલા પાછલાં થોડાં વર્ષોથી દારૂની ખરાબ ટેવના કારણે મેં પોતાનું બધું ધન, મન અને સાધન બરબાદ કરી ચૂકયો છું. મારો ધંધો પડી ભાંગ્યો છે. ઠીક થયું કે મારી પત્ની, ભાઈ અને મિત્રે મને આ દુશ્ચક્ર-માંથી કાઢયો. હવે હું, દારૂથી સદાને માટે મુક્ત છું. પણ હું કયો ધંધો કરું જેથી હું પોતાનું જીવન સાત્વિકતા, શાંતિ, પ્રભુભક્તિ, સંતસેવા અને કર્તવ્યપાલનની સાથે વીતાવી શકું ?' બંને કુટુંબો એક જ અવાજે બોલ્યાં અમે તમને પાંચ પાંચ હજાર રૂપિયા વગર વ્યાજે આપીશું. તેનાથી તમે તમારો જૂનો અનાજનો ધંધો શરૂ કરો. તમારા જીવનમાં કોઈ પણ દુર્વ્યસનને સ્થાન ન દેતાં. પછી જો જો એક વર્ષમાં તમારો ધંધો પણ ચમકાશે. અને તમારો નૈતિક અને

આધ્યાત્મિક વિકાસ પણ થશે. બોલો તમારે મંજૂર છે ને ?'

સુધીર : 'વાસ્તવમાં મોટો ભાઈ, પિતા સમાન હોય છે. અને મિત્ર હંમેશાં, સક્રિય હિતેચ્છુ હોય છે. એટલા માટે તમે બંનેએ જે સલાહ આપી છે તેનો હું સહર્ષ સ્વીકાર કરું છું. પણ સાથે જ મને આ કામમાં બંને ભાભીના આશીર્વાદ તથા ભત્રીજા અને મારા કુટુંબની શુભ કામના જોઈએ છીએ.'

બંને ભાભીઓ : 'સુધીરભાઈ ! અમારા આશીર્વાદ છે તમને ! પણ અમે બંને અમારી પોતાના તરફથી તમને ધંધા માટે એક હજાર રૂપિયા ભેટના રૂપમાં દઈએ છીએ.'

આના અનુસંધાનમાં સુધીરની પત્નીએ એક કિંમતી ઘરેણું આ ધંધા માટે આપ્યું.

સુધીરના અનાજનો ધંધો એક જ વર્ષમાં ખીલી ઊઠયો. તેણે મોટાભાઈ અને મિત્રે દીધેલી રકમ પણ ચૂકવી દીધી. સુધીરના નિમિત્તે બીજા ઘણા લોકોએ નશીલી વસ્તુને છોડવાની પ્રતિજ્ઞા લીધી. સુધીરનું સ્વાસ્થ્ય ઘણું જ સારું થઈ ગયું. તેના ઘરમાં અને પાડોશમાં બધે જ સ્વર્ગ જેવું સુખ અને શાંતિમય વાતાવરણ જામી ગયું.

## ૩૯ વ્યભિચાર : નારકીય અભિશાપ

વસંતકુમાર કાનપુરના શેઠ મુન્નાલાલનો છોકરો હતો. જ્યારે તે કૉલેજમાં ભણતો હતો, ત્યારથી તેને નવલકથા વાંચવાનો ચસકો લાગ્યો હતો. દરેક ત્રીજા અને ચોથા દિવસે તે એક નવલકથા વાંચી લેતો. પરંતુ નવલકથા વાંચવાથી તેનામાં ચઢતી જવાનીની સાથે કામુકતાની વૃત્તિ વધવા લાગી. પોતાના પિતા પાસેથી તેને રોજના હાથખર્ચ માટે પૈસા મળતા હતા. તે એ પૈસાથી ખાવાની કોઈ ચીજ લેતો ન હતો. અને હંમેશાં શહેરની પ્રખ્યાત વેશ્યા નૂરજહાંને ત્યાં જતો હતો.

નૂરજહાં જુવાન હતી. તેની આંખોમાં માદકતા હતી. જ્યારે તે મસ્તાની ચાલે ચાલતી તો સારા સારા ઘરના જુવાનો તેના પર ફિદા થઈ જતા હતા. તેના નૃત્યના

હાવભાવ અને સંગીતની સ્વરલહરીમાં ગજાબનો જાદુ હતો. એ જ કારણથી વસંતકુમાર તેના પ્રત્યે આકર્ષિત થઈ ગયો હતો.

નૂરજહાંએ જોયું કે વસંતકુમાર ધનાઢય ઘરનો છોકરો છે. તેના શરીરની સુંદરતા અદ્‌ભુત છે. સુડોળ સ્વસ્થ શરીર, વિશાળ આંખો, વિશાળ કપાળ અને મોટા હાથ વસંતકુમારના વ્યક્તિત્વમાં ચાર ચાંદ જેવા લાગી રહ્યા છે. એ જ કારણથી નૂરજહાં પણ વસંતકુમાર પ્રત્યે દિનપ્રતિદિન ખેંચાતી આવી. તેણે ધીરે ધીરે વસંત-કુમારને પોતની જાળમાં ફસાવી લીધો હતો. શેઠ મુન્નાલાલને ખબર પડી કે છોકરો વેશ્યાને ત્યાં જાય છે. તે હવે ખૂબ જ ધન બરબાદ કરી ચૂકયો છે તો તેમણે તેને ખૂબ જ સમજાવ્યો : ‘ દીકરા ! આ દુર્વ્યસનથી તારું સર્વસ્વ લૂંટાઈ જશે. તન, મન, ધન અને બળ બધું ભસ્મ થઈ જશે, આ મદનજવાળામાં. આથી મારું કહ્યું માન તો તું વેશ્યાને ત્યાં જા નહીં.’

પિતાના વધારે પડતા દબાણથી વસંતકુમારે નૂરજહાં વેશ્યાને ત્યાં જવાનું બંધ કરી દીધું.

પિતા તેને સાધુસંતોને ત્યાં જવા માટે ખૂબ જ વિનંતિ કરતા પણ તેને કોઈ દિવસ મન થતું ન હતું. નવલકથા તેમજ વેશ્યા સંગની અસર વસંતકુમારના મગજમાં ઊંડી હતી. એટલા માટે તેને વારંવાર મનમાં

એચેની થતી. આ સહવાસ માટે પિતા તેની ખરાબ વૃત્તિ જોઈને શહેરના જ પ્રતિષ્ઠિત શેઠ ધનાલાલની છોકરીની સાથે તેનાં લગ્ન કરી નાંખ્યાં. પરંતુ વસંતકુમારને તેની પત્ની સારી લાગતી ન હતી. રાતના પણ તે મોડો ઘેર આવતો હતો. ત્યાં સુધી તે બીચારી રાહ જોતી રહેતી. ક્યારેક ક્યારેક તે તેની કુટેવ સુધારવાને માટે કહેતી તો વસંતકુમાર તેની વાતને કાપી નાંખતો અને તેને ધાકધમકી આપીને ચૂપ કરી દેતો.

શહેરમાં ઘણા દિવસથી તે જે કોઈ સુંદર યુવતીને જોતો તો તેને મેળવવાની લાલસાથી પ્રયત્ન કરવા લાગતો. થોડી પરિચિત યુવતીઓ વસંતકુમારના રૂપરંગથી પોતાની કામવાસનાની પૂરતીનું સાધન બનાવવા લાગી. અણુસમજુ વસંત થોડા જ સમયમાં શીઘ્ર પતનની બીમારીનો શિકાર થઈ ગયો. શેઠ મુન્નાલાલે વસંતકુમારની જ્યારે આ હાલત જોઈ તો એક દિવસ પૂછી જ લીધું: 'દીકરા! તારું શરીર દિવસે દિવસે પીળું અને દૂબળું થતું જાય છે. ખબર પડે છે કે કોઈ બીમારી લાગે છે. મને સાફ સાફ બતાવ.'

વસંતકુમાર (નીચું મોઢું કરીને ઝબકીને): 'શું બતાવું પિતાજી! ખબર નથી કયા કારણથી આવો થઈ રહ્યો છું હું.' શહેરના પ્રસિદ્ધ વૈદ્યજીને બતાવ્યું. તેને રોગનું કારણ જાણી લીધું અને ઇલાજ શરૂ કરી દીધો. ત્રણ મહિના દવા લીધા પછી શરીર થોડુંક સારું થયું પરંતુ નવી નવી નવલકથાઓ વાચવા અને અશ્લીલ સિનેમા-

જોતા રહેવાથી વસંતકુમારનાં દિલદિમાગમાં ત્યાં સુધી કામવાસનાની હોળી સળગતી.

વસંતકુમારના એક સહપાઠી ઘણા મિત્ર દિવસથી તેની સાથે પડછાયાની જેમ ફરવા લાગ્યો તેણે હસ્તમૈથુન અને ગુદામૈથુનનો ખરાબ ચેપ લાગી ગયો. હવે શું થાય? વસંતકુમાર ફરી સ્વપ્નદોષની બીમારીની જાળમાં ફસાઈ ગયો. તેનું મગજ ખાલી થઈ ગયું. સ્મરણશક્તિ ઘટી જવા લાગી. કોઈ પણ કામ કરવાનો ઉત્સાહ થતો ન હતો. કોઈ પણ સાહસના કામમાં તેને ગભરાટ થતો હતો અને મહેનતનું કામ તો બિલકુલ થતું ન હતું. તેનું શરીર સુકાઈને કાંટા જેવું થઈ ગયું. શરીરમાં ફક્ત હાડપિંજર બાકી રહ્યું. શક્તિ ઘટી ગઈ અને તે લથડતી ચાલે ચાલતો હતો. મોઢા પર કરચલીઓ પડી ગઈ. ગાલ ચીપકી ગયા. આંખો અંદર ઘૂસી ગઈ.

વસંતકુમારની હાલત જોઈને મુન્નાલાલ શેઠ ખૂબ જ ચિંતિત થયા. તેમને ફરી તે વૈદ્યને બતાવ્યું. પણ આ વખતે વૈદ્યજીએ વસંતકુમારને સાફ કહી દીધું: 'જો તારે વધારે વરસો સુધી સ્વસ્થ થઈને જીવતું રહેવું હોય તો વ્યભિચારથી બિલકુલ દૂર રહેવું પડશે. તથા કામાગ્નિમાં વધારો કરવાવાળી ખરાબ સોબત, અશ્લીલ સિનેમા, અશ્લીલ ચિત્રો, અશ્લીલ નવલકથાઓ ઉત્તેજક ખાન-પાન, સ્ત્રી-પ્રસંગ જેટલી પણ વસ્તુ છે, તેનાથી દૂર રહેવું પડશે. ત્યારે જ હું ઇલાજ કરી શકીશ. બોલ તને મંજૂર છે?'

વસંતકુમાર ચૂપ થઈ ગયો. પિતાએ તેને વૈદ્યજીની વાત સ્વીકાર કરવા માટે ખૂબ જ કહ્યું પણ તે એક નો બે ન થયો.

વસંતકુમારની વ્યભિચારની વૃત્તિને લીધે શેઠ મુન્નાલાલની ખૂબ જ બદનામી થઈ. તેને હજારો રૂપિયા વ્યભિચારી વૃત્તિમાં ફૂંકી દીધા. પોતાના શરીરનું સત્વ પણ ખોઈ દીધું. વસંતકુમારના દુષ્ચરિત્રના કારણે મુન્નાલાલને બીજા છોકરા–છોકરીઓનાં લગ્ન થતાં ન હતાં. કોઈ પણ સંબંધ બાંધવા માટે તૈયાર ન હતા.

તેનું ખૂબ જ મોટું દુઃખ શેઠ મુન્નાલાલને પહોંચ્યું. અને તે ટૂંક સમયમાં જ હૃદય બંધ થઈ જવાના કારણે મૃત્યુ પામ્યા. અને વસંતની મા પહેલાં જ મૃત્યુ પામી હતી.

વસંતકુમારને બીજા ભાઈઓએ જુદો કરી દીધો. એટલું થયા પછી પણ તેની કામલોલુપતા ઓછી ન થઈ. ટી. બી.ની બીમારી ત્રીજા સ્ટેજમાં પહોંચી ગઈ. એક દિવસ બીમારીએ જોર પકડયું. અને વસંતકુમારે કાયમને માટે આંખ બંધ કરી દીધી. એની પાછળ આખા કુટુંબમાં હાહાકાર મચી ગયો. તેની પત્ની રોકકળ કરતી રહી ગઈ.

આ રીતે વ્યભિચાર વૃત્તિ વસંતકુમારને માટે નારકીય અભિશાપ સિદ્ધ થઈ.

# ૪૦ | પરસ્ત્રીગમનથી મુક્તિ : સ્વર્ગીય વરદાન

'બેટા સુદર્શન ! પરસ્ત્રી ગમનથી મનુષ્યનું જીવન કલંકિત થઈ જાય છે. આ નીતિ વિરુદ્ધ કાર્ય છે. એનાથી સમાજમાં બદનામી થાય છે. સરકાર પણ દંડ કરે છે. અને એ બધાથી ખરાબ વસ્તુ એ છે કે એનાથી વ્યક્તિનું નૈતિક બળ સમાપ્ત થઈ જાય છે. તે અનેક ગુપ્તરોગોનો શિકાર બને છે.'

ઉપરનો ઉદ્ગાર ખૂબ જ દુઃખ સાથે શેઠ પુણ્યશીલે દુઃખિત હૃદયથી કાઢ્યો.

સુદર્શન પોતાના પિતાનો વિનીત પુત્ર હતો. પરંતુ માતાપિતાનો અંકુશ ન રહેવાથી કુસંગે ચડીને તે વ્યભિચારી બની ગયો હતો. પિતાના હૃદયને અત્યંત વ્યથિત જોઈને સુદર્શન વિચારમા પડી ગયો. તેણે અત્યંત

વિનમ્ર શબ્દમાં નિવેદન કર્યું: 'પિતાજી! આપની વ્યથાને હું જાણી ગયો છું. આજથી હું કુલીન ઘરની પરસ્ત્રીને મા-બહેન સમાન સમજીશ.'

સુદર્શનનાં લગ્ન એક અત્યંત કુલીન તથા રૂપવતી કન્યા વિદ્યુન્મતી સાથે પાંચ વર્ષ પહેલાં થયાં હતાં, પરંતુ સુદર્શનની તેની સાથે બનતું ન હતું. એને છોડીને બીજી સ્ત્રીઓની પાસે સુદર્શનનું જવું તેને ખૂબ જ ખટકતું હતું. તે જે કંઈ કહેતી તેને સુદર્શન તિરસ્કારી નાંખતો, તેની વાતને ઠુકરાવીને ચાલ્યો જતો. સુદર્શનના પરસ્ત્રી સંગથી પિતાજીને નારાજી અને માનસિક પીડા થતી હતી. આથી તેણે ચા-નાસ્તાને છોડીને એક નવો રસ્તો અપનાવવાનો વિચાર કર્યો કે 'વેશ્યા તો કોઈની પણ હોતી નથી. તેની સાથે ગમન કરવામાં શું ખરાબી છે?'

તે હવે છૂપી રીતે વેશ્યાને ત્યાં પહોંચી જતો. આખી રાત સુધી વેશ્યાને ત્યાં રહેતો. આ રીતે સુદર્શને કુલીનતાને ત્યાગીને વેશ્યાગમનનો માર્ગ અપનાવી લીધો. પુણ્યશીલ શેઠે જ્યારે આ વાત સાંભળી ત્યારે તેને ખૂબ આઘાત લાગ્યો. તેઓ ઘણા બીમાર થઈ ગયા. સુદર્શનને તેની માતાએ ખૂબ જ સમજાવ્યો: 'દીકરા! આ રીતે આખી રાત સુધી બીજે ક્યાંક રહે છે. ઘરમાં તારી સુશીલ

પત્ની જહ્યા કરે છે. જરા તેના તરફ તો જો. તારા આ નીતિ-વિરુદ્ધ આચરણને લીધે તારા પિતાજીને ખૂબ જ આઘાત લાગ્યો છે. તે બીમાર પડ્યા છે.'

પિતાજીની બીમારીની ખબર સાંભળીને સુદર્શનને અત્યંત દુઃખ થયું. તે પુણ્યશીલ શેઠની પાસે ગયો અને તેમને પ્રણામ કર્યા. પુણ્યશીલ મરણપથારીએ પડ્યા હતા. બોલવામાં પણ તેમને તકલીફ પડતી હતી. તો પણ દીકરાને આવેલો જોઈને બેઠા થયા અને ધીરેથી બોલ્યા: 'બેના! મારી હાલત ખૂબ જ ખરાબ છે, એ તો તું જોઈ જ રહ્યો છું. મારી એક વાત માનીશ?'

સુદર્શન: 'પિતાજી, હું એક વાતને છોડીને બધી વાત માનવાને તૈયાર છું. મારો એક વેશ્યા સાથે પ્રેમ છે. હું તેને ત્યાં જવાનું નહીં છોડી શકું, પણ બીજી કોઈ પણ વાત હશે તેને માનીશ.

પુણ્યશીલ: 'હું તને એ માટે ઇન્કાર નથી કરતો. પણ સાંભળ્યું છે કે તું તેને ત્યાં સમય કસમયે ચોરી-છૂપીથી ગલીકૂંચીઓમાં થઈને જાય છે. આપણે વેપારી છીએ. આપણા ઘણા દુશ્મન હોય છે. જો તને કસમયે એકલો જતો જોઈને પૈસાના લોભમાં આવીને કોઈ મારપીટ કરે અથવા ખૂન કરી નાખે અથવા અપહરણ કરીને લઈ જાય તો અમારા માટે તારા વિના સંસાર

સૂનો થઈ જશે એટલા માટે દીકરા તું કસમયે ત્યાં ન જા. હું માનું છું કે તું અમારી બીકે જ કસમયે જાય છે. આથી હું તને અનુમતિ આપું છું કે તારી પ્રીત વેશ્યાથી ન હટે તો તું વહેલી સવારે અને તેય મુખ્ય રસ્તાથી જ ભલે જાય.'

સુદર્શન પિતાની અનુમતિથી ખુશ થઈ ગયો. તેણે મનોમન વિચાર્યું, 'પિતાજીની અનુમતિ તો મળી ગઈ છે. વહેલી સવારે જ બેધડક જઈશ.

પુણ્યશીલે વિચાર્યું: 'આટલી વાત માની લીધી છે તો થોડા સમયમાં તે જરૂર ઠેકાણે આવી જશે. સુદર્શન સવાર પડતાં જ વેશ્યાને ત્યાં જવા લાગ્યો. પિતાજી મોઢે ઓઢીને સૂતા હતા. તે માને કહીને જવાબની રાહ જોયા વગર જ તરત જ મુખ્ય સડકેથી જવા લાગ્યો. ઘરેથી નીકળ્યો કે તરત જ મોટા મુનીમજી સામે મળ્યા. તેમણે પૂછ્યું: 'કુંવર સાહેબ, આજે ક્યાં જઈ રહ્યા છો?' સુદર્શને વિચાર્યું, 'આ તો પિતા સમાન છે, તેમને સાચી વાત કેવી રીતે કરું?'

સુદર્શન કંઈ ન બોલ્યો. ચૂપચાપ મુનીમજીની સાથે ઘેર પાછો આવ્યો. બીજે દિવસે પાછા સવારે વેશ્યાના ઘર તરફ પગ ઉપાડયા કે સામેથી કાકાનો દીકરો મોટો ભાઈ મળી ગયો. તેણે પૂછ્યું: 'ભાઈ! ક્યાં ચાલ્યો?' ભાઈને કાપો તો લોહી ન નીકળે તેવા થઈ;

ગયા. અચકાઈને ઊભો રહી ગયો, શું કહું? મોટાભાઈ છે. તેમની શરમ તો કાંઈક રાખવી જોઈએ ને? બસ તે ચૂપચાપ મોટાભાઈની સાથે ઘેર પાછો આવ્યો. ત્રીજા દિવસે પુણ્યશીલ સ્વસ્થ હતા. સુદર્શન તૈયાર થઈને નીકળ્યો જ હતો કે તેમણે પૂછ્યું: 'દીકરા! ક્યાં જવાની તૈયારી છે?' સાંભળીને સુદર્શનને અપશુકન થયા હોય તેમ વિચાર્યું: 'સતત ત્રણ દિવસથી શુકન જ ખરાબ થઈ રહ્યા છે? જવાની તૈયારી કરું છું ત્યાં જ કોઈ ને કોઈ મળી જાય છે.'

ચોથે દિવસે સુદર્શને આજુબાજુ જોયું, કોઈ જોઈ તો નથી રહ્યું ને! બધા જ કામમાં લાગેલા છે. ત્યારે ચૂપચાપ વેશ્યાના મકાનની તરફ ચાલી નીકળ્યો. ત્યાં જઈને જોયું તો વેશ્યા સાક્ષાત્ ચૂડેલ જેવી વિકરાળ દેખાતી હતી. તેના વાળ વિખરાયેલા હતા. દારૂ પીને તે અસ્તવ્યસ્ત જેવી પડી હતી. આંખનું કાજલ મોઢા પર લગાડેલું હતું. ત્રણ ચાર જગ્યાએ ઊલટીનાં ખાબોચિયાં પડયાં હતાં. તેના પર માખીઓ બણબણતી હતી. હુક્કો પીને જ્યાં ત્યાં થૂંકેલું હતું. ક્યાંક રાખ અને ક્યાંક બળેલી તમાકુની ઢગલી હતી. તો આ બાજુ એંઠાં વાસણ કૂતરાંઓ ચાટી રહ્યાં હતાં. તેને જોઈને સુદર્શન ચકિત થઈ ગયો કે ઓ હો! જે વેશ્યા રાતના સ્વર્ગની અપ્સરા જેવી લાગે છે તે અત્યારે નરકની દાસી જેવી ઘૃણિત લાગે છે. તે થોડીવાર બોલ્યાચાલ્યા વિના બેસીને ત્યાંથી નીકળી ગયો. રસ્તામાં

વિચાર્યું કે પિતાજી મને ઠીક જ કહે છે, 'વેશ્યા, અપવિત્ર, જૂઠી અને વિષ્ઠા જેવી હોય છે. ધનને માટે તે રોગી, કોઢી, અપંગ, નીચ, ચોર, ભંગી વગેરે કોઈ પણ પુરુષ સાથે સંગ કરે છે. તેની સાથે કુળવાન, સદાચારી અને પ્રતિષ્ઠિત વ્યક્તિએ સંગ કરવો એ બરાબર નથી. તેના કરતાં તો મારી પત્ની રૂપરંગમાં સ્વભાવે અને વ્યવહારમાં લાખ દરજ્જે સારી છે. મનોમન જ તેણે દૃઢ સંકલ્પ કરી લીધો કે, 'હવે પોતે આ જિંદગીમાં કોઈ દિવસ વેશ્યાને ત્યાં નહીં જાય, ઘરે આવીને તેણે પિતાજીની આગળ આ નિર્ણય સંભળાવ્યો.

પુણ્યશીલ શેઠ આથી ખૂબ જ પ્રસન્ન થયા. તેઓ ખૂબ જ ઝડપથી સ્વસ્થ થઈ ગયા. સુદર્શનની માતા અને પત્નીને પણ ખૂબ જ ખુશી થઈ. માતાપિતાનો પ્રેમ સુદર્શન ઉપર વધી ગયો; તેમણે અંતરથી આશીર્વાદ આપ્યા, 'દીકરા, દીર્ઘાયુ થઈને ખૂબ જ આનંદથી જિંદગી વિતાવ.'

વિદ્યુન્મતી આજ પોતાના પતિ સુદર્શનના પગમાં પડીને સર્વસ્વ સમર્પણ કરવાની પ્રતીક્ષામાં બેઠી હતી. સુદર્શનના આવતાંની સાથે જ તે બોલ્યા સિવાય ચરણોમાં જઈ પડી. થોડી મિનિટો સુધી તો બંને અવાક્ રહ્યાં. પછી વિદ્યુન્મતીએ મૌન તોડ્યું : 'પ્રાણેશ્વર! મારાથી કોઈ અપરાધ થયો હોય તો ક્ષમા કરજો. હું તમારા ચરણોની દાસી છું. તમારી સેવા માટે પ્રતિક્ષણ તત્પર છું. હું મારું જીવન આપને સમર્પિત કરી ચૂકી છું. તમે તમારા

મનની વાત મારાથી બિલકુલ ન છૂપાવશો. હું તમારી છું. તમે મારા છો! આપણે બંને શરીરથી ભલે બે હોઈએ પણ આપણાં દિલ અવિભાજ્ય છે.'

સુદર્શન: 'દેવી! મને માફ કર. હું તારા ગુણોને ઓળખી ન શક્યો. હવે હું તને છોડીને કોઈની પાસે નહીં જાઉં. મને પરસ્ત્રી અને વેશ્યાના અંતરંગના રૂપનો અનુભવ થઈ ચૂક્યો છે. તું બેફિકર રહેજે. આપણે બંને અવિભાજ્ય દિલ રાખીને હવે પ્રેમસરોવરમાં ડૂબકી લગાવીશું અને ગૃહસ્થાશ્રમને જ નહીં સમાજ અને રાષ્ટ્રને પણ પવિત્ર આચરણથી સ્વર્ગ બનાવીશું.

વિદ્યુન્મતી: 'પ્રિયતમ, આપની ઇચ્છા સફળ થાય એ જ શુભકામના છે.'

એકપત્નીવ્રતની નિષ્ઠાને કારણે હવે સુદર્શનનું શરીર અને મન બંને સ્વસ્થ રહેવા લાગ્યાં. મનોબળ પણ વધી ગયું. આથી તેને પોતાને પરસ્ત્રીગમનથી મુક્ત, બદલાએલા નવા જીવનથી સ્વર્ગીય વરદાન મળ્યું..

## ૪૧

## શિકાર : નરકની દીવાલ

'આજે ક્યાં જવાની તૈયારી થઈ રહી છે વીરેન્દ્ર-સિંહ ?' એક ધર્મપ્રેમી સાધકે પૂછ્યું.

વીરેન્દ્રસિંહ : 'આજે શિકાર રમવાને માટે ચંબલની ઘાટીએ જઈ રહ્યા છીએ. એટલા માટે થોડા મદદગાર લોકો ત્યાં બાંધવાને માટે માંચડો, શિકારને ઘેરીને લાવવાને માટે બંદૂકો અને બીજો સામાન લઈને આવી પહોંચ્યા છે.'

સાધક : 'ઠાકુરસાહેબ આવી રીતે તો તમે પોતાના ક્ષણિક મનોરંજન માટે જંગલમાં સ્વછન્દે ફરવાવાળાં મૂંગાં નિર્દોષ પ્રાણીઓને સંકટમાં નાખો છો. તેમને મોતની ઘાટીમાં ઉતારો છો.'

વીરેન્દ્રસિંહ 'આ પશુઓ તો મારવાને લાયક છે જ. જો આ હિંસક પ્રાણીઓ જંગલમાં વધી જાય તો મનુષ્યોના કિંમતી પ્રાણ લઈ લે. આથી બહેતર છે કે તેમનો જાન લેવાય. એટલે તેમની સંખ્યામાં વૃદ્ધિ ન થાય અને તે હેરાન ન કરે.'

સાધક : 'જો તે પશુટોળી બનાવીને એ નિશ્ચય કરી લે કે મનુષ્ય જાતિ અમને મારે છે એટલા માટે અને લોકો મળીને મનુષ્ય જાતિને સફાચટ કરી નાંખીએ તો તમને કોઈ આપત્તિ તો નહીં થાય ને? કારણ કે તેમની નજરોમાં મનુષ્યના જાનની કોઈ કિંમત નથી.'

વીરેન્દ્રસિંહ : 'આ પશુઓમાં ક્યાં એટલી બુદ્ધિ અને હિંમત છે કે તે અમને મારી શકે. વળી અમે તેમને મારીને સાહસ અને શૌર્ય પણ વધારીએ છીએ છે. મનુષ્યજાતિને તેમના અત્યાચારોથી બચાવીએ છીએ. સાથે સાથે જ અમારું મનોરંજન પણ કરીએ છીએ અને તેનું માંસ પણ ખાવાને માટે આપીને મનુષ્યોની ભૂખ મટાડે છે.'

સાધક : 'પશુઓમાં એટલી બુદ્ધિ હોય તો એ મનુષ્યને પહેલાં જ મારી નાંખે પરંતુ મનુષ્યની બુદ્ધિ અને હિંમત શું બીજાને મારવા અને હેરાન કરવાને માટે છે? તમે તમારું સાહસ અને શૌર્ય બીજાને મારવામાં ન બતાવીને ત્યાગ અને પોતાનું બલિદાન આપવામાં બતાવો. પોતાના મનોરંજન માટે ગરીબ તથા નિર્દોષ પશુઓ

ઉપર અત્યાચાર કરવો બિલકુલ અનુચિત છે. મનુષ્ય અન્ન ઉપર જીવે છે તેના દાંત, જીભ અને નખ જ એ બતાવે છે કે મનુષ્ય માંસાહારી પ્રાણીથી જુદાં છે. માંસ મનુષ્યનો ખોરાક નથી. માંસથી મનુષ્યની ભૂખ નથી મટતી પરંતુ તેનાથી તેની જિહ્વાલોલુપતા વધે છે.'

વીરેન્દ્રસિંહ : 'અમે ક્ષત્રિય છીએ. અમારા પૂર્વજોએ શૌર્ય અને સાહસના બળ ઉપર જ રાજ્ય કર્યું છે. તેમણે શિકાર કર્યો હતો. અમે પણ કરીશું.'

સાધક : 'ક્ષત્રિયનો ધર્મ તો અન્યાયથી પીડિતો, દુર્બળો અને અસહાય લોકોની રક્ષા કરવી, સેવા કરવી, તેને ન્યાય આપવો–અપાવવો છે. તમે ઊલટું તેના ઉપર અન્યાય, અત્યાચાર કરો છો, તેમના પ્રાણ લો છો. એ તો ક્ષત્રિયધર્મ નથી. પૂર્વજોએ કોઈ ખોટું કામ કર્યું હોય તો આપણે તેમાં સુધારો ન કરવો! યાદવોના પૂર્વજોએ માંસભોજનની પ્રથા ચલાવી હતી, પરંતુ અરિષ્ટનેમિ અને ભગવાન કૃષ્ણ જેવા પૂર્વજોએ તેને બંધ પણ કરી હતી. એવી રીતે તમારે પણ શિકારની પ્રથા બંધ કરવીજોઈએ.'

પરંતુ વીરેન્દ્રસિંહ ઠાકુરે સાધકની એક પણ વાત સાંભળી નહીં અને અહંકારપૂર્વક કહેતાં ચાલવા લાગ્યા : 'હું તો મારા પૂર્વજોના રસ્તા ઉપર જ ચાલીશ.'

વીરેન્દ્રસિંહ ઠાકુર પશુઓની જેમ મનુષ્યોને પણ અન્યાય–અત્યાચારના શિકાર બનાવવા લાગ્યા. પોતાના

રાજ્યમાં તેમણે ટેક્સ વધારી દીધો. નિર્દોષને પણ દંડ આપવાનું શરૂ કર્યું. ગરીબો ઉપર પણ જુલમ કરતા, મારપીટ અને સતાવતા હતા. એક દિવસ કેટલાક ગરીબ ગ્રામીણો ગામમાં કેટલાક સબળોના અત્યાચારથી પીડિત થઈને કહેવા આવ્યા. તે બોલ્યા: 'ઠાકુરસાહેબ! અમે તમારી પાસે ન્યાય માટે આવ્યા છીએ.'

ઠાકુરસાહેબ : 'કઈ વાતનો ન્યાય?'

ગ્રામીણ લોકો : 'અમારી ઉપર કેટલાક બદમાશ લોકોએ જુલમ કર્યો છે.'

ઠાકુર સાહેબ : 'તમે બધા લોકો મળીને તેમનો સામનો કર્યો હોત તો? તમે લોકો કાયર કેમ બની ગયા છો?'

ગ્રામીણ લોકો : અમારામાં એટલી શક્તિ હોત તો અમે તમારી પાસે કેમ આવત?'

ઠાકુરસાહેબ : 'સારું તમે લોકો જાવ પોતાના ગામમાં, હું બીજા પક્ષની વાત સાંભળીશ, ત્યારે ફેંસલો આપીશ.'

બીજા દિવસે બીજા પક્ષના લોકોએ પણ આવીને તે ગરીબ ગ્રામીણોના વિરુદ્ધ ઠાકુર સાહેબના કાન ભંભેર્યા. ઠાકુર સાહેબે સાંભળેલી વાતો પરથી ઉત્તેજિત થઈને તે ગરીબ ગ્રામીણોને પીટાવ્યા.

આવી ઘણી ઘટનાઓ આજ મહિનામાં થઈ ગઈ. જેથી કેટલાય ગામના લોકોએ ઉત્તેજિત થઈને વીરેન્દ્રસિંહના મહેલ ઉપર હુમલો કર્યો. મહેલના ચોકીદાર પણ ઠાકુરના વિરુદ્ધ હતા. એટલે તે પણ તેમાં ભળ્યા. વીરેન્દ્રસિંહને નાનાં નાનાં છોકરાં હતાં. ઠકરાણીની વાતને તો તે પહેલાંથી જ સાંભળતો ન હતો એટલે ઠકરાણી પણ ચૂપચાપ બેઠી હતી. વીરેન્દ્રસિંહ તે વખતે શિકાર પાર્ટીને લઈને શિકાર કરવા ગયા હતા. અચાનક ત્યાં માંચડો તૂટી ગયો ને તે નીચે પડી ગયા. અત્યંત ઘાયલ તથા બેહોશ થઈ ગયા. શિકારપાર્ટીના લોકો તેમને ખટારામાં સૂવડાવીને મહેલમાં લાવ્યા. ત્યાં સુધી ગરીબ ગ્રામીણ લોકો ઘણી બધી માલ-મિલકત લઈને ગાયબ થઈ ગયા હતા.

વીરેન્દ્રસિંહ હોંશમાં આવ્યા અને આખી ઘટના સાંભળી તો તે આહની સાથે તરફડવા લાગ્યા. 'હે પ્રભુ! હું મરી ગયો! બચાવો!' પરંતુ ભગવાને કંઈ પણ ન સાંભળ્યું. પંદર દિવસ સુધી ઘોર પીડાથી પીડાઈને વીરેન્દ્રસિંહે શ્વાસ મૂકી દીધો. વીરેન્દ્રસિંહના આખા કુટુંબને માટે શિકાર નરકની ઘોર ખીણ સાબિત થઈ.

# ૪૨ | શિકાર-ત્યાગથી સ્વર્ગના સોપાન ઉપર

વાઘજીપુરાની પાસે ગાઢ ઝાડીઓમાં એક મોર તરફ નિશાન તાકતી એક વ્યક્તિને મોરૈયાના રવિસિંહે જોઈ. તે ઝડપથી તે વ્યક્તિની પાસે પહોંચ્યો અને પૂછ્યું; 'ભાઈ તમારું નામ શું છે? કોણ છો? ક્યાં રહો છો!'

નિશાનબાજ બોલ્યો : 'મારું નામ હરિસિંહ છે. હું સરખેજનો ઠાકરડા જાતિનો છું. બોલો તમારે શું કામ છે મારું?'

રવિસિંહ : 'તમે શું આ મોરને બંદૂકનું નિશાન બનાવતા હતા.'

હરિસિંહ : 'હા, આ તો મારો રોજનો ધંધો

છે. જો હું એવું ન કરું તો મારે અને મારા કુટુંબને ભૂખે મરવું પડે.'

રવિસિંહ : 'તમે કેટલાં વર્ષોથી પશુપક્ષીઓનો શિકાર કરો છો ?'

હરિસિંહ : 'હું બાર વર્ષથી આ કરી રહ્યો છું.'

રવિસિંહ : 'આ ધંધાથી અત્યાર સુધી કેટલા રૂપિયા મેળવ્યા ?'

હરિસિંહ : 'જેટલું કમાયો તેટલો ખર્ચ થઈ ગયો. પરંતુ ઘણી વાર મને શિકાર નથી મળતો, ત્યારે ભૂખ્યાં જ સૂવું પડે છે. મારી પત્ની બહુ ઝઘડાળુ અને જબરજસ્ત છે. જે દિવસે હું કંઈ પણ કમાઈને લઈ જતો નથી તે દિવસે મારી ફજેતી કરે છે. તે મારા પર ટોણા મારે છે. મને કાયર કરી દે છે. છોકરા પણ નફ્ફટ છે; તે પણ મારું બિલકુલ કહ્યું માનતા નથી.'

હરિસિંહ : 'તમને એ તો ખબર છે ને, જેવો તમારો જીવ છે, તેવો જ પશુ તથા પક્ષીનો છે. તેમને પણ તમારી જેમ પીડા, દુઃખ–કષ્ટ થાય છે. શું તમારે તેનો બદલો ચૂકવવો નહીં પડે ? તેમના પ્રાણ લઈને તમે તેના અંતરના શાપ નથી લેતા ?'

હરિસિંહ : જરૂર, હું માનું છું તમારી વાતને. મારે તેનો બદલો ચૂકવવો પડશે અને મને લાગે છે કે

તેમના અંતરની ખરાબ આશિષના કારણે મારે આ જન્મમાં આટલું દુઃખમય તથા અપમાનિત જીવન વિતાવવું પડે છે, મને એવું ખરાબ કુટુંબ મળ્યું છે. કોમના લોકો મારાથી નફરત કરે છે.'

રવિસિંહ : 'હું પણ તમારી જ જાતિનો છું. પરંતુ તમારી જેમ બીજાના પ્રાણ નથી લેતો, મારી પાસે પણ ખેતી માટે જમીન નથી પરંતુ હું બીજાના અડધે ભાગે વાવું છું. નવરો હોઉં છું ત્યારે મજૂરી કરી લઉં છું. મારી પાસે વધારે તો મિલકત નથી. પરંતુ મારા માથા ઉપર કોઈનું ય દેવું નથી. ભગવાનની કૃપાથી મારા ઘરમાં બધી રીતે આનંદ છે. મારું કુટુંબ સારું છે અને મને મદદગાર છે.'

હરિસિંહ : 'પરંતુ હું મારો વર્ષોજૂનો ધંધો કેવી રીતે છોડી શકું? ઘણો સમય થઈ ગયો. લો હવે સામેથી હટી જાવ. મારે હવે મોર બાજુ નિશાન તાકવું છે.'

રવિસિંહ : 'મારા દેખતાં એમ નહીં બની શકે. હું આ મોરને કેમે ય મારવા નહીં દઉં. પહેલાં મારા પર બંદૂક ચાલશે પછી આ મોર પર. મારા જીવતાં તું મોરને નહીં મારી શકે.'

હરિસિંહ : (બંદૂકનું નિશાન તાકીને) હટ જાવ સામેથી માર્યા જશો!'

રવિસિંહ : (છાતી ખોલીને) મારા પ્રાણ ભલે ચાલ્યા જાય હું સામેથી નહીં ખસું.'

હરિસિંહે બંદૂક નીચે રાખી દીધી અને રવિસિંહને કહેવા લાગ્યો : 'હું હાર્યો, તમે જીત્યા, હું તમારા જેવા દેવતા ઉપર બંદૂક નથી ચલાવી શકતો. પણ (આંખોમાં આંસુ લાવીને) ભાઈ મારા; એ બતાવો કે આવી સ્થિતિમાં હું શું કરું ? કેવી રીતે ગુજારો ચલાવું ?'

રવિસિંહ : 'તમે મને ભાઈ માનો છો ને ? મારી વાત માનશો ને ?'

હરિસિંહ : 'તમને હું મારા મોટા ભાઈ માનું છું. અને મારી ભલાઈના માટે કહેલી વાત અવશ્ય હું માનીશ.'

રવિસિંહ : 'તો લાવો, આ બંદૂક મને આપી દો અને સૂરજનારાયણની સાક્ષીથી આજથી કોઈ પણ પ્રાણીનો શિકાર નહીં કરવાનો નિયમ લો. પછી ચાલો મારી સાથે હું તમને કામ આપીશ. તમારી રોજી–રોટીની વ્યવસ્થા હું કરીશ.

હરિસિંહને રવિસિંહની વાત બરાબર લાગી તેણે તરત જ બંદૂક રવિસિંહના હાથમાં આપી દીધી અને ઊભા થઈ ને સૂર્યની સામે હાથ જોડીને શિકાર ન કરવાની પ્રતિજ્ઞા કરી. રવિસિંહ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે હરિસિંહને પોતાની સાથે લઈ ગયો અને તેને એક ખેતરને ખેડવાનું

કામ સોંપી દીધું. દરરોજના ખર્ચ માટે રોજેરોજના પોતાની પાસેથી પૈસા આપતો રહ્યો. એક દિવસ તે હરિસિંહને ઘરે જઈને તેની પત્ની અને છોકરાને પોતાના ઘર આગળ દિવસ ભોજનનું નોતરું દીધું. બધાએ જમી લીધા પછી રવિસિંહની પત્નીએ હરિસિંહની પત્નીને પોતાની પાસે બેસાડીને તેની વાત સાંભળી. પછી તેને પ્રેમથી સમજાવ્યું. તેને તથા છોકરાને મજૂરી ઉપર લગાડયો. ધીરે ધીરે હરિસિંહની પત્ની અને છોકરાનો સ્વભાવ સુધરવા લાગ્યો. હરિસિંહ પણ નિશ્ચિંતતા અને આનંદનો અનુભવ કરવા લાગ્યો. તેણે રવિસિંહના પ્રત્યે કૃતજ્ઞતા પ્રકટ કરી.

શિકારનો ત્યાગ કર્યા પછી હરિસિંહનું જીવન શાંતિ અને સુખથી પરિપૂર્ણ થઈ ગયું. તેને એવું થવા લાગ્યું કે જાણે તે સ્વર્ગનાં સોપાન ઉપર ચઢી ગયો.

## ૪૩

### માંસાહાર : નરકનું દ્વાર

માંસ, માછલી અને ઈંડાના સેવનથી ભુવનસિંહનું શરીર ઘણું ફૂલી ગયું હતું. પરંતુ તેમાં કોઈ તાકાત નહોતી. તે જરા પણ ચાલતો તો હાંફવા લાગતો. જરા પણ મહેનત કરતો તો શ્વાસ ચડી જતો. આંખોનું તેજ ઓછું થઈ ગયું. બ્લડપ્રેશર, લીવરમાં વૃદ્ધિ, મંદાગ્નિ, ગેસની ટ્રબલ, આંતરડામાં સોજો વગેરે કેટલીએ બીમારીઓ ઘર કરી ગઈ. શહેરના વિખ્યાત ડોક્ટર અવિનાશચંદ્રનો ઇલાજ ચાલી રહ્યો હતો પરંતુ બીમારીઓમાં કોઈ સુધારો થતો ન હતો. એક દિવસ વહેલી સવારે ભુવનસિંહનું હૃદય ધીમું પડી ગયું. તેમનો જીવ ગભરાવવા લાગ્યો. શ્વાસ ઘૂંટાવા લાગ્યો. તરત જ

ભુવનસિંહનો મોટો છોકરો ડોકટર વિદ્યાભૂષણને લઈને આવ્યો.

ડોકટર સાહેબે પહેલાં શરીરની તપાસ શરૂ કરી. શ્વાસની પરીક્ષા કરી તો સમજાયું કે હાઈ બ્લડપ્રેશર છે એટલે તેમણે કહ્યું, 'તેનો ઇલાજ કરવામાં આવશે પરંતુ તેમાં કોઈ પણ પ્રકારનું માંસ, માછલી તથા ઇંડાંનું સેવન કરવું ન જોઈએ.'

ભુવનસિંહ : 'માંસ, માછલી અને ઇંડાંને છોડવું શું જરૂરી છે?'

ડોકટર વિદ્યાભૂષણ : 'એટલા માટે જરૂરી છે કે તેના સેવનથી રોગ ઘટવાને બદલે વધી જાય છે. નવા નવા રોગ પેદા થાય છે માંસ ભોજન નથી માત્ર મનુષ્યની જીવનશક્તિનો નાશ કરે છે, બલકે તેના જીવનને તામસિક, હિંસક, ક્રૂર, આળસ અને નૈતિક દૃષ્ટિથી પતિત, અત્યાચારી અને વ્યભિચારી પણ બનાવી દે છે.'

ભુવનસિંહ : 'કહેવાય છે માંસમાં તાકાત વધારે છે. તેમાં પ્રોટીન અને ફેટ્સ વધારે પ્રમાણમાં રહે છે અને પોષક તત્વ (વિટામિન) પણ ઇંડાં અને માછલીમાં વધારે હોય છે. એટલા માંટે હું માંસાહારને વધારે પસંદ કરું છું.'

ડોકટર વિદ્યાભૂષણ : 'માંસાહારથી તાકાત વધવાની વાત ખોટી છે. હા, તેનાથી શરીર ફૂલી જાય છે તેમાં

શક્તિ, સ્ફૂર્તિ અને પ્રસન્નતા એટલી નથી હોતી, જેટલી શાકાહારીમાં હોય છે. માંસાહારી દોડ, પ્રતિયોગિતા, યુદ્ધ, મહેનત, પર્વત ઉપર ચડવું વગેરેમાં ક્યારેય સફળ થઈ શકતો નથી. માંસ, ઈંડાં વગેરેની અપેક્ષાએ સોયાબીન, શેકેલા ચણા, વટાણા, મગફળી, દૂધ, માખણ, મેવા તથા દાળમાં પ્રોટીન તથા કેટલાકમાં ચરબી તથા વિટામીન વધારે પ્રમાણમાં મેળવાય છે. ઈંડાંમાં કેલ્શિયમની બિલકુલ ખામી હોય છે એટલે તે પેટમાં ગેસની બીમારીઓ પેદા કરે છે, જઠર બગાડે છે તેનાથી કેટલાક ચામડીના રોગો પણ પેદા થાય છે. તે કેટલીયે રીતોથી સાબિત થઈ ચૂક્યું છે.

ભુવનસિંહ : 'શું ઈંડાં અને માછલીઓ પણ માંસાહારમાં ગણાય છે ?'

ડો. વિદ્યાભૂષણ : 'ઈંડાં, મરઘી વગેરે પ્રાણીઓના ગર્ભથી પેદા થાય છે. તેનામાં નિર્જીવતા માનવી એ ભ્રમ છે. તેમાં જે તરતો પદાર્થ હોય છે તેનાથી જ અવયવોની રચના થાય છે. માછલીઓ તો જાતે જ હરતી-ફરતી હોય છે. તેમાં તો જીવ પ્રત્યક્ષ છે. એટલા માટે તેને માંસાહારમાં જ સમજવી જોઈએ.

ભુવનસિંહ : (ધીમેથી) : હું માછલી અને ઈંડાંને ખાધા વગર તો રહી નહીં શકું. હા, જ્યાં સુધી દવા લઈશ ત્યાં સુધી નહીં ખાઉં.'

ડૉ. વિદ્યાભૂષણ : ' તો તો હું તમારો ઇલાજ કરી નહીં શકું.'

એમ કહીને ડૉક્ટર સાહેબ પોતાની ફી લઈને જતા રહ્યા. ભુવનસિંહે ડૉ. હમીદને બોલાવ્યા તેને કહ્યું, ' મારી દવામાં કોઈ ચરી નથી. ઘણા આનંદથી માંસ, માછલી તથા ઈંડાં ખાઈ શકો છો.'

ડૉ. હમીદે ભુવનસિંહનો ઇલાજ શરૂ કર્યો. પરંતુ માંસાહારની ચરી ન રાખવાથી બીમારીઓ ઘટવાને બદલે વધવા લાગી. પછી ભુવનસિંહે ડૉ. કુરેશીનો ઇલાજ શરૂ કર્યો. તેના ઇલાજથી થોડા દિવસ ફાયદો જણાયો પરંતુ પાછી હતી એવી ને એવી હાલત થઈ ગઈ. માંસાહાર ન છોડવાને લીધે ભુવનસિંહનો સ્વભાવ કચકચિયો, ક્રોધી અને જિદ્દી બની ગયો હતો. કોઈપણ ગરીબ દુ:ખીને જોઈને તેના દિલમાં કરુણા, સહાનુભૂતિ અથવા સહૃદયતા ઉત્પન્ન થતી ન હતી બલકે બીજાને દુખાવવા, સતાવવા અને પ્રભુત્વ જમાવવાની વૃત્તિ બની ગઈ.

ભુવનસિંહના કાકા સરદારસિંહ પાકો શાકાહારી હતો. તે એક દિવસ ભુવનસિંહની પાસે આવીને હોમિયોપેથિક દવાનાં વખાણ કરવા લાગ્યો. ભુવનસિંહ એલોપેથિક દવા બંધ કરીને હોમિયોપેથિક દવા લેવા લાગ્યો. એક મહિનો દવા લેતાં ગયો. પરંતુ તેની કંઈ અસર ન થઈ. ત્યારે ભુવનસિંહે ડૉક્ટરને ઘરે બોલાવ્યા. અને

પૂછ્યું: 'મને દવા ખાતાં એક મહિનો થઈ ગયો તો પણ હું સારો કેમ થતો નથી?' હોમિયોપેથિક ડોકટરે શરીરની તપાસ કરીને બતાવ્યું કે 'માંસાહારી હોવાને કારણે શરીર ઉપર હોમિયોપેથિક દવા અસર કરતી નથી.'

ભુવનસિંહે હોમિયોપેથિક દવા બંધ કરીને પાછી એલોપેથિક દવાનો ઇલાજ શરૂ કર્યો. પરંતુ ડોકટરો અને દવાઓમાં લગભગ વીસ હજાર રૂપિયાનો ખર્ચ કરવા છતાં પણ ભુવનસિંહનાં રોગનો ઇલાજ થઈ ન શક્યો. અંતિમ દિવસોમાં તેનું શરીર બિલકુલ સુસ્તીમાં રહેવા લાગ્યું. તે કોઈપણ કામ ઉત્સાહ અને સ્ફૂર્તિથી કરી શકતો ન હતો. તેમ છતાં પણ તેણે માંસ છોડયું નહીં. ડોકટરો, વૈદ્યો, હકીમોએ હવે જવાબ ન દીધો. બધા ઇલાજથી કંઈ ન થવાને કારણે ભુવનસિંહે જીવનથી નિરાશ થઈને આત્મહત્યા કરી નાંખી. તેનો વેપાર તેનાં જીવતાં જ પડી ભાંગ્યો હતો.

તેના કુટુંબમાં પણ માંસાહારનાં કારણે બધા ને કોઈને કોઈ બીમારી રહેતી હતી.

આવી રીતે માંસાહારની ટેવથી ભુવનસિંહનાં તન, મન, ધન અને આબરૂ બધાંને બરબાદ કરી દીધાં, માંસાહાર તેના તથા કુટુંબના માટે જીવતા જ નરકનું દ્વાર બની ગયું.

## ૪૪

## માંસાહારથી મુક્તિ સ્વર્ગ-પ્રવેશ-દ્વાર

પાકિસ્તાનથી આવ્યા પછી હરિદાસ દૂધિયા મુંબઈની સિંધી કોલોનીમાં રહેતો હતો. દૂધમાં આવક તો સારી હતી, પરંતુ તેની માંસાહારની ટેવ એટલી ખરાબ હતી કે પોતાની પાસે જે કંઈ બચે, તેનું તે માંસ, ઈંડાં, આમલેટ વગેરે બજારમાંથી લઈને ખર્ચ કરી નાંખતો; તે કારણે દરરોજ તેના પિતાની સાથે તેનો ઝઘડો થતો પરંતુ હરિદાસ, તેના પિતા મોહનદાસે તેને ખિજાઈને કહ્યું: 'હરિ! આમ રોજ રોજ કેવી રીતે ચાલે!' તારે આખા ઘરનો ખર્ચો કાઢવાનો છે જો કુટુંબ ભૂખે મરશે તો દુશ્મન બનીને રહેશે. કંઈક વિચાર કર, નહિ તો તારા હાથમાં એક પૈસો પણ નહીં આવે.'

હરિદાસને પિતાની વાત બહુ જ ખટકી એટલે તે તે ક્રોધિત થઈને બહાર નીકળી ગયો, અને પોતાના એક મિત્રની મદદથી એક હોટલમાં નોકરી કરવા માંડયો.

હવે હરિદાસ અને તેનો મિત્ર, જે પણ પૈસા મળતા તેને લઈને આમલેટ, ઈંડાં અને માંસ હોટલમાંથી ખરીદીને તે ત્યાં જ સફાચટ કરી દેતાં હોટલમાં માંસ જુદું કાઢીને પછી પ્રાણીઓનાં હાડકાં જે નીકળે તેને મિત્રના કહેવાથી તે અને તેનો મિત્ર ચાવવા લાગે. હરિદાસને હાડકાં ચાવવાનો એટલો શોખ લાગી ગયો હતો કે તેના વગર તેને કોઈ પણ દિવસ ચેન પડતું ન હતું. જે લોહી નીકળતું હતું તેને પણ કાચના ગ્લાસમાં ભરીને તે ગટગટાવી જતો. હોટલમાંથી મળતા બધા પૈસા તે અને તેનો મિત્ર માંસ, હાડકાં, લોહી વગેરેમાં ખર્ચ કરી નાંખતા. ઘરવાળાઓને ખબર પડી કે હરિદાસ સિંધી હોટલમાં નોકરી કરે છે. તો તે ત્યાં જઈને ગુજારા માટે તેની પાસે પૈસા માગતા તો તે તોછડાઈ ભર્યો જવાબ આપી દેતો.

હરિદાસની પહેલાની દૂધની દુકાનની પડોશમાં જ કાંતિલાલ જૈનની દુકાન હતી. તે હરિદાસને ઘણા પ્રેમથી પોતાની દુકાને બેસાડતો અને ઘણી વાર તેના સુખ-દુઃખની ખબર પૂછતો. કાંતિલાલ જૈન હોવાને કારણે

પાકો શાકાહારી હતો પરંતુ માંસાહારી હરિદાસને જરૂર કહેતો હતો, હરિ! તું ક્યારેક મારે ત્યાં પણ ભોજન કરશે? બોલ આ રવિવારે આવીશ?' હરિદાસે હા કહી દીધી.

રવિવારે લગભગ ૧૧ વાગે હરિદાસ કાંતિલાલનો ઘરે પહોંચ્યો. એક થાળીમાં ભોજન પીરસીને જ્યારે કાંતિલાલે તેની સામે રાખી તો તે આંખો ફાડીને ઘણી વાર સુધી ભોજનની વિવિધ વાનગીઓને જોતો રહ્યો. તેણે પ્રત્યેક વાનગીનો એક એક ટુકડો મોઢામાં નાખ્યો આજનું ભોજન તેને ઘણું સ્વાદિષ્ટ લાગ્યું. તેને કાંતિલાલને પૂછ્યું: 'કાંતિકાકા! આ બધી વસ્તુઓ તમે શામાંથી બનાવી છે. મને તો ઘણી સ્વાદિષ્ટ લાગી.'

કાંતિલાલ: 'હરિ! આ વાનગીઓમાંથી કેટલીક દૂધમાંથી, કેટલીક ચણાના લોટમાંથી અને કેટલીક ઘઉંના લોટમાંથી. ઘી, મસાલા અને ખાંડ નાંખીને બનાવી છે.

હરિદાસ: 'આમાંથી કોઈનામાં ઇંડાનો રસ, હાડકાં, માંસ તથા લોહી વગેરે તો નથી કે શું!

કાંતિલાલ: 'એ બધી ખરાબ અને ગંદી વસ્તુઓ છે, બિચારાં મૂંગાં પશુ–પક્ષીઓને મારીને તે વાનગી બને છે, તેને ખાવાથી કેટલાંય ભયંકર રોગ થઈ જાય છે. ઘણીવાર બીમાર પશુઓનું માંસ ખાઈને તેની બીમારી

'ખાવાવાળાને પણ લાગી જાય છે. અમારે ત્યાં એવી વસ્તુઓને કોઈ અડે પણ નહીં', આ વાનગીઓમાં એને નાખવાનો કોઈ પ્રશ્ન જ રહેતો નથી.'

હરિદાસ : 'હું તો સમજતો હતો કે તમારે ત્યાંની બનેલી વસ્તુઓને સ્વાદિષ્ટ બનાવવાને માટે માંસ, ઈંડા વગેરે જરૂર નાંખતા હશો પરંતુ મને આશ્ચર્ય થાય છે કે આટલી સ્વાદિષ્ટ વસ્તુઓ તેના વગર કેવી રીતે બની ગઈ?'

કાંતિલાલ : 'એ તો ખૂબી છે અમારી બનાવવાની. આ વસ્તુઓ સ્વાદિષ્ટ પણ છે. માંસ વગેરે બનાવેલી ચીજોથી વધારે તાકાત અને તંદુરસ્તી આપવાવાળી છે, આ બધી વસ્તુઓ જલદી પચી જાય છે. સાથે જ આ વસ્તુઓ ખાવાવાળાં લોકોમાં અત્યંત ક્રોધ, ઉત્તેજના તથા ઝઘડા કરવાની વૃત્તિ પેદા થતી જ નથી. તમને તો મેં ઘણીવાર તમારા પિતાજી તથા ઘરવાળાઓની સાથે લડતો જોઉં છું'.

હરિદાસ : 'કાંતિકાકા તમને માંસવાળી વસ્તુઓને ન ખાવાનો ઉપદેશ ક્યાંથી મળ્યો? હું પણ એક દિવસ તમારા ગુરુજીની પાસે આવવાનું ઇચ્છું છું.'

કાંતિલાલ : 'આ દિવસોમાં અમારે ત્યાં એક ગુરુજી (મુનિ) આવ્યા છે. ઘરબાર, કુટુંબ-કબીલા, જમીન જાયદાદ, ધનસંપત્તિ બધું છોડીને તે સાધુ બન્યા

છે. તે કોઈ પણ પ્રકારની નશીલી વસ્તુઓ તથા માંસ વગેરેને ખાતા નથી. વિશ્વનાં બધાં પ્રાણીઓને તે પોતાનાં આત્મીય ગણે છે. તે વિશ્વવાત્સલ્યનાં પંથ ઉપર ચાલવાવાળા છે. ચાલો આજે જ તમને તેની પાસે લઈ જાઉં.''

હરિદાસ કાંતિલાલની સાથે જૈનમુનિનાં ચરણોમાં પહોંચ્યો. અને નમસ્કાર કરીને તે બેઠો. તેમની સૌમ્ય આકૃતિ મોટું કપાળ. અને તેજસ્વી વ્યક્તિત્વથી તે બહુ પ્રભાવિત થયો. તેમનું પ્રેરણાપ્રદ વ્યાખ્યાન સાંભળીને તે આત્મવિભોર થઈ ગયો. હવે તે દરરોજ વ્યાખ્યાનમાં આવવા લાગ્યો.

એક દિવસ હરિદાસ વ્યાખ્યાનમાં સમય પહેલાં મુનિવરને મળ્યો. અને અત્યંત નમ્રતાપૂર્વક તેણે માંસાહારનાં સંબંધમાં વિવિધ પ્રશ્નો કર્યાં. મુનિવરે ઘણાં જ ધૈર્ય અને શાંતિપૂર્વક પ્રત્યેક પ્રશ્નનો જવાબ આપ્યો. જેને સાંભળીને તે ગળગળો થઈ ગયો અને આંખમાં આંસુ લાવતાં પશ્ચાતાપપૂર્વક પોતાની રામકહાણી સાંભળાવવા લાગ્યો: 'ગુરુદેવ ! હું મહાન પાપી છું. હું માંસ, માછલી. ઇંડાં, હાડકાં, લોહી વગેરે કોઈને પણ છોડતો નથી પરંતુ જ્યારથી હું તમારી પાસે આવવા લાગ્યો મને તેનાથી નફરત થઈ ગઈ. આજે તમે મને પ્રતિજ્ઞા અપાવો કે હું આ વસ્તુઓને જિંદગીમાં ક્યારેય પણ અપનાવીશ નહીં પરંતુ અમારા માંસાહારી સિંધી

ભાઈઓને પણ માંસાહાર ન કરવાની પ્રતિજ્ઞા અપાવું છું."

મુનિવરે હરિદાસની દૃઢતા જોઈને તેને માંસાહાર ન કરવાની પ્રતિજ્ઞા અપાવી.

હરિદાસનાં માંસાહાર ત્યાગ કરી દેવાથી તેની પત્ની, બાળકો, માતા-પિતા વગેરે સમસ્ત કુટુંબને સંતોષ અને આનંદ થયો. તેની ખરાબ સોબત પણ છૂટી ગઈ. ઘરમાં દરરોજના ઝઘડા પણ બંધ થઈ ગયા. મુનિવરના ગયા પછી તે પોતાનાં સિંધી ગુરુ પાસે જવા લાગ્યો. સિંધી ગુરુ પણ હરિદાસને ડાહ્યો સમજીને ઉપદેશ આપતા.

હરિદાસે અનેક સિંધી ભાઈ-બહેનોને માંસાહારનો ત્યાગ કરાવ્યો.

આવી રીતે માંસાહારથી મુક્ત હરિદાસનું કુટુંબ તથા આખી સિંધી કોલોનીનાં ઘણા લોકો સુખ શાંતિ-પૂર્વક જીવવા લાગ્યા, જાણે જીવતાં જ તે સ્વર્ગના પ્રવેશદ્વાર ઉપર પહોંચી ગયા હોય.

## ૪૫ | સાંપ્રદાયિક કટ્ટરતા : નરકની માટી

ઈબ્રાહીમખાન અને રામદાસ બંને બે ધર્મોને માનવાવાળા પાડોશી હતાં. પરંતુ એકબીજાને બનતુ હતું. મસ્જિદમાં જ્યારે પણ કોઈ મૌલવીનું ભાષણ હોય તો રામદાસ ઈબ્રાહીમખાનની સાથે જરૂર જતો હતો. અને ઈબ્રાહીમખાન રામદાસની સાથે મંદિરમાં સંત–મહાત્માનું પ્રવચન સાંભળવા જતો હતો.

એક દિવસ પૂનાની મસ્જિદમાં એક કટ્ટર ધર્માન્ધ મૌલવીનું ભાષણ ચાલતું હતું. મૌલવીને કોઈએ ફરિયાદ કરી કે 'ઈબ્રાહીમખાન પોતાના હિંદુ પાડોશીની સાથે ક્યારેક ક્યારેક મંદિરમાં પ્રવચન સાંભળવા જાય છે.' મૌલવીએ પોતાનાં ભાષણમાં સાંપ્રદાયિક ઉત્તેજના ફેલાવતાં કહ્યું : 'આપણે અધર્મીની સાથે કોઈ વ્યવહાર રાખવો

નહીં જોઈએ. અધર્મી ભગવાનનો ભક્ત નથી હોતો. જે મુસલમાન અધર્મીની સાથે હિંદુ–મંદિરમાં જાય છે તે પણ અધર્મી બની જાય છે.'

મૌલવીનું આ વાક્ય સાંભળીને ત્યાં હાજર રહેલા રામદાસને ખરાબ લાગ્યું તેણે ભાષણ સમાપ્ત થઈ ગયા પછી ઊભા થઈને કહ્યું: 'મૌલવી સાહેબ! તમે અધર્મી કોને કહો છો?'

મૌલવી: 'જે ઈસ્લામ ધર્મને ન માનતો હોય તે અધર્મી છે.'

રામદાસ: 'ના, અર્થ બરાબર નથી અધર્મી તે છે જે ધર્મના નામે ઝઘડા કરાવે. ભગવાનના નામથી જે માણસ–માણસની વચ્ચે જુદાઈ રાખે, અધર્મી તે છે જે ભગવાનના હુકમો ઉપર ન ચાલીને, હિંસા, ચોરી, બેઈમાની, હત્યા, ઝઘડા, આગ લગાડવી, ડાકુ, લૂંટફાટ વગેરે ખરાબ કાર્યો કરતો હોય.'

મૌલવી: તે ખોટું છે. કોઈ પણ મુસલમાન તે ખોટા અર્થને ન માને આવા ને જે ખોટી તકરાર કરે છે. તેને મસ્જિદમાંથી કાઢી મૂકો.

તેના ઉપર થોડા ધર્મમાં અડગ રહેવાવાળા મુસલમાનો ઉત્તેજિત થઈને રામદાસને પકડીને મસ્જિદમાંથી કાઢી મૂકયો. રામદાસ પણ ગુસ્સામાં આવીને બબડતો,

જઈ રહ્યો હતો.—આવા જ મૌલવીઓએ માણુસોને બળદની જેમ ધર્મના નામે લડાવી–લડાવીને પોતાનો કક્કો ફૂટે છે. ધિક્કાર છે. આવા ધર્મમાં અડગ રહેવાવાળા આ માણુસો ઉપર! તેનું જ બસ ચાલતું હોય તો તે ભગવાનને પણ પોતાના હુકમથી ચલાવે.'

રામદાસના ચાલ્યા જવાથી મૌલવી ફરી પાછો જોર શોરથી કહેવા લાગ્યો. 'આવા માથા ફરેલા અધર્મીઓને જે પાકો ઇસ્લામ ધર્મનાં અવગુણ ગાય છે, તેને સાથે લાવવો ન જોઈએ અને મસ્જિદમાં ઘૂસવા પણ ન જ દેવો જોઈએ.'

ઈબ્રાહીમખાન અને થોડા વિચારક મુસલમાનોએ મૌલવીનો આ વ્યવહાર ખરાબ લાગ્યો. તેમણે કહ્યું: 'મૌલવી સાહેબ! તમે સાચા માણુસોને ઓળખતા નથી. અને ગમે તેમ બોલી નાંખો છો. ઇસ્લામના નામ ઉપર જો કોઈ માણુસને ઇમાનદારી અને સાચા વિચારો ધરાવવાનાં કારણે મસ્જિદમાં લાવે છે. તમે તેને ઊલટું માનીને ખિજાઈ જાય છે.'

મૌલવીનાં પક્ષકારોએ ઉત્તેજિત થઈને કહ્યું, 'ચૂપ થઈ જાવ. મૌલવીની સામે અમારે દલીલ કરવી ન જોઈએ. તમે પોતે જ કાફર છો. કાફરોને પોતાની સાથે લાવો છો. એ કાફરોને અમે મસ્જિદમાં આવવાનું ભૂલાવી દઈશું.'

મૌલવીના સમર્થક તરત જ ઉઠીને એક હનુમાનજીનાં મંદિરે પહોંચ્યા અને તેના દરવાજાનાં ઉંબરાની પાસે જ પેશાબ કરવા લાગ્યો. એક હિંદુએ જ્યારે તે નજરેનજર જોયું તો તે તરત ચાર પાંચ માણુસોને લઇને ત્યાં આવી પહોંચ્યો તેને કહ્યું. 'જુઓ, મુસ્લિમો! તમે કેટલું આ સારું કામ કર્યું છે! જો તમારી મસ્જિદની દીવાલની પાસે કોઈ પેશાબ કરે તો તમને ખરાબ નહીં લાગે?"

મુસલમાન : 'જો કોઈ એવું અપવિત્ર કામ કરે તો અમે તેને સારી રીતે પાઠ ભણાવી દઇએ.'

હિન્દુ : તો લો, તમને પણ અમે પાઠ શીખવાડી દઈએ.' (એમ કહીને તે લાકડીઓ લઈને તે મુસ્લિમો ઉપર તૂટી પડયા) શહેરમાં તરત જ આ સમાચાર વીજળીની જેમ ફેલાઈ ગયા. હિંદુઓનું લોહી ઊકળી ગયું, થોડા હિંદુ રાજનેતાઓએ અંતે આગમાં ઘી હોમ્યું. 'મુસલમાનોને જયા જુઓ ત્યાં મારી નાંખો. તે તોફાની લોકો પાસે ખોળીને બદલો લો.' તેમને મજા ચખાડી દો તે હિન્દુઓનાં મંદિરોની સાથે ઝઘડા કરે છે.'

બસ, પછી શું હતું! થોડા કટ્ટર હિન્દુઓ પણ હનુમાનજીનાં મંદિરની આજુબાજુ જે તેલ, ઘી, કપડાં વગેરેની મુસલમાનોની દુકાનનો હતી તેમને લૂંટીને

માલ, નાશ કરીને અને સળગાવી દીધો, બિચારા નિર્દોષ મુસલમાનોએ હાથ જોડીને આજીજી કરી, 'ભાઈઓ! અમે ગરીબોની દુકાનો નુકસાન શા માટે કરો છો? અમે તમારું શું નુકસાન કર્યું છે?'

પરંતુ સામ્પ્રદાયિકતાની રાક્ષસી ભાવના તેના લોહીનાં ભળી ગઈ હતી. સામ્પ્રદાયવાદી અને જાતિવાદી રાજનેતાઓએ તેમનાં કાનમાં એટલું ઝેર ભરી દીધું હતું કે તે વારંવાર સમજાવવાં છતાં પણ ન માન્યાં, કહેવા લાગ્યાં: 'તે દુષ્ટોની સાથે તો એવો વ્યવહાર કરવો જોઈએ. એ તો અમારા જનમો જનમના દુશ્મન છે અમે જેટલી સદ્ભાવના તેની સાથે દેખાડીશું તેટલાં જ અમારા માથા ઉપર ચડશે. અમારી ઉપર ચડી જશે એટલા માટે માટે તેને મારો, કાપો અને તેમની દુકાનો સળગાવી દો.'

બંને બાજુથી સામ્પ્રદાયિક કટ્ટર ધર્માન્ધ લોકો સામ્પ્રદાયિકતાનાં દારૂ પીને મતવાલા બની ગયા. એક બીજાનાં લોહીની હોળી રમવા લાગ્યાં. આવી રીતે બને પક્ષોનાં મોટાં રમખાણો ઉપર જાન માલનો નાશ કરીને બંને સમ્પ્રદાયનાં ધર્મ જાતિવાદી લોકોએ એકબીજાને નરકની ભઠ્ઠીમાં ફેંકી દીધા.

ઉજજવલચંદ્ર નાનપણથી જ ભાનુપુરમાં આવવા-વાળા સાધુ-સંતો, સંન્યાસીઓ, મૌલવીઓ, પંડિતો વગેરેના સત્સંગમાં જતો હતો. ધર્મના સંબંધમાં ઉજજવલ-ચંદ્રની ધારણા એવી બની ગઈ કે જુદા જુદા દેશોમાં જુદી જુદી પ્રકૃતિઓની વ્યક્તિઓમાં માનવતા જગાડવાના હેતુએ જુદા જુદા મહાપુરુષો આવ્યા અને તેમને જુદા જુદા ધર્મોની સ્થાપના કરી. એટલા માટે અમારો ઝઘડો ધર્મો સાથે ન રહેતાં ધર્મના નામથી ચાલતાં પાપો અને અધર્મો સાથે હોવો જોઈએ.'

ઉજજવલચંદ્ર હિંદુ હતો અને શુદ્ધ ધર્મનું આચ-રણ કરતો હતો પરંતુ તે બીજા ધર્મના લોકોની સાથે

પણ મીઠો સંબંધ રાખતો હતો. તેના કારણે ગામમાં એકબીજાના ધર્મના ઉત્સવો તથા પર્વોમાં ઘણુંખરું બધા લોકો ભાગ લેતા હતા, તથા સત્સંગમાં પણ જતા હતા. નવરાત્રિના દિવસોમાં ગામમાં અંબાજીની પૂજા થતી હતી. તેમાં બધા લોકો જતા અને સાત્વિક પ્રસાદ ગ્રહણ કરતા હતા. પંડિત જ્વાલાપ્રસાદ કટ્ટર હિંદુ ધર્મપ્રચારક હતા. એક દિવસ તે ભાનુપુરમાં આવ્યા. દેવીના મંદિરમાં એમનું વ્યાખ્યાન થયું. વ્યાખ્યાનમાં હિંદુઓને તેમણે ભડકાવ્યા : 'મુસલમાનો અને બીજા ધર્મવાળાઓની સાથે સારો વ્યવહાર ન કરો. તે નાસ્તિક છે. પાપી છે. અપવિત્ર છે. તેમને અડવું પણ પાપ છે. તેમના મસ્જિદ-મંદિરમાં જવું પણ પાપ છે, અધર્મ છે.

ઉજ્જવલચંદ્ર અને ગામના વધારે પડતા લોકોને પંડિતજીનું ધર્મઝનૂની વ્યાખ્યાન બહુ જ ખટક્યું. તેમણે વિરોધ કર્યો : 'મહારાજ! તમે આવી વાતોને રહેવા દો. વિવિધ ધર્મવાળાઓને લડાવીને અત્યાર સુધી તમે તમારો સ્વાર્થ સિદ્ધ કર્યો છે. હવે તમારો આ ગંદો પ્રચાર ચાલશે નહીં. આ ગામમાં તો બધા હિંદુ તથા અન્ય ધર્મી લોકો એકબીજાનાં, પર્વો, ઉત્સવો તથા સત્સંગોમાં જાય છે—આવે છે.'

આ સાંભળી પંડિતજી ઘણા જ ગરમ થઈ ગયા અને લોકોને ભડકાવવા લાગ્યા : 'ભાઈઓ! ઘોર કળિયુગ

આવી ગયો છે. આ સુધારકોની વાત સાંભળો નહિ. તેઓ નાસ્તિક થઈ ગયા છે અથવા તો ધર્મ રસાતલમાં જઈ પહોંચ્યો છે.'

આને લઈ ચાર પાંચ વ્યક્તિ ઉત્તેજિત પણ થઈ ગઈ. પરંતુ બહુમતીના લોકોએ વિરોધ કર્યો, 'મહારાજ, તમે અહીંથી જાવ. તમારા સામ્પ્રદાયિકતા ફેલાવવાવાળા પ્રચારની જરૂર નથી.

પંડિતજી નારાજ થઈને ગામમાંથી જવા લાગ્યા. તે વખતે હિંદુ, મુસલમાન, જૈન, આર્યસમાજી વગેરે બધા ધર્મસમ્પ્રદાયોના પ્રમુખ લોકો તેના ચરણોમાં નતમસ્તક થઈ વિનયપૂર્વક સમજાવવા લાગ્યા કે 'પંડિતજી! તમે અમને તમારા સંપ્રદાયથી જુદા ન સમજતા. અમે ભલે જુદા જુદા સંપ્રદાયવાળા છીએ, અને પોતપોતાના ધર્મસંપ્રદાયની ધર્મક્રિયાઓ કરીએ છીએ પરંતુ અમે ધર્મનાં સત્ય, અહિંસા વગેરે મૂળ તત્ત્વોનું પાલન કરીએ છીએ, જેનું આચરણ કરવાની બધા ધર્મોએ પ્રેરણા આપી છે. ત્યારે બતાવો અમે નાસ્તિક, પાખંડી, અધર્મી, કુસંગી તથા અધર્મી કેવી રીતે છીએ.'

વિવિધધર્મી ગ્રામજનોની સરળતા અને નમ્રતા જોઈને પંડિજીનું હૃદય પીગળી ગયું તેમને પોતાની ભૂલનો સ્વીકાર કરતાં કહ્યું : 'હું ધર્માન્ધ બનીને અત્યાર સુધી ધર્મની તથા વિવિધ ધર્મોનાં મૂળ તત્ત્વોની એકતા

સમજ્યો ન હતો પરંતુ તમારા લોકોના સંગથી મારો વિચાર હવે બદલાઈ ગયો છે. હું હવે ક્યારે ય કોઈ ધર્મસંપ્રદાયના અનુયાયી સાથે ઘૃણાથી જોઇશ નહીં. મને સર્વધર્મસમન્વયથી ઉજ્જવલચંદ્રનું ધર્મમય જીવન જોઈને ઘણો જ આનંદ થયો છે. હવે હું દરરોજ સત્સંગ કરીને તેનાથી પોતાની શંકાઓનું સમાધાન પ્રાપ્ત કરીશ.'

આવી રીતે ઉજ્જવલચંદ્રના નિમિત્તથી ધર્મોનાં કારણે થતાં ઝઘડા શાંત થઈ જવાથી આખા ય ગામના સર્વધર્મસમન્વય સ્વર્ગીય સુખ–શાંતિનું મિત્ર બન્યું.

## ૪૭ | ધર્મભ્રષ્ટતાથી નારકીય વાતાવરણ

સ્વામી અદ્વૈતાનંદ જ્યારથી ધર્મગુરુના વેશમાં આવ્યા ત્યારથી તે સ્વચ્છંદ જીવન વીતાવતા હતા. તેમના ગુરુ વેદાન્તાનંદના મૃત્યુને એક જ વર્ષ થયું હતું. અદ્વૈતાનંદ ભણેલા ગણેલા અને વક્તા હતા પ્રતિદિન તેમનું ધાર્મિક વિષયો ઉપર વ્યાખ્યાન એટલું સુંદર અને રોચક હોય છે કે શ્રોતાઓ સાંભળીને ઝૂમી ઊઠતા હતા, સ્ત્રીઓ તો તેમના વ્યાખ્યાનથી એટલી તો પ્રભાવિત થઈ હતી કે તેઓ વ્યાખ્યાનના સમય સિવાય પણ જ્યારે ત્યારે આવતી હતી. સ્વામીજી ભાંગ તો દરરોજ સવારે પીતા હતા. ક્યારેક ક્યારેક દારૂનો પણ સ્વાદ ચાખી લેતા હતા ભોળી નિર્દોષ સ્ત્રીઓ પણ જ્યારે સ્વામીજીને કોઈ પ્રશ્નનો પૂછતી તો સ્વામીજી હસીને કહેતા 'રાતના આ પ્રશ્નનો જવાબ આપીશ.'

સ્વામીજી એક દિવસ દારૂના નશામાં હતા. કેટલીક સ્ત્રીઓ આવી. તેમને પગે લાગી. સ્વામીજીએ તેમની પીઠ ઉપર હાથ રાખીને તેમને આશીર્વાદ આપ્યા. સ્ત્રીઓ ભક્તિવશ થઈને તેમના હાથપગ દબાવતી તો તેઓ ઘણીવાર વિકારવશ થઈને તેમનાં કોમલાંગોને સ્પર્શ પણ કરી લેતા હતા, ભોળી સ્ત્રીઓ તેઓનો આશીર્વાદ સમજી સ્વીકાર કરી લેતી.

એક દિવસ એક યુવતી સ્વામીજી પાસે સંતાન-પ્રાપ્તિના આશીર્વાદ લેવા આવી.સ્વામીજીએ તેને એકાંતમાં લઈ જઈને ગુરુમંત્ર આપવાનું કહ્યું. બિચારી સ્ત્રી એક રૂમમાં ચાલી ગઈ. સ્વામીજીએ તે દિવસે નશો વધારે પ્રમાણમાં કર્યો હતો એટલા માટે તે મહિલાને મંત્ર આપવાને બહાને સુવડાવી દીધી અને તેને કહી દીધું : 'મંત્રજાપના સમયમાં જે કંઈ કરું તે કરવા દેવું. જરા પણ તું બોલી કે બૂમ પાડી તો મંત્ર સિદ્ધ નહીં થાય. તું નિઃસંતાન રહી જઈશ અને પછી તે તેની સાથે અનીતિ કરવા લાગ્યા. પછી તો તે સ્ત્રીને પણ ચસ્કો લાગી ગયો. તે પણ જ્યારે ત્યારે આવી સ્વામીજીની ધર્મભ્રષ્ટતાને પોતાના માટે વરદાન સમજી તેનો સ્વીકાર કરી લેતી. એવી રીતે સ્વામીજીએ અનેક યુવતીઓને ભ્રષ્ટ કરી.

એક દિવસ એક યુવતીને ગર્ભ રહી ગયો. હવે શું થાય ? તેની સાસુએ એક દિવસ તેને પૂછયું : 'જાણવા

મળે છે કે તું કોઈ ને કોઈની સાથે ભ્રષ્ટ થઈ ગઈ છો. સાચેસાચું બતાવ નહીંતર સમાજમાં અમારી આબરૂ ધૂળ ભેગી થઈ જશે.'

તેણે આવીને સ્વામીજીને બધી વાત કરી. સ્વામીજી પણ બધી વાતે પહોંચેલા હતા. એટલે તેમણે તેને ગર્ભ પાડી દેવાની દવા આપી દીધી અને તેનો અધૂરો ગર્ભ પાડી નાખ્યો તે કોમલાંગ દેહપિંડને એક ખાડામાં નાંખીને ઉપર માટી નાંખી દીધી અને દબાવી દીધો. તેની સાથે જ ગર્ભની વાત પણ દબાઈ ગઈ. સોહાગણોને ગર્ભ રહી જવાનો કોઈ પ્રશ્ન જ ન હતો. પરંતુ સંતાન થઈ ગયા પછી તે અને તેના પતિદેવ સ્વામીજીને ભેટ આપતા. આવી રીતે સ્વામી અદ્વૈતાનંદ ધર્મની ઓટમાં પોતાનો અર્થ અને કામ પુરુષાર્થ સિદ્ધ કરતા રહેતા હતા.

ઘણા લોકો સ્વામીજી પાસે સટ્ટાનો આંક પૂછવા આવતા હતા તેના ઉપર પણ સ્વામીજીની કૃપા થતી અને જેનું કાર્ય સિદ્ધ થઈ જાય તેઓ તેમને પણ મોટી ભેટ આપતા તેની પત્ની પણ સ્વામીજીની કૃપાદૃષ્ટિ પ્રાપ્ત કરવાને માટે સેવા કરતી હતી.

સ્વામીજીના વ્યાખ્યાનમાં થોડા જુવાન છોકરાઓ પણ આવતા હતા. થોડા જુવાનોને સ્વામીજીની ધર્મ-ભ્રષ્ટતાની ખબર પડી ગઈ. સ્વામીજી કોઈ પણ પુરુષને પોતાની અનીતિનો શક પણ પડવા દેતા નં હતા. પરંતુ

જુવાનોએ સાચી વાતની ખબર કાઢવાનો નિર્ણય કર્યો. એક દિવસ એક છોકરો સ્ત્રીના પોષાકમાં સ્વામીજીની પાસે પહોંચ્યો. પાંચ છ સ્ત્રીઓને પગ દબાવતાં જોઈ તે પણ તેમના પગ દબાવવા લાગ્યો. જ્યારે તેમણે સ્વામીજી પાસે સંતાન માટે મંત્ર આપવાની પ્રાર્થના કરી ત્યારે દારૂના નશામાં ચકચૂર સ્વામીજી તેને પોતાના પ્રાઇવેટ રૂમમાં લઈ ગયા અને તેની સાથે....પરંતુ આ શું ? છોકરાએ સ્વામીજીને પછાડી દીધા અને થપ્પડ અને ગડદાપાટુથી તેમની ખૂબ પૂજા કરી. પછી તેણે શોર મચાવ્યો અને બહાર નીકળી ગયો. ભ્રષ્ટ સ્ત્રીઓ તો શોર સાંભળતાં જ ગભરાઈ ગઈ. સ્વામીજીએ સવારમાં પોતાના સ્વાર્થી ભક્તોને કહ્યું : ‘રાતે એક ચોર આવ્યો હતો તેણે મને બહુ માર્યો અને થોડા રૂપિયા લઈને ભાગી ગયો.’

યુવકોએ પોતાની ટોળીના સાથીઓની સામે બધું રહસ્ય ખોલ્યું. થોડા યુવકોએ રુદ્રપુરના બધા હિન્દુઓની એક મિટિંગ બોલાવી અને તેમાં અદ્વૈતાનંદનાં કાળાં કરતૂતોને ઉઘાડા પાડયાં. ધર્માન્ધ વ્યક્તિઓએ ઊભા થઇને તેનો વિરોધ કર્યો, ‘તમારી બુદ્ધિ મારી ગઈ છે ! આટલું સરસ રસપ્રદ વ્યાખ્યાન આપવાવાળા સંત ભલા ધર્મભ્રષ્ટ હોઈ શકે ? સ્વામીજી ઉપર ખોટા આરોપ ન મૂકો.’

યુવક : ‘અમે સ્વામીજીની ધર્મભ્રષ્ટતા અમારી પોતાની આંખોથી જોઈ ચૂકયા છીએ કાનોથી સાંભળી ચૂકયા છીએ.

ધર્મગુરુના વેષમાં તે મદ્યપાન, વ્યભિચાર, અર્થસંગ્રહ ઠગાઈ વગેરે કેટલાંય પાપ કરે છે. કાં તો તેમને કાઢી મૂકો અને ફરેબ...અને તેમનો પોષાક છીનવી લો નહીં તો અમે તેને બરાબર કરી દઈશું.

આ ઉપર સ્વામીજીના સ્વાર્થી અંધભક્ત એકદમ ઊકળી ઊઠયાં— 'ખબરદાર, સ્વામીજીને હાથ લગાડયા તો ! આવા પવિત્ર સાચા સંત ઉપર આવી રીતે ખોટો આરોપ મૂકવો બરાબર નથી. અમે તેને બિલકુલ સહન નહીં કરીએ.'

તે સભામાં જ બે પક્ષ થઈ ગયા. સ્વાર્થાંધ અને ગંજેરી–ભંગેરી લોકો સ્વામીજીના પક્ષમાં આવીને મારા-મારી કરવા તૈયાર થઈ ગયા. બીજી બાજુ વિરોધી લોકો સ્વામીજીનાં કુકૃત્યોનાં રહસ્ય ખુલ્લાં કરવા લાગ્યા. ઘણુા વાદવિવાદ પછી બંને પક્ષના લોકોની લડાઈ જામી. અત્યાર સુધી શરમિંદા થઈને ચૂપચાપ બેઠેલા સ્વામીજી લોકોને ઉશ્કેરવા લાગ્યા: 'માથાં ફોડી નાંખો આ બદમાશોનાં. તે મને બદનામ કરીને આશ્રમની સંપત્તિ અને જમીનજાયદાદ ઉપર કબજો કરવા માગે છે.'

એટલે સ્વામીજીના પક્ષપાતી લોકોએ ધર્મસેવા અને ગુરુભક્તિના નશામાં તેમનાં પાપોનો ભંડો ફોડવા-વાળા યુવાનો અને વૃદ્ધો ઉપર ભયંકર પ્રહાર કર્યા. યુવકોએ હિંમતથી તેનો સામનો કર્યો. બંને બાજુના લોકોની લાસો

પડી ગઈ. આશ્રમ ધર્મસ્થાનના બદલે વંધસ્થાન બની ગયું. પોલીસનો કાફલો ઘટનાસ્થળે પહોંચી ગયો અને બંને પક્ષના લોકોને તથા સ્વામીજીને પકડીને લઈ ગયા.

એ સ્વામીજીની સાથે મોજશોખ માણતી સ્ત્રીઓ ખોટી સાક્ષી આપવા લાગી. થોડી વિદ્રોહી યુવતીઓએ જે પહેલાં પણ સ્વામીજીના અનાચારની શિકારના બની ન હતી તે તેમના વિરુદ્ધ સાક્ષી આપવા લાગી.

આવી રીતે સ્વામીજીનાં ગુપ્ત પાપોનો ભંડો ફોડી નાખ્યો તથા તેના કારણે ધાર્મિક જગતમાં સાચી ધર્મશ્રદ્ધાનો નાશ થવાથી અને ધર્મભ્રષ્ટતાના ફેલાવાથી નારકીય વાતાવરણનું સર્જન થયું.

શિવરામને પોતાની ૨૨ વર્ષની કન્યાનાં લગનની ચિંતા રાત-દિવસ સતાવતી હતી. એટલે તેણે રૂપિયા ૬૫ની માસિકની નોકરી ઉપરાંત ત્રણ વર્ષ સુધી રાતે રાતે એક વેપારીને ત્યાં હિસાબ-કિતાબનું કામ કર્યું. જેથી તેણે ખર્ચ ઉપરાંત પંદરસો રૂપિયા પોતાની છોકરીના લગ્ન માટે બચાવ્યા.

શિવરામનાં ગરીબ અને ઇમાનદાર પાડોશી ધનીસિંહ ઉપર ગામના એક દુરાચારીએ તેને જેલ મોકલીને તેની રૂપવતી પત્નીની સાથે દુરાચાર કરવાની નિયતથી ષડયંત્ર રચી બારસો રૂપિયાનો ખોટો દંડ કરાવ્યો. જો તે ન આપી શકે તો ત્રણસો રૂપિયા દંડ અને છ મહિનાની જેલની સજાનો હુકમ કરાવ્યો. ગરીબ ધનીસિંહની સુશીલ

પત્ની પતિના વિરોધી ષડયંત્ર અને સજાની વાત સાંભળીને ગભરાઈ ગઈ. રોતી રોતી તે પોતાની પાડોશણ શિવરામની ધર્મનિષ્ઠ પત્ની ચાંદનીની પાસે આવી અને તેને પોતાની આપવીતી સંભળાવી. તે સાંભળીને ચાંદનીનું હૃદય પીગળી ગયું. તેણે પોતાના પતિ શિવરામને કહ્યું, 'તમે જે ૧૫૦૦ રૂપિયા બચાવ્યા છે, તેને આપણા નેક પાડોશી ધનીસિંહને આપીને એને આ આપત્તિમાંથી બચાવી લો. આપણી દીકરીના લગનની તો હજુ વાર છે. ત્યાં સુધી ભગવાનની કૃપાથી કોઈ વ્યવસ્થા થઈ જશે.'

શિવરામ: 'તારો વિચાર ઘણો સારો છે. હું આજે જ ધનીસિંહને રૂપિયા આપી આવું છું.'

ચાંદનીએ ધનીસિંહની પત્નીને આશ્વાસન આપીને મોકલી. થોડી વારક પછી જ શિવરામ પંદરસો રૂપિયા લઈને ધનીસિંહને ત્યાં કહેવા લાગ્યો. 'લો ભાઈ, ધનીસિંહ આ પંદરસો રૂપિયા. એનાથી તમે જઈને પોતાની ઉપર આવી પડેલા સંકટને દૂર કરો. મને પોતાના ધર્મ ઉપર નિષ્ઠા છે કે તમને આપેલા રૂપિયા ક્યાંય નહીં જાય.'

ધનીસિંહ: 'ભાઈ! મને સંકોચ થાય છે લેતાં. આ રૂપિયા હું પાછા શી રીતે આપી શકીશ? અને વળી તમારી કન્યાનાં પણ લગ્ન નજીક આવ્યાં છે.'

શિવરામ : ' મારી કન્યાની ચિંતા ન કરો. તમારી વિપત્તિની મને ઘણી ચિંતા છે. તેને દૂર કરી અને મારી ચિંતાને દૂર કરો.'

ધનીસિંહે તે રૂપિયા લઈ લીધા અને અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપ્યા : ' ભાઈ, તમે મને દુઃખના સમયે સહાયતા કરીને ઉગાર્યો છે. તમારી કન્યાનાં લગ્ન સુખરૂપ થઈ જાય, તે જ મારી શુભભાવના છે.'

શિવરામે તે રૂપિયા કોટમાં ભરી દીધા. બદમાશની ખરાબ નિયત સફળ ન થઈ. આ બાજુ એક મહિનાની અંદર જ શિવરામને પોતાના ખરીદેલા શેરોના બે હજાર રૂપિયા મળી ગયા. શિવરામની કન્યાનાં લગ્ન નિશ્ચિત તિથિ ઉપર જ થઈ ગયાં. ધનીસિંહે પણ એક વર્ષની અંદર જ બચત કરીને શિવરામને રૂપિયા પંદરસો ચૂકવી દીધા.

તેના થોડા દિવસો પછી શિવરામ પોતાના ગામ નારાયણપુરથી સાઇકલ ઉપર જતો હતો કે અચાનક પ્લાસ્ટિકની એક હેન્ડબેગ રસ્તામાં પડેલી જોઈ. મનોમન વિચાર્યું કે ' કોઈની બેગ અહીંયાં રસ્તામાં પડી ગઈ છે; પરંતુ આ નિર્જન જંગલના રસ્તામાં જો કોઈ બીજાના હાથમાં જતી રહી તો બિચારા માલિકને નહીં મળે એટલે હું તેના અસલી માલિકને શોધીને આપી દઉં તો કેટલું સારું થાય.' આવી ધર્મભાવનાથી પ્રેરાઈને શિવરામે તે બેગ સાઇકલના હેંડલમાં ભરાવી દીધી અને વિચાર કરતાં-

કરતાં ત્યાંથી માત્ર ફર્લાંગ દોઢ ફર્લાંગ આગળ ગયો હશે કે બે સજ્જનો ૬૫ માઈલની ઝડપે મોટર સાઇકલ દોડાવતા ત્યાં આવી પહોંચ્યા. તેમણે શિવરામની સાઇકલ પર બેગ ટાંગેલી જોઈ, તો તેમના જીવમાં જીવ આવ્યો અને તરત જ બ્રેક મારીને મોટર સાઇકલ રોકી. ધર્મનિષ્ઠ શિવરામને મનમાં કોઈ ભય ન હતો. તે પણ પોતાની સાઇકલ ઉપરથી ઊતરીને તે બંનેની સામે આવી ઊભો રહ્યો. તેઓએ પૂછયું: 'તમારી સાઇકલ ઉપર જે બેગ ટાંગેલી છે તે તેમને કયાંથી મળી?'

શિવરામ (નિર્ભયતાથી): 'અહીંયાં થોડે દૂર રસ્તા ઉપરથી!'

મોટર સાયકલવાળા: 'આ બેગ અમારી છે. નોકરની બેદરકારીથી આ બેગ, ઝડપે જતી મોટરસાઇકલ ઉપરથી અચાનક જ પડી ગઈ હતી. ઘણે દૂર ગયા પછી અમને ખબર પડી કે બેગ નથી. ત્યાંથી જ અમે પાછા પગે ઘણી જ ઝડપથી મોટર સાઇકલ દોડાવતા અહીંયાં આવી પહોંચ્યા છીએ.'

શિવરામ: 'જો ખરેખર આ બેગ તમારી છે તો લઈ લો અને તમારી વસ્તુઓ સંભાળી લો.'

બંને આગંતુકોએ બેગને ત્યાં જ ખોલી અને નોટોનું બંડલ ગણ્યું, તો પૂરા ૪૮ હજાર રૂપિયા હતા. બંનેના ચહેરા ઉપર આનંદ છવાઈ ગયો. તેમણે શિવરામનું

નામ-સરનામું વગેરે જાણી લીધું. ત્યારે શિવરામે પણ પૂછ્યું : 'તમે કોણ છો ? ક્યાં રહો છો ? મને ઘણો જ આનંદ થયો કે તમારી વસ્તુ તમને જ મળી ગઈ. એ વિચારથી મેં આ બેગને રસ્તા ઉપરથી લીધી હતી.'

આગંતુકોએ પોતાનાં નામ સરદારસિંહ અને મહેન્દ્રસિંહ બતાવ્યાં અને કહ્યું- 'અમે જંગલના કોન્ટ્રાક્ટર છીએ. તમે અમારા ઉપર બહુ મોટો ઉપકાર કર્યો છે. અમારા દિલમાં બેગ ખોવાયાથી આગ લાગેલી હતી તેને તમે બુઝાવી દીધી. નહીંતર અમે વગર મોતે મરી ગયા હોત. તમારા આ ઉપકારને માટે લો સો-સોની ત્રણ નોટ.'

શિવરામ : 'નહીં માફ કરો. મેં તો મારું કર્તવ્ય-બજાવ્યું છે, ઉપકાર નહીં. હું એને નહીં લઉં.

સરદારજીએ ઘણો આગ્રહ કર્યો પરંતુ જ્યારે શિવરામે તે ન લીધા ત્યારે જબરજસ્તીથી તેના ખિસ્સામાં મૂકી દીધા. પરંતુ શિવરામે તરત જ તે નોટો ખિસ્સામાંથી કાઢીને તેમને પાછી સોંપી દીધી. પછી તેમણે સારી ઘડિયાળ અથવા ટ્રાંઝિસ્ટર લઈ લેવાનો આગ્રહ કર્યો. પરંતુ શિવરામ કંઈ પણ લેવાનુ ના પાડી તરત જ ત્યાંથી ચાલી નીકળ્યો.

શિવરામની ધર્મનિષ્ઠાની એક બીજી કસોટી થઈ. તે વખતે શિવરામની ઉંમર લગભગ ૩૫ વર્ષની હશે.

તેની ધર્મપત્ની ચાંદની પોતાના ભત્રીજાના લગ્નમાં છોકરાની સાથે દૂરના પોતાને પિયર ગઈ હતી. છોકરી પોતાને સાસરે હતી. શિવરામને માટે ખાવાનું બનાવવા પાડોશની એક ત્રીસ વર્ષની બાળવિધવા બ્રાહ્મણી આવતી હતી. બ્રાહ્મણી પણ સ્વસ્થ, સુંદર અને ચતુર હતી. શિવરામ પરસ્ત્રીને માતા–બહેનની સમાન સમજતો હતો એટલા માટે તેના તરફ ક્યારેય આંખ ઊંચી કરીને જોતો પણ ન હતો. પરંતુ વિધવા બ્રાહ્મણી સ્વસ્થ સુંદર શિવરામને જોઈને મોહિત થઈ ગઈ. પોતાનાં અંગો ઉપરથી સાડીનો પાલવ ખસેડી અંગપ્રદર્શન તથા હાવભાવ કરવા લાગી. એક દિવસ તો તેને શિવરામ પાસે સીધી જ સહવાસની પ્રાર્થના કરી : 'શિવરામજી ! આમ ક્યાં સુધી એકલા એકલા સૂઈ જશો ? તમારી પત્નીને ગયે એક મહિના ઉપર થઈ ગયું છે. કોઈ ઇચ્છાને તૃપ્ત કરવી તે ખરાબ નથી.'

શિવરામ : 'બહેન ! હવેથી ક્યારેય આવી વાત બોલશો નહિ. હું આ વાત કોઈનેય કહીશ તો નહીં; પરંતુ તમારા એક ભાઈના સંબંધે હું તમને નમ્ર સલાહ આપુ છું કે તમને અચાનક જ વૈધવ્ય પ્રાપ્ત થયું છે, તેને વિધવા, અનાથ તથા અસહાય બહેનોની સેવામાં લગાડીને પરમાત્માની સાચી ભક્તિમાં જીવન અર્પણ કરીને સફળ બનાવો. વિકારને મટાડવાને માટે તપસ્યા કરો.'

વિધવા બ્રાહ્મણીની આંખોમાં આંસુ વહેવા લાગ્યાં. તેણે શિવરામના પગમાં પડીને ક્ષમા માગી અને તેમની ધર્મનિષ્ઠાની ભારે પ્રશંસા કરીને ભવિષ્યમાં પવિત્રતાપૂર્વક જીવન વિતાવવાનું વચન આપ્યું.

શિવરામની ધર્મનિષ્ઠાના કારણે તેને ક્યારેય બીમારી ન આવી. ક્યારેય કોઈ સંકટ ન આવી પડ્યું અને કોઈ છોકરાં પણ ન બગડ્યાં.

એક દિવસ રાતના ૮૫ વર્ષના વૃદ્ધ શિવરામ પથારી ઉપર સૂતો હતો. અચાનક છાતીમાં હળવું દર્દ થયું અને બીજી જ ક્ષણે તેના પ્રાણપંખેરુ સ્વર્ગના બાજુ પ્રયાણ કરી ગયા. શિવરામની ધર્મનિષ્ઠા તેના જીવનમાં સ્વર્ગની દૂતી બનીને સ્થિર થઈ ગઈ.

## ૪૯

## અંધવિશ્વાસ: નારકીય જીવન

સ્વામી રૌદ્રાનંદ શુદ્ધ ધર્માચરણનો અથવા ચરિત્રનો ચમત્કાર ન બતાવી લોકોને યંત્ર, મંત્ર, તંત્ર, તાવીજ વગેરે અંધવિશ્વાસના ચક્કરમાં ફસાવતા હતા. આથી રુદ્રપુરના તેના આશ્રમમાં સાંસારિક સ્વાર્થી નર-નારીઓની લાઈનો થતી રહેતી હતી. આવનારા લોકોને તે ગુરુમંત્ર આપીને પોતાનો મહત્ત્વ તો વધારતા જ હતા પરંતુ શુદ્ધ ધર્મ-અહિંસા સત્ય, ન્યાય, નીતિ, કરુણા, ક્ષમા વગેરે ગુણોનો મંત્ર આપતા ન હતા. આવી રીતે છીંક, અંગસ્ફુરણ, નિમિત્ત જ્યોતિષ, સામુદ્રિક શાસ્ત્ર વગેરેના અંધવિશ્વાસને પણ ફેલાવી અને ખોટી ભવિષ્યવાણી કરીને આગંતુકોના મનમાં ડર બેસાડી દેતો હતો. જેને વશ થઈને લોકો હજારો રૂપિયાની ભેટ ચઢાવતા હતા. કોઈને કેસમાં જીતવું હોય અથવા

જુગાર સટ્ટા વગેરેમાં પૂછવું હોય, કોઈને કોઈ પણ રીતે ધનપ્રાપ્તિની લાલસા હોય અથવા પોતાની દુકાન અથવા કારખાનાને ચલાવવાની ઇચ્છા હોય, તે સીધા રૌદ્રાનંદજીની પાસે પહોંચી જતા. કેટલીક સ્ત્રીઓ તથા પુરુષો વશીકરણ મંત્ર માટે, કેટલાક લોકો શત્રુના મારણ, મોહન, ઉચ્ચાટન વગેરે મંત્રપ્રયોગના માટે તથા કેટલીક સ્ત્રીઓ ભૂત–પ્રેત વગેરે કાઢવાને માટે પણ સ્વામીજીની શરણે આવતી હતી. આવી રીતે શુદ્ધ ધર્મના બદલે પાપ અને અધર્મના પ્રત્યે તેઓ શ્રદ્ધા દૃઢ કરતા હતા. સ્વામીજી આગન્તુકોને ભય દેખાડીને અથવા વધારે પડતો ભરોસો આપીને તેમની પાસેથી ઘણા પૈસા મેળવતા હતા. આના સિવાય પણ તે પોતાના પ્રત્યેક ભક્ત પાસેથી દર વર્ષે ભેટ લેતા હતા. અંધવિશ્વાસમાં ફસાઈને લોકો પોતાના જીવનમાં કોઈ ત્યાગ, તપ તથા સાત્વિક ધર્માનુષ્ઠાન કરતાં ન હતા. માત્ર રૌદ્રાનંદજીને ખુશ કરવાની કોશિશ કરતા હતાં.

રૌદ્રાનંદજી પરમાત્માની ઉપાસનાથી લોકોને હટાવીને દારૂ તથા મરઘાં, બકરાં, ભેંસ વગેરેનું બલિદાનવાળાં દેવ–દેવીઓની ઉપાસનાની બાજુ પ્રેરતા હતા. પોતે પણ ગાંજો, ભાંગ, દારૂ, માંસ વગેરેનું સેવન કરતા હતા, એટલા માટે, નિઃસ્પૃહી, ત્યાગી ધર્મગુરુઓના બદલે તે પોતાના જેવા ઢોંગી અને દુર્વ્યસની સાધુઓને જ ધર્મગુરુ માનવા ઉપર ભાર દેતા હતા.

કેટલીક વાર રૌદ્રાનન્દજીની બાજી ઊંધી પડી જતી હતી ત્યારે અંધશ્રદ્ધાળુ વ્યક્તિ તેની પાસે આવીને ઝઘડો કરતી ગાળો પણ દેતી અને ઘણી વખત તો અસફલ લોકો થપ્પડ અને ગડદાપાટુ મારીને પણ સ્વામીજીની પૂજા કરી જતા હતા.

એક દિવસ એક ચોર તેમના ચરણોમાં ભેટ લઈને આવ્યો. આવતાં જ તેણે દંડવત્ પ્રણામ કર્યાં. સ્વામીજી કંઈક ક્રિયા કરી રહ્યા હતા. ચોરને તેમણે એક ઇશારાથી એક બાજુ બોલાવ્યો અને આવવાનું કારણ પૂછયું તો તેણે કહ્યું: 'મહારાજ! તમારી કૃપા થઈ જાય તો મારું કામ સફળ થઈ જાય.' સ્વામીજીએ ચોરને એક મંત્ર અને અદૃશ્ય થવાનું એક કાજલ આપ્યું. ચોરને કહ્યું: 'સંકલ્પ કરો કે હું અડધો માલ આશ્રમને સમર્પણ કરીશ.'

ચોર સંકલ્પ કરીને જતો રહ્યો. સંયોગવશ ચોર ચોરી કરતાં પકડાઈ ગયો. તેને બહુ જ માર પડયો, કંઈક થોડી પાછળની ચોરીઓનો ભેદ પણ ખૂલી ગયો. એથી ચોરને ભારે સજા થઈ.'

સજા પૂરી થતાં તે ચોર રૌદ્રાનંદના આશ્રમમાં અડધી રાતે આવ્યો અને સ્વામીજીને ધડાધડ મારવા લાગ્યો.

એક દિવસ એક નિઃસંતાન મહિલા પોતાના પતિની સાથે સ્વામીજીને ત્યાં આવી તેણે રોતાં રોતાં કહ્યું:

'સ્વામીજી! તમે ધર્માવતાર છો. તમારું નામ સાંભળીને હું અહીંયાં આવી છું. મારા ઉપર કૃપા કરો. મારા ઘરમાં કોઈ પ્રકારની કમી નથી પરંતુ કોઈ કુળદીપક નથી જેના કારણે મારી જિંદગી નિષ્ફળ થઈ છે. તમારી કૃપા થઈ જાય તો હું આ દુઃખથી મુક્ત થઈ જાઉં.'

સ્વામીજી : 'તારે પુત્ર થાય તો શું ભેટ આપીશ ?'

મહિલા : તમારી જે આજ્ઞા થશે તે ભેટ આપીશ.'

સ્વામીજી : 'તારી ઉંમર લગભગ ૨૫ વર્ષની છે. એટલા માટે ઓછામાં ઓછા ૨૫ હજાર રૂપિયા તો ભેટ આપીશને ?'

આ સાંભળતાં જ મહિલાનો પતિ બોલી ઊઠયો : 'સ્વામીજી ! એટલી તો અમારી શક્તિ નથી, છતાં પણ પુત્ર થશે તો અમે તમને પ્રસન્ન તો કરીશું.'

સ્વામીજી : 'જુઓ, જે મેલી વિદ્યા અમે કરીએ તેમાં પણ ઓછામાં ઓછા ત્રણ હજારનો ખર્ચ છે. થોડા મેલી વિદ્યા કરવાવાળાને પણ અમારે ભેટ દેવી પડશે એટલા માટે આમાં તો ઓછાથી કાર્ય નહીં થાય.'

મહિલા : 'તમે બતાવો તો ખરા, અમારે શું કરવાનું છે ?'

સ્વામીજી : (એકાંતમાં લઈ જઈને) લો, સાંભળો હું એક ટુચકો બતાવું છું. તેનાથી અવશ્ય પુત્ર થઈ જશે. કોઈ નાના છોકરાને ફોસલાવીને આશ્રમમાં લઈ

આવે. કાળી માતાને તેની બલિ ચઢાવવામાં આવશે અને તેના લોહીથી તમારે સ્નાન કરવું પડશે. આ સંતાન-પ્રાપ્તિનો મેલી વિદ્યાનો અચૂક પ્રયોગ છે.

મહિલા : (કાંપતી કાંપતી) સ્વામીજી ! અમે વૈષ્ણવ છીએ. અમારાથી બાળકને મારવાનું કામ કેવી રીતે થઈ શકે ?'

સ્વામીજી : 'શું તમારાથી કોઈ છોકરાને અહીંયાં લાવવાનું કામ થઈ નહિ શકે. તેને મારીને બલિ આપવાનું કામ તથા બીજાં બધાં કાર્યો અમે કરી લઈશું.'

મહિલા : 'તમે ધર્મગુરુ થઈને બાલહત્યાનું કામ કરશો ?'

સ્વામીજી : 'અમે અમારા માટે થોડા કરીએ છીએ. પરોપકારના માટે આમ કરવામાં કોઈ પાપ નથી અને વળી અમે તો દેવીને બલિ ચઢાવી દઈશું જેથી તેની સદ્ગતિ પણ થઈ જશે, અને તમારું કાર્ય પણ થઈ જશે.'

મહિલા : 'સ્વામીજી ! મારું મન કોઈ બાળકની હત્યાનું નામ સાંભળતાં જ કાંપી ઊઠે છે. હું તેને મારતા જોઈ નહીં શકું'.

સ્વામીજી : 'તું ઘણી ડરપોક છે. અમે તારી સામે બાળકને મારીશું નહીં. અમે એવો ઉપાય કરીશું જેથી તું તેના રડવા ચિલ્લાવાનો અવાજ પણ નહીં

સાંભળી શકે, પરંતુ મનને તારે એટલું કઠણ તો બનાવવું પડશે. નહીં તો તારી સંતાનેચ્છા પૂરી નહીં થઈ શકે.'

મહિલા અહિંસક હતી છતાં પણ તે પોતાના સ્વાર્થમાં આંધળી બનીને ત્રણ હજાર રૂપિયા આવી હિંસક કામના માટે તેમને આપી ગઈ.

એક દિવસ તેના પતિ એક મેળામાં ગયા. ત્યાંથી એક નાના બાળકને ફોસલાવીને રૌદ્રાનંદજીના આશ્રમમાં લઈ આવ્યો. સ્વામીજીએ બાળકને જોઈને ખુશી પ્રગટ કરી અને અમાસને દિવસે બલિ આપવાનું અને તેના લોહીથી મહિલાને સ્નાન કરવાનું મુહૂર્ત આપ્યું. અમાસને દિવસે રૌદ્રાનંદે રાત્રે સૂતેલા છોકરાનું ગળું દબાવી નાંખ્યું અને પછી છરીથી તેના ટુકડે ટુકડા કરી નાખ્યા જે લોહીની ધાર થઈ તેને એક મોટા પ્યાલામાં એકઠું કરીને તેને મહિલાને આપી દીધું અને તેણે એક રૂમમાં નિર્વસ્ત્ર થઈને તે લોહીથી સ્નાન કરવાનું કહ્યું. ભોળી મહિલાએ બહુ ખચકાટથી તે પ્યાલો લીધો અને એક રૂમમાં તે લોહીથી સ્નાન કરવા લાગી. રૌદ્રાનંદ પણ તે રૂમની બહાર જ જોર જોરથી મંત્રજાપ કરવા લાગ્યા.

પેલી બાજુ મૃત્યુ પામેલા બાળકના પિતાએ તેના ગુમ થવાની ફરિયાદ પોલીસ સ્ટેશનમાં લખાવી દીધી હતી. પોલીસ ચોકસાઈથી તેની તપાસ કરી હતી. પોલીસને ક્યાંકથી રૌદ્રાનંદના આશ્રમની હવા મળતાં જ તે ઘટના સ્થળે પહોંચી ગઈ. પોલીસે આશ્રમના એક

એક રૂમની ખોજ કરવા માંડી. જે રૂમમાં મહિલા સ્નાન કરી રહી હતી. તેને ન ખોલવા દેતાં પોલીસને વધારે શંકા ઉત્પન્ન થઈ તેમણે રૌદ્રાનંદને પકડી લીધો તથા તે રૂમ ખોલાવ્યો જ્યાં લોહી પડેલું હતું તે જોઇને તે મહિલાને પણ પકડી લીધી. તેનો પતિ આ જોઈને ભાગવા લાગ્યો. પરંતુ પોલીસે દોડીને તેને તથા આશ્રમ-વાસીઓને પકડી લીધા. તેના ઉપર કેસ ચાલ્યો અને રૌદ્રાનંદજીને ફાંસીની તથા તે મહિલા તથા તેના પતિને જન્મટીપની સજા મળી.

આવી રીતે ધર્મગુરુના વેષમાં અંધવિશ્વાસ ફેલાવીને લોકોને ભ્રષ્ટ કરવાવાળા રૌદ્રાનંદે પોતે જ નારકીય જીવન વીતાવ્યું. સંપર્કમાં આવનારાવાળા લોકોમાં પણ અંધવિશ્વાસની આગ ફેલાવી તેને પણ જીવતા જ નારકીય જીવનમાં ધકેલી દીધાં.

## ૫૦

## આત્મા-પરમાત્મા ઉપર વિશ્વાસ : સ્વર્ગનો દિવ્ય પ્રકાશ

ગંગારામ તેલીને પરમાત્મા ઉપર અતૂટ વિશ્વાસ હતો. તે ભગવાનનું નામ લઈને પ્રત્યેક કાર્યની શરૂઆત કરતો હતો. ખેગપુરમાં તેને બધા બુધ્ધુ અને પાગલ કહેતા. પરંતુ તે નીતિ, ન્યાય, ધર્મ અને નિયમનો પાકો હતો.

એક વખત ગામમાં એક પવિત્ર જૈન સાધુ આવ્યા. દરરોજ તેમનું સુંદર પ્રવચન થતું હતું. ગંગારામ પણ હમેશાં બરાબર સમયે પ્રવચનમાં પહોંચી જતો હતો. પરમાત્મા અને આત્મા પ્રત્યે વિશ્વાસ ઉપર પ્રવચન કરતાં એક દિવસ તેમણે કહ્યું– 'પરમ આત્મા જ પરમાત્મા હોય છે. તે રાગ અને દ્વેષના અથવા તો સર્વથા ત્યાગી વીતરાગ

હોય છે અથવા વીતરાગતાના પરમ સાધક હોય છે. તે કંચન, કામિની, દુર્વ્યસન, જમીન, જાયદાદ ઉપરના મમત્વથી હમેશાં દૂર રહે છે. તેનું જીવન નિઃસ્પૃહ, શાંત, ધર્મનાં અંગોથી ઓતપ્રોત, ક્ષમા, દયા, સમતા વગેરે ગુણોથી યુક્ત હોય છે. આવા પરમ આત્મા પરમેષ્ઠી કહેવાય છે. અને તે પાંચ હોય છે: અર્હન્ત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સ્વને પરનું કલ્યાણ કરનારા બધા સાધુ તેમનું દરરોજ સવારમાં નામ જપવાથી, તેમના ગુણોનું સ્મરણ કરવાથી અને તેમના દ્વારા બતાવેલા ધર્મનાં તત્ત્વોનું પાલન કરવાથી વ્યક્તિનું જીવન તો સર્વાંગ સફળ અને પવિત્ર બને છે. પરંતુ તેના સંપર્કમાં આવવાવાળી વ્યક્તિ પણ ધન્ય થઈ જાય છે. તેનાં બધા કાર્યો પોતાની મેળે જ થતાં જાય છે. જ્યારે તેને આ પરમ આત્માઓ તથા પોતાના ઉપર વધારે વિશ્વાસ થઈ જાય છે, ત્યારે તે કોઈપણ પરિસ્થિતિમાં નિરાશ થતો નથી.

ગંગારામના સરળ હૃદયમાં જૈન મુનિનો આ ઉપદેશ સીધો ઊતરી ગયો. તેણે પ્રવચન પછી મુનિવર પાસે નિયમ લઈ લીધો કે તે દરરોજ એક સામાયિકની સાધના જરૂર કરશે અને પંચપરમેષ્ઠી મંત્રની પાંચ માળાઓનો જાપ પણ કરશે. સાથે જ તેણે પંચપરમેષ્ઠીનાં ઉપદેશ ઉપર ચાલવાના હેતુથી પશુપક્ષી તથા મનુષ્યની હત્યા, મારામારી, આગ લગાડવી, લૂંટફાટ તથા વ્યભિચાર, જુગાર,

ચોરી, દારૂ, માંસ વગેરે કુવ્યસનોના પણ જીવનભરનાં માટે ત્યાગ કરી લીધો.

આનાથી સ્થાનીય લોકોની દૃષ્ટિમાં ગંગારામ ધાર્મિક થવાની સાથે સાથે ધુની અને સનકી લાગવા લાગ્યો.

એક દિવસ ગંગારામ સવાર-સવારમાં પોતાનાં ખેતરમાં માંચડા ઉપર બેઠો બેઠો સામાયિકની સાધનામાં પંચપરમેષ્ઠી મંત્રનો એકાગ્રતાપૂર્વક જાપ કરી રહ્યો હતો. અચાનક લગભગ દોઢસોએક ગાયો તેના ખેતરમાં ઘૂસીને ઊભો પાક ખાવા લાગી. ગંગારામનું ધ્યાન પોતાની સાધનામાં હતું. તેણે ન તો ગાયોની અવાજ સાંભળી કે ન તો તે બાજુ જોયું. પરંતુ આજુબાજુના ખેતરવાળાઓએ ગંગારામને કહ્યું: 'ગાયો તારું ખેતર ચરી રહી છે અને તું ચૂપચાપ કેમ બેઠો છે?'

ગંગારામ: 'હું અત્યારે સામાયિક અને જપની સાધનામાં છું. આ સમય કોઈ પ્રાણીને હું જરા પણ હેરાન કરી ન શકું. છેવટે ગાયો ખાઈ ખાઈને કેટલું અનાજ ખાઈ જશે? મારા નસીબમાં હશે તે ક્યાંય નહીં જાય.'

આ સાંભળીને ખેડૂત પરસ્પર એકબીજાના કાનમાં કહેવા લાગ્યાં 'આ તો પાગલ અને બુધ્ધુ બનીને બેઠો છે. બેટાને ત્યારે અક્કલ આવશે જ્યારે તે ગાયો તેનું ખેતર

સફાચટ કરી દેશે. અમે પણ આ ધર્મના ઢોંગીને આજે જોઈશું કે તેના ચૂપ રહેવાનું શું પરિણામ આવે છે.!'

સાધના પૂરી થયા પછી ગંગારામે જોયું કે ગાયોએ સાચેસાચ ઘણું બધું ખેતર ઉજાજડ કરી નાંખ્યુ છે. પરંતુ તેને પંચપરમાત્મા અને ધર્મ ઉપર અડગ વિશ્વાસ હતો અને સૌથી વધારે તો આત્મવિશ્વાસ હતો કે મારું શરીર અને હાથ–પગ કામ કરે છે તો હું બીજી વખત ખેતરમાં બી વાવી દઈશ. થોડી ઘણી મહેનત તો થશે. પરંતુ ભૂખી ગાયોનું પેટ ભરવાથી તેની તો તૃપ્તિ થઈ ગઈ તેને પણ તો મારી જેમ જ જીવ છે.'

બીજી ઋતુમાં તેણે બીજી વખત આખું ય ખેતર ખેડીને બી વાવ્યાં. તેના આત્મા તથા પરમાત્મા ઉપર વિશ્વાસનો એટલો ભવ્ય ચમત્કાર થયો કે પડોશી ખેડૂતોની પહેલાંથી જ બધો પાક નાશ પામી ગયો. અને તેના ખેતરમાં એટલું વધારે અનાજ ઉત્પન્ન થયું જે પાછલાં પચાસ વર્ષોમાં થયું ન હતું.

ગંગારામના પંચપરમેષ્ઠીમંત્ર પર એટલો અતૂટ વિશ્વાસ હતો કે તે પશુઓને જંગલમાં ચરાવવાને માટે ન તો પોતે જતો હતો કે ન તો કોઈ ચરાવવાવાળાને સોંપતો હતો. પરંતુ તે પ્રત્યેક પશુના કાનમાં પંચપરમેષ્ઠી-મંત્ર સંભળાવીને જંગલમાં ચરાવવાને મોકલી દેતો હતો. આશ્ચર્ય એ હતું કે સાંજે બધાં પશુઓ એકદમ ઘરે આવી જતાં હતાં. ગંગારામના વિશ્વાસની તે બધાને

તો વધારે પરીક્ષા તો ત્યારે થઈ જ્યારે તેના છોકરાને સાપ કરડ્યો હતો. જેનું ઝેર તેન શરીરમાં ફેલાઈ ગયું હતું. કોઈએ ગંગારામને કહ્યું તેને ભેંરોજીના સ્થાન ઉપર લઈ જાવ, તેનું ઝેર ઊતરી જશે.' કોઈએ તેને બાંયાજી કોઈએ પીરને ત્યાં તથા કોઈએ અમુક વ્યક્તિઓ પાસે ઝાડો નંખાવવાનું કહ્યું. પરંતુ પરમ વિશ્વાસી ગંગારામે બધાને કહ્યું—'ભાઈઓ! હું તો માત્ર પંચપરમેષ્ઠી(પરમાત્મા)ના સિવાય કોઈ પણ દેવ-દેવીઓને માનતો નથી. અને નતો માનતા કરતો તથા નતો કોઈ પાસે ઝાડો નંખાવું છું. મારે તો દેવી કહો દેવ કહો, પીર કહો, માતાજી કહો અથવા ભેંરોજી કહો. એક માત્ર પંચપરમેષ્ઠી દેવ છે. મને પૂરા વિશ્વાસ છે કે પરમેષ્ઠીમંત્રથી તરત જ ઝેર ઊતરી જશે. ' ગંગારામે તે જ વખતે આવીને બધાને જાપ કરીને પાણી મંતરીને તેને સાપે કરડેલી જગ્યા ઉપર ઘસ્યું. બધાનાં આશ્ચર્યની વચ્ચે થોડી જ વારમાં ઝેર ઊતરી ગયું. છોકરો હોશમાં આવીને બેઠો થઈ ગયો.

આવી રીતે દૃઢ આત્મવિશ્વાસની સાથે જ પરમાત્મામાં વિશ્વાસ જોઈને બધા દાંતની વચ્ચે આંગળી નાંખી ગયા. વાસ્તવમાં એવો સદ્‌વિશ્વાસ જ ગંગારામના માટે સ્વર્ગનો દિવ્યપ્રકાશ બની ગયો.

## ૫૧ | ધર્મના નામ ઉપર અનાચાર : નરકવિહાર

સ્વામી અઘોરભૈરવ બંગાળનાં નામી તાંત્રિક હતા. તે રહેતા તો હતા ભગવા પહેરવેશમાં અને પ્રવચનમાં પણ આધ્યાત્મિક વાતો બતાવતાં હતા; પરંતુ તે બધાને જે ક્રિયાઓ કરાવતા હતા તેનો ધર્મ અને અધ્યાત્મથી કોઈ સંબંધ ન હતો.

એક દિવસ થોડા જિજ્ઞાસુ તેમના મઠમાં આવ્યા. તેમણે સ્વામીજીને સવિનય પૂછ્યું : 'સ્વામિન્! એવો કયો ઉપાય છે જેથી અમે આસાનીથી પરમાત્માને પામી શકીએ. વિશ્વના બધા જ આત્માઓની સાથે અભિન્નતા સ્થાપિત કરી શકીએ ?'

સ્વામીજી : 'આ ઉપાય શું કંઈ આજ ને આજ બતાવી શકાય છે ? તમે લોકો પહેલાં ગુરુમંત્ર લઈ લો.

સર્વસ્વ સમર્પણ કરો અને ઓછામાં ઓછા છ મહિના અહીંયાં રહો ત્યારે આ બધી છૂપી વાતો બતાવવામાં આવશે.'

જિજ્ઞાસુ : 'સ્વામીજી! ગુરુમંત્ર લેવામાં અને સમર્પણ કરવાને માટે અમારે શું કરવું પડશે?'

સ્વામીજી : 'એક બકરો પોતાના તરફથી આ સંપ્રદાયનાં કુળદેવી અને દેવ કાલીમાતા અને ભૈરવને બલિ ચડાવવો પડશે. ત્યાર પછી ગુરુ તમને તેનું માંસ પ્રસાદના રૂપમાં આપશે, જે તમારે ગ્રહણ કરવું પડશે. જે દિવસે ગુરુ મંત્ર આપવામાં આવશે તે દિવસે કાલીમાતા અને ભૈરવને દારૂ ચઢાવીને ગુરુના હાથથી તેનું સેવન કરવું પડશે.'

જિજ્ઞાસુ : 'પછી ગુરુમંત્ર ક્યારે આપવામાં આવશે?'

સ્વામીજી : 'ગુરુમંત્ર આપતા પહેલાં બધાં સ્ત્રી-પુરુષોએ કાલીમાતાની સામે નગ્ન અવસ્થામાં બેસાડવામાં આવશે અને એક કુંડમાં બધી સ્ત્રીઓની કંચુકી રાખવામાં આવશે. પછી માતાનું પૂજન થશે. દારૂ પીધેલાં બધાં સ્ત્રી-પુરુષ ધ્યાનથી વારંવાર કાલીમાતાની આરતી ઉતારશે અને કુંડમાં રાખેલી કંચુકીઓમાંથી જે સ્ત્રીની કંચુકી જે પુરુષનો હાથમાં આવશે તે તે સ્ત્રીની સાથે તે તે પુરુષોનો સંગમ થશે. સંગમથી પ્રાપ્ત થયેલા વીર્યને કુંડમાં એકઠું કરવામાં આવશે અને ગુરુ તેને પ્રસાદ-

રૂપમાં દઈને ગુરુમંત્ર આપશે. મંત્રદીક્ષાના દિવસે બધાને મત્સ્ય–ભોજન આપવામાં આવશે. ગુરુદેવ તે દિવસે તે બધાને પરમાત્માથી મિલનનું અને વિશ્વ–આત્માઓની સાથે એકત્વનું રહસ્ય સમજાવશે.'

જિજ્ઞાસુ : 'ગુરુદેવ! શું આ બધી ક્રિયાઓ મઠમાં કરવામાં આવશે? એ પછી કેટલા દિવસ સુધી મઠમાં રહેવું પડશે?'

સ્વામીજી : 'બેશક, આ બધી ક્રિયાઓ મઠમાં બનેલા ભોંયરામાં એકાંતમાં કરવામાં આવશે. અને તેની બધી વિધિ અત્યંત ગુપ્ત રાખવામાં આવશે. કોઈ પણ કોઈની સામે તેને પ્રગટ કરી શકશે નહીં અગર જો પ્રગટ કરશે તો તેને દેવીની સામે ત્યાં જ બલિ ચઢાવી દેવામાં આવશે. આ ક્રિયા પછી પહેલાં લગભગ ૨૧ દિવસ સુધી રહેવું પડશે. તે દિવસોમાં તેને આ સાધનાનું આધ્યાત્મિક રહસ્ય સમજાવવામાં આવશે.'

જિજ્ઞાસુ : 'આ બધી ક્રિયાઓને કર્યા પછી તો અમને અમારી શંકાઓનું સમાધાન મળી જશે ને?'

સ્વામીજી : 'શંકા વગર મળી જશે. શરત એટલી કે આ બધી ક્રિયાઓને કરતી વખતે માત્ર સર્વસ્વ સમર્પણ સિવાય મનમાં કોઈ પણ પ્રકારની હિચકિચાટ અથવા ઘૃણા ન હોવી જોઈએ.'

બધાં જિજ્ઞાસુ નરનારીઓએ અઘોર ભૈરવના શિષ્યત્વ સ્વીકાર કર્યું અને તેના માર્ગદર્શનમાં મઠમાં જ

ઉપર્યુક્ત બધી ક્રિયાઓ સંપન્ન કરી; પરંતુ આની વચ્ચે બે જિજ્ઞાસુ પુરુષો અને એક સ્રીને મૈથુન ક્રિયાના સમયે ગભરાટ થયો અને તે એકદમ મઠમાંથી બહાર જવા લાગ્યાં. મઠ ઉપર તે વખતે અઘોર ભૈરવના શિષ્યનો કડક પહેરો હતો. પરંતુ મહિલા કોઈ બહાનાથી મઠની બહાર નીકળવામાં સફળ થઈ ગઈ. તેમણે પોલીસ સ્ટેશનમાં જઈને ફરિયાદ કરી. પોલીસનો રાફડો ઘટના સ્થળે પહોંચ્યો ત્યાં સુધી અઘોરભૈરવ તે બંને ઘૃણાસંપન્ન પુરુષોને પોતાના શિષ્યોની સહાયતાથી પકડીને બલિ આપી ચૂક્યા હતા.

પોલીસદળે મઠ ઉપર છાપો માર્યો. તેમણે ભોંયરાના એક અંધારા રૂમમાં તાજા મારેલા મનુષ્યોનું લોહી તથા ઘણાં બધાં નરમૂંડ હતાં. એટલે પોલીસો અઘોર-ભૈરવ, તેના શિષ્યો અને તમામ જિજ્ઞાસુ સ્રી–પુરુષોની ધરપકડ કરીને લઈને ગયા. મઠ ઉપર સીલ મારી દીધાં. બીજા દિવસે સમાચારપત્રમાં તે બધા જ ગુપ્ત કાંડનો ભંડો ફોડી નાંખ્યો. પરંતુ અઘોરભૈરવના થોડા પુરાણા શિષ્યોને એ વાતની ખબર પડતાં પોલીસ સ્ટેશનમાં પહોંચીને તેમણે ઇન્સ્પેકટરને ઘણી બધી લાલચ આપી તેમણે અઘોરભૈરવને જામીન ઉપર છોડાવ્યા. પરંતુ મઠ ઉપર સીલ ઉપરાછાથી સ્વલાગેલી હોમી અઘોરભૈરવ ત્રિપુરામાં રહેતા

પોતાના મોટાભાઈ સ્વર્ગીય વિમલભૈરવના મઠમાં છૂપી રીતે પહોંચી ગયા.

પરંતુ ધર્મશ્રદ્ધાળુ જનતાને જ્યારે તે વાતની ખબર પડી કે ઇન્સ્પેક્ટરે લાંચ લઈને જામીન ઉપર અઘોરભૈરવને છોડી દીધો છે તો તે એકદમ ઉશ્કેરાઈ ગઈ અને એક મોટા ટોળામાં પોલીસચોકીની સામે આવીને ઊભી રહી ગઈ. લોકોએ સૂત્રો પોકારવા લાગ્યા–'અનાચારી, નરહત્યારા અઘોરભૈરવને સોંપી દો. ઘૃણાભર્યાં કુકર્મો કરવાવાળાઓને સખત સજા આપો. જનતાની સાથે ન્યાય કરો.' પોલીસચોકીમાં સનસનાટી ફેલાઈ ગઈ. ઇન્સ્પેક્ટરને જનત દ્વારા વિરોધની હવા મ ્તાં જ તે ગભરાઈ ગયો એસ. પી.એ જનતાને વિખેરવાને માટે પોલીસને ઓર્ડર આપ્યો પરંતુ જનતા કોઈ પણ રીતે ત્યાંથી ખસતી ન હતી. એસ. પી.એ ઉશ્કેરાએલા લોકોને સંબોધતાં કહ્યું: 'અમે અઘોરભૈરવની શોધમાં પોલીસદળ અને છૂપી પોલીસને મો.લ્યા છે ત્યાં સુધી તમે ધીરજથી રાહ જુઓ પ્રતીક્ષા અત્યારે તો તમે પોતપોતાને ઘરે જાઓ.' જનતાએ પોતાની શરત મૂકી કે અમને લિખિત રૂપમાં આશ્વાસન આપો કે અઘોરભૈરવને નરહત્યાના મામલામાં સખ્ત સજા આપવામાં આવશે તથા જે વ્યક્તિએ લાંચ લ ને જામીન ઉપર છોડયો છે તેને ડિસમિસ કરવામાં આવશે.' ઘણી બધી આનાકાની પછી એસ. પી.એ જનતાના નેતાને લિખિત રૂપમાં આશ્વાસન આપ્યું, ત્યારે જ તે દૂર થયા.

પેલી બાજુ અઘોરભૈરવે ત્રિપુરામાં રહેતા સ્વ. વિમલભૈરવના આશ્રમમાં સંન્યાસીનો વેષ પહેરીને પોતાનું નામ રાખ્યું. સ્વામી અવધૂતાનંદ છૂપી પોલીસ સ્વામી અઘોરભૈરવની શોધમાં છ મહિના સુધી ફરતી રહી પરંતુ ક્યાંય તેનો પત્તો ન લાગ્યો. મામલો ઠંડો પડી ગયો.

સ્વામી અવધૂતાનંદને પણ પોતાના વિશ્વાસુ સેવકો દ્વારા પોતાના ભૂતપૂર્વ આશ્રમ તથા પોલીસના બધા જ સમાચાર મળતા હતા. એટલે અવધૂતાનંદે મામલો ઠંડો થયેલો જાણીને પોતાના પ્રચારને માટે પ્રયત્ન શરૂ કર્યા. 'શિવ સંપ્રદાય' બંગાળમા નવો થયેલો જોઈને લોકોને ઘણો રુચિકર લાગ્યો, દરેક જગ્યાએ લોકો શિવભક્તિમાં જોડાયા. ધર્મના નામ ઉપર સ્વામીજીએ પોતાના ભક્તોમાં કટ્ટરતા ભરવાની શરૂ કરી. સાથેસાથે મહંતની જેમ પોતાના નામથી જમીન જાયદાદ પણ બનાવી રાખી. થોડી ભોળી-ભલી સ્ત્રીઓને ફોસલાવીને ગુરુભક્તિની ઓટમાં તેમને શીલભ્રષ્ટ પણ કરવા લાગ્યાં. સ્વામીજીના માટે રોજે રોજ દૂધ, રબડી, મલાઈ, માખણ તથા હલવો બનીને આવતો. જેને ત્યાં તેમને ભોજનના માટે આમંત્રિત કરવામાં આવતા તે ખીર, પૂરી તથા હલવો વગેરેનું ભોજન આપતાં અને દક્ષિણામા ઓછામાં ઓછા ૧૦૧ રૂપિયા ભેટમાં આપતાં. ઘણીવાર આશ્રમમાં ભક્તિરસના ગીત, નૃત્ય, વાદ્ય વગેરે પાણીથી થતા તેનામાં મોટી મોટી

રકમો ભેટમાં આપતાં. પ્રત્યેક પ્રવચનમાં તે વૈષ્ણવો, આર્યસમાજ,સનાતન, શીખ, જૈન, બુધ્ધ વગેરે સંપ્રદાયોની ભરપેટ નિંદા કરતાં હતાં તેના કારણે એક દિવસ થોડા આર્યસમાજી વિદ્વાન સ્વામીજી સાથે શાસ્ત્રાર્થ કરવા આવ્યા. સ્વામીજીને જોઈને ગભરાઈ ગયા. તેમણે આર્યસમાજી વિદ્વાનોનો ઘણો જ સત્કાર કર્યો અને તેમને કહ્યું કે 'તમે જિજ્ઞાસારૂપથી કંઈ જાણવા ઇચ્છો તો પંદર દિવસ પછી અમારુ સંમેલન પણ છે.' આર્યસમાજી વિદ્વાન પાછા ફરી ગયા.

પેલી બાજુ સ્વામીજીએ પોતાના ખાસ ભક્તોને સમાચાર આપીને સમ્મેલનની તૈયારી કરાવી. લગભગ દસહજાર લોકોની ઉપસ્થિતિમાં અવધૂતાનંદજીએ આર્યસમાજની કટુ આલોચના કરી. આ ઉપર આવેલ આર્યસમાજી વિદ્વાન ભડકી ઊઠયા. તેમણે ધર્મના નામ ઉપર આશ્રમો તથા મઠોમાં ચાલવાવાળી પોપલીલાઓ, વેષની ઓથે છૂપી રીતે ચાલવાવાળા પાખંડ, અનાચારો તથા હત્યા, દંગા, મારામારી, રાસલીલા વગેરેને ઉઘાડા પાડયા. આ ઉપર સ્વામીજીને ઇશારો કરીને તેના ભક્ત આર્યસમાજી વિદ્વાનો ઉપર તૂટી પડયા. તેમણે સામનો તો કર્યો. પરંતુ મુઠ્ઠીભર લોકો છેવટે કયાં સુધી ટકી રહી શકતા હતા? ત્યાં જ બેહાશ થઈને તે પડી ગયા.

સ્વામીજીએ ધર્મના નામથી ચાલવવાળા પાખંડો અને અનાચરોના વિરોધ કરવાવાળા કેટલાક લોકોને પ્રલોભન આપીને પોતાના પક્ષમાં કરી લીધો જે અડિયલ હતા તેના એક એક કરીને ગુપ્તરૂપે સફાચટ કરી નખાવ્યા.

એક વખંત કેટલાક લોકો સ્વામીજીના ભક્ત બનીને આશ્રમમાં રહેવા લાગ્યા. સ્વામીજીને તેમને લગભગ એક હજાર રૂપિયા ભેટનાં રૂપમાં આપ્યા. ધીરે ધીરે સ્વામીજીના વિશ્વાસુ વ્યક્તિ બનીને તેમને ધન વગેરેનો પત્તો મેળવી લીધો. એક દિવસ આશ્રમનાં લોકો કોઈ ભકતે આપેલા ભોજન નિમંત્રણમાં ગયા હતા. આશ્રમમાં સ્વામીજી અને તે નવા ભક્ત જ હતો. સ્વામીજીને એકલા જોઈને તેમણે સ્વામીજીને પકડી લઈને દોરડાથી બાંધી દીધા. તેમનો મોઢામાં કપડાનો ડૂચો માર્યો. જેથી બૂમો પાડી ન શકે અને પછી છરીથી તેતનું ખૂન કરી નાંખ્યુ. ભેદ ન ખૂલે તેથી તેમણે બાજુના જ એક મોટા ઊંડા ખાડામાં તેમની લાશ નાંખી દીધી, ઉપરથી માટી નાંખી દીધી. બધાં શસ્ત્રો ત્યાં જ દાટી દીધાં. રૂમના દરવાજા અંદરથી બંધ કરી દીધા. અને લગભગ પચાસ હજાર રૂપિયાનું ધન લઈને ભાગી છૂટયા. જયારે આશ્રમવાસી લોકો આવ્યા તો રૂમના દરવાજા બંધ જોઈને તેમણે વિચાર્યું, કદાચ સ્વામીજી રૂમમાં સૂઈ રહ્યા હશે પરંતુ સાંજ સુધી દરવાજા ન ખૂલવાથી તેમને શક પડયો. દરવાજાની કડી

તોડીને તે અંદર ઘૂસ્યા તો સ્વામીજી ગાયબ ! ત્યાં ખૂનના ધાબા કપડા ઉપર લાગેલા જોઈને અનુમાન લગાવ્યું કે સ્વામીજીની કોઈએ હત્યા કરી નાંખી છે.

આવી રીતે સ્વામી અઘોર ભૈરવેધર્મના નામ ઉપર અનાચાર ફેલાવીને પોતાની નારકીય ઐહિક લીલા—સમાપ્તિની સાથો સાથ સમાજને નરકવિહાર બનાવી દીધો.

## ૫૨

## શુદ્ધ ધર્મનું આચરણ : સ્વર્ગ-સુખનું આહ્વાન

પં. વશિષ્ઠનારાયણ જાતિથી ગરીબ બ્રાહ્મણ હતો. પરંતુ ધર્મ ઉપર અત્યંત દૃઢ હતો. તે એવાં કાર્યોને કોઈ દિવસ કરતો-કરાવતો ન હતો જે કાર્યોમાં પ્રાણી હત્યા, શોષણ, અન્યાય, અત્યાચાર, ચોરી, અસત્ય, વ્યભિચાર, દારૂ, માંસ, શિકાર, દંગા, આગ લગાડવી, લૂંટ, ડાકુ, જુગાર વગેરે અધર્મનો સમાવેશ હોય, અને ન એવા ઉત્સવો, જલસાઓ તથા સમારંભો અથવા સભા-સોસાયટીઓમાં પણ તે ભાગ લેતો હતો, જ્યાં અને પાપવર્ધક વાતો થતી હોય. પરંતુ તે જનતાને સમજાવી-પટાવીને તે અનૈતિક વાતોનો ત્યાગ કરાવતો હતો અને એવા લોકોનું સંગઠન બનાવીને તેમની સમસ્યાઓ, ઝઘડા, તથા મામલા પણ અહિંસક ઢંગથી હલ કરવાનો પ્રયત્ન કરતો હતો.

વશિષ્ઠનારાયણની મોટી બહેન કમલા લોકોના બહેકાવવાથી આવીને દુર્ગાની ભક્ત બની ગઈ હતી. એક વાર કમલાદેવીનો નાનો મુન્નો શીતજ્વરથી પીડાએલો હતો. રાતભર તે તરફડતો રહ્યો. કમલાદેવી અને વશિષ્ઠ-નારાયણ રાતભર જાગીને તેમની સેવામાં લાગી રહ્યાં હતાં. તે દિવસો નવરાત્રિનો તહેવાર ચાલી રહ્યો હતો. દુર્ગાના ભક્તોએ વશિષ્ઠનારાયણ અને કમલાદેવીને દુર્ગાનવમીના દિવસે સમારંભમાં ભાગ લેવાને માટે આમંત્રણ આપ્યું. તે દિવસે હજારોની બલિ અપાતો હતો. એટલા માટે વશિષ્ઠનારાયણે તો બિલકુલ ઇન્કાર કર્યો, હું આવા સમારંભોમાં બિલકુલ ભાગ લઈશ નહીં, જેમાં નિર્દોષ પશુઓનો વધ, જેને તમે જગદંબા કહો છો તે દેવીની આગળ તમે કરો. પરંતુ કમલાદેવીને કોઈએ એકાંતમાં લઈ જઈને કહ્યું: 'દેવીને પશુબલિ દઈ દેવાથી તે પ્રસન્ન થઈને તારા બાળકની રક્ષા કરશે.' એટલા માટે તે પોતાના બીમાર છોકરાને સારો કરવાને માટે દેવીની માનતા માનીને પશુબલિ આપવા જવાને માટે તૈયાર થઈ ગઈ. તેણે વશિષ્ઠનારાયણને કહ્યું: 'ભાઈ! આજે તો તમારે પણ મારી સાથે આવવું પડશે. મારા બાળકની રક્ષાનો ઉપાય બીજો કોઈ જોવામાં આવતો નથી.'

વશિષ્ઠનારાયણ: 'બહેન! તમે દેવીને જગતની માતા કહો છો અને બીજી બાજુ તમે કોઈ પણ ભાવને મારવાને તથા સતાવવામાં પાપ માને છે ત્યારે આવી

દેવી જેને બધાં પ્રાણી પુત્ર સમાન છે તે શું પોતાના જ પુત્ર સમા બકરા વગેરે પશુઓની બલિ લઈ શકે છે? આ બધા ધૂર્ત અને માંસલોભી લોકોની માયાજાળ છે. તમારે તો આવી જગ્યાએ જવું પણ ન જોઈએ, જ્યાં હજારો પશુઓ કપાય છે. પછી કતલખાના અને દેવી-મંદિરમાં શું અંતર રહ્યું?

કમલા: 'તો પછી તમે છોકરાની રક્ષા કરવાનું ઇચ્છતા નથી?'

વશિષ્ઠનારાયણ: 'બહેન! હું અવશ્ય ઇચ્છું છું બાળકની રક્ષા કરવાનું. તેના માટે વૈદ્યનો ઇલાજ પણ કરાવું છું. પરંતુ બીજાના છોકરાની હત્યા કરી હિંસક ઉપાયોથી રક્ષા કરવાને હું મહાપાપ સમજું છું અને હું પૂછું છું જો બાળકનાં અશુભકર્મ પ્રબળ થયાં તો દેવી શું એને શુભ કર્મમાં બદલી નાખશે? શું રક્ષણ કરવું એ દેવીનાં હાથમાં છે? બાળકને સ્વસ્થ બનાવવાને માટે વૈદ્ય અને ડોક્ટર જ બસ છે.'

કમલા: 'ભાઈ! મારું મન નથી માનતું. મારુ મન રહી રહીને કહી રહ્યું છે કે માતા દુર્ગાની પાસે જઈને હું તેમની પાસે બાળકની રક્ષાને માટે પ્રાર્થના કરું.'

વશિષ્ઠનારાયણ: 'શું તમે તેને મા કહેશો. જે પોતાના બાળકોને 'ખાઈ જાય' છે? સિંહણ પણ તો પોતાના બાળકોને ખાતી નથી.'

કમલા : 'મા તો કેવી રીતે કહેવાય પરંતુ આટલા લોકો ત્યાં જાય છે. તેમની માનતા પૂરી થતી જોવાય છે. બલિ પણ એટલા લોકો ચઢાવે છે. તો પછી મારા જવામાં શું વાંધો છે?'

વશિષ્ઠનારાયણ : 'અંધવિશ્વાસી અને સ્વાર્થી લોકો અંધશ્રદ્ધાવશ, ખોટા સંસ્કારોથી પ્રેરાઈને ત્યાં જાય છે કેટલાક ધનલોભી લોકો ભક્ત બનીને જોર-શોરથી તેનો ખોટો પ્રચાર પણ કરતા રહે છે. દેવીના મહિમાને માટે રાત રાતભર જાગીને ઊંઘ હરામ કરે છે. લોકોના મનમાં ખોટા સંસ્કાર ભરાવે છે કે દેવી ભગવાનની બરાબર છે. તે કારણે ઘણા લોકો પ્રેરાઈને દેખાદેખી તથા જીવનમાં કોઈ પણ પ્રકારનાં ત્યાગ, સંયમ તથા શુદ્ધધર્મનું આચરણ ન કરી શકવાને કારણે એવા હિંસાપરાયણ દેવ-દેવીઓની પાસે ફર્યા કરે છે. પોતાનો સમય શક્તિ અને ધનની બરબાદી કરે છે. દેવ-દેવીઓનાં નામથી પોતાના લુચ્ચાઓ માલ ખાઈ જાય છે.'

કમલા : 'ત્યાં તો હવે નહીં જાઉં. પરંતુ સૈયા! કોઈ સારા ડોક્ટરનો ઈલાજ તો કરાવો. જેથી છોકરાના પ્રાણ બચે.'

વશિષ્ઠનારાયણ ફૂલપુરના નામી ડોક્ટર વિદ્યા-સિંહને ત્યાં ગયા અને તેને આખીય હાલત કહીને ઘરે બોલાવી લાવ્યા છોકરાને જોતાં જ ડોક્ટર કહ્યું–'તેને ન્યુમોનિયા થઈ ગયો છે. જો બચાવવા ઇચ્છતા હોય તો

દારૂ પીવડાવો અને બકરાનું માંસ ખવડાવો, હું દવા આપીશ તેનાથી તાવ ઊતરી ગયા પછી તેને દરરોજ એક ઈંડું આપજો.

કમલા : (વશિષ્ઠનારાયણના કાનમાં) ભાઈ, હવે શું કરીશું ? મોટા ધર્મસંકટમાં આવી ગયાં છીએ. છોકરાને બચાવવો જરૂરી છે. પરંતુ ડૉક્ટર દારૂ, માંસ અને ઈંડાં આપવાનું કહે છે. આ વિષયમાં તમારો શું વિચાર છે ?

વશિષ્ઠનારાયણ : 'આપણે આ ડૉક્ટરની દવા નથી આપવી. હું કોઈ સારા વૈદ્યની શોધી લાવું છું, તમે ગભરાવ નહીં. ધર્મના પ્રતાપથી બધું સારું થઈ જશે. આપણે ધર્મ ઉપર દૃઢ રહેવું છે. દારૂ, માંસ અને ઈંડાં વગેરે ધર્મભ્રષ્ટ કરવાવાળી વસ્તુઓ બાળકોને બિલકુલ આપવી ન જોઈએ. માનો કે ભગવાન ધર્મ પરની આપણી શ્રદ્ધાની પરીક્ષા કરી રહ્યા છે.'

કમલા : 'મને પણ ડૉક્ટરની વાત બિલકુલ ગળે ઊતરી નથી. અમે તો માંસ, દારૂ વગેરેને અડીએ કે જોઈ પણ ન શકીએ. આપવું તો દૂર રહ્યું. તમે જલદીથી દોડીને કોઈ સારા વૈદ્યને લઈ આવો.'

વશિષ્ઠે ડૉક્ટરને ફી આપીને વિદાય કર્યો અને દોડીને પં. ધન્વતંરિ વૈદ્યને ત્યાં પહોંચ્યો. સહૃદય વૈદ્ય વશિષ્ઠના કહેવાથી જ ઘરે આવવાને તૈયાર થઈ

ગયા. કમલાના છોકરાને તપાસીને કહ્યું–'શીતજ્વર છે. હું દવાની પડીકીઓ આપીશ. તેને કલાકે કલાકે લેવાની છે. એક તેલ આપીશ તેને આખાય શરીર ઉપર ખાસ કરીને છાતી ઉપર હલકું હલકું ઘસવું. ભગવાન ઇચ્છશે તો બાળક જલદીથી સારો થઈ જશે.' વૈદ્યજીએ વશિષ્ઠનારાયણની ગરીબી હાલત જોઈને કહ્યું : 'ફી અને દવાના પૈસા અત્યારે રહેવા દો. જ્યારે તમારી સ્થિતિ સારી થઈ જશે ત્યારે લઈ લઈશ.' પરંતુ વશિષ્ઠે વૈદ્યની મના છતાં પણ દવાના પાંચ રૂપિયા આપી દીધા. ધર્મના પ્રતાપથી બાળક બે વખતની દવાથી જ સારો થવા લાગ્યો. સાંજ સુધી તો તે બિલકુલ સારો થઈ ગયો. કમલાની ધર્મ ઉપરની શ્રદ્ધા દૃઢ થઈ ગઈ, થોડા દિવસ પછી તે છોકરાને લઈને સાસરે જતી રહી.

વશિષ્ઠનારાયણ પોતાના ગામમાં એક પ્રાઇવેટ સ્કૂલ ચલાવતો હતો. પરંતુ તેમાં વધારે આવક થતી ન હતી, તે વિદ્યાર્થીઓને કહીને કોઈ પણ ખાવા–પીવા વગેરેની વસ્તુઓ મેળવતો નહીં. દર મહિને પ્રત્યેક વિદ્યાર્થી પાસે બે રૂપિયા લેતો હતો. કુલ ૧૦ થી ૧૨ વિદ્યાર્થીઓ ભણતા હતા. કોઈ પણ રીતે પતિ–પત્ની ગુજારો ચલાવી લેતાં હતાં. બંને ઘણાં સાદગીથી થોડામાં સંતોષ લઈને આનંદથી રહેતાં હતાં.

એક વખત એક ધનિકે વશિષ્ઠનારાયણને બે ગરમ કંબલ ભેટ આપવા આવ્યા તો તેમને કહ્યું–'તમે તો

ઘણી શ્રદ્ધાથી લાવ્યા છો, પરંતુ મારી જે ફાટેલી કંબલ છે તેનાથી જ કામ ચલાવી લઈશ.'

ધનિક : 'પરંતુ આટલી સખત ઠંડીમાં તમે બંને તે ફાટેલી કંબલથી કેવી રીતે કામ ચલાવી લેશો ? અટલે તમે આ નવા કંબલોને લઈ લો અમને પુણ્ય લાભ આપો.'

વશિષ્ઠ : 'પરંતુ હું તો કોઈની વસ્તુ મફતમાં લેવાનું ઇચ્છતો નથી.

વશિષ્ઠનારાયણે તેને ભગવાન દ્વારા પોતાના ધર્મની કસોટી સમજીને ધનિક પાસેથી નવા કંબલ ન લીધા.

પંડિતાણી રસ્તામાં મળી તો તેણે ધનિકે કહ્યું. તમારા પતિ બહુ મૂર્ખ છે, ઠંડીથી ઠરી જશો તો પણ તે કંબલ લેતા નથી હું દેવાને માટે ગયો હતો તેમણે સાફ ઇન્કાર દીધો.

પંડિતાણી : 'અમારી પાસે કંબલ મોજૂદ છે અમે શા માટે નવા કંબલ લઈએ અને પછી મફતમાં લેવું તે અધર્મ છે.

વશિષ્ઠનારાયણ પોતાની સત્યવાદી અને ધર્મનિષ્ઠાના કારણે ફૂલપુર અને આસપાસના પ્રદેશમાં પ્રસિદ્ધ હતા એક વખત વશિષ્ઠનો સગો ભત્રીજો એક ચોરીમાં પકડાઈ ગયો. ત્યાંના રાજાએ તેને પૂછ્યું તો તેણે તે-

ચોરીની સાફ ના પાડી દીધી અને કહ્યું કે ચોરી થઈ છે. તે દિવસે હું ફૂલપુરમાં હતો જ નહીં.'

રાજા : 'જો તારા કાકા વશિષ્ઠનારાયણ કહી દે કે તું તે દિવસે ત્યાં ન હતો તો અમે તને નિર્દોષ છોડી શકીએ છીએ, નહીંતર તને જન્મટીપની સજા આપવામાં આવશે.'

આ ઉપર તે પોતાના કાકી વશિષ્ઠનારાયણની પાસે આવીને ગળગળો થઈને કહેવા લાગ્યો : 'કાકા! જો તમે આટલું જ કહી દો તો મારી સજા ટળી જશે. હું બચી જઈશ.'

વશિઠનારાયણ : 'બેટા! તારા પ્રત્યે મને ઘણો જ પ્રેમ છે. પરંતુ અસત્ય બોલીને હું તને સજાથી બચાવી ન શકું. ધર્મ મને પ્રાણથી પણ વધારે વહાલો છે. હું તો તને એ જ સલાહ આપું છું! તે તું રાજાની સામે સાચે–સાચી વાત કહી દે અને કાયમને માટે ચોરીનો ધંધો છોડી દે.'

ભત્રીજો : 'કોઈને બચાવવો તે પણ ધર્મ છે. શું મારી આટલી વાત નહીં માનો કાકા!'

વશિષ્ઠ : 'હું ખોટું બોલવું મહાપાપ સમજું છું. અમે બચીશું કે ટકીશું તો ધર્મના આચરણથી જ.

ભત્રીજો નારાજ થઈને બબડતો બબડતો ચાલતો થઈ ગયો.

બીજા દિવસે રાજાએ વશિષ્ઠનારાયણને બધાની સમક્ષ બોલાવીને તેના ભત્રીજાની બાબતમાં પૂછયું તો તેની આખોમાં આંસુ લાવીને કહ્યું–'રાજન્! જો કે તે મારો ભત્રીજો છે, પરંતુ હું જે સાચી વાત છે તે કહીશ. ચોરી થઈ હતી તે દિવસે મારો ભત્રીજો અહીંયાં જ હતો.'

વશિષ્ઠનારાયણની સત્યધર્મ ઉપર દઢતા જોઈને રાજા બહુ જ પ્રભાવિત થયા. તેમણે વશિષ્ઠના ભત્રીજાને બોલાવ્યો અને કહ્યું : 'તમારા દ્વારા થયેલી ચોરી સાબિત થઈ ચૂકી છે. પરંતુ જો તમે તમારા કાકા સામે પ્રતિજ્ઞા કરો કે આજથી હું ક્યારે ય ચોરી કરીશ નહીં તો હું તમને છોડી શકું છું.' ભત્રીજાએ પશ્ચાતાપપૂર્વક ગદ્ગદ થઈને ભવિષ્યમાં ચોરી નહીં કરવાની પ્રતિજ્ઞા લઈ લીધી એટલે રાજાએ તેને દંડથી મુક્ત કર્યો.

વશિષ્ઠનારાયણની ધર્માચરણની દઢતા તેના કુટુંબ, નગર અને પ્રાંતમાં સર્વત્ર સ્વર્ગસુખનું અનુભવ કરી રહી હતી.

# ૫૩

## પુરોહિતવાદ : નરકનું વિષવૃક્ષ

'બાબુજી, મારે ત્યાં ચાલો, હું તમને બધાં મંદિરોનાં દર્શન કરાવી દઈશ. મારે ત્યાં તમને બધી જાતની સગવડ મળશે.' આ શબ્દ વૃંદાવનના શિવદત્ત પાંડેએ ગુજરાતથી આવેલા એક ધનાઢ્ય તેમજ ફેશનેબલ યુવકને કહ્યું.

શિવદત્ત બહુ ચાલાક અને ગ્રાહકોને પટાવવામાં કુશળ પંડિત હતો. તેના બાપદાદાઓથી પંડિતગીરીનો ધંધો ચાલ્યો આવતો હતો. તેને યજમાનોને આકર્ષિત કરવાને માટે થોડી નવજવાન સુંદરીઓ પણ દેવદાસીના રૂપમાં રાખી હતી. જેને સજાવીને તે ભગવાનનાં મંદિરમાં લઈ જતો અને તેને જેમ તેમ નૃત્ય કરાવતો હતો. ક્યારેક ક્યારેક તે તેને રાસલીલા પણ કરાવતો હતો. ને જોઈ ને

મોટા મોટા પૈસાદાર લોકો ઘણા પૈસા આપતા હતા. ઘણા મનસ્વી યુવાનો પાસેથી સોદો કરીને તે આ છોકરીઓને તેમની કામવાસના શાંત કરવાને માટે પણ મોકલતો હતો. તેનાથી શિવદત્તને ઘણી સારી આવક મળતી હતી. તેમાંથી ચોથો હિસ્સો તે છોકરીઓને સજાવવા સંવારવા, ઉત્તમ સ્વાદિષ્ટ, પૌષ્ટિક ભોજન તથા ઇંડાં, માંસ તથા દારૂ સુધી ખવડાવવા–પીવડાવવામાં ખર્ચ કરીને તેને ખુશ રાખતો હતો. બીચારી અનાથ અને આવારા ફરતી અસહાય છોકરીઓ ખાવા–પીવા પહેરવાનાં પ્રલોભનમાં આવીને શિવદત્તના ચકડોળમાં આવીને ફસાઈ જતી હતી.

એક તીર્થયાત્રી યુવકે પૂછયું: 'તમારે ત્યાં કઈ કઈ સગવડો મને મળશે?'

શિવદત્ત: 'ખાવા, પીવા, રહેવા અને સૂવાની વગેરેની બધી સગવડો છે મારે ત્યાં.'

તીર્થયાત્રી યુવક: 'ફરવા હરવા માટે ટેકસી પણ ભાડે મળશે? મથુરા, વૃંદાવન, ગોકુળ, ગોવર્ધન વગેરે બધાં તીર્થોમાં મને ફરવા લઈ જશો તમે?'

શિવદત્ત: 'હા. હા, એ બધો પ્રબંધ થઈ જશે. તમારી મહેરબાની જોઈએ. બાબુજી! તમને હું બધાં મંદિરોનાં દર્શન પણ કરાવી દઈશ અને બધી જગ્યાએ સંકલ્પ પણ કરાવી દઈશ.'

તીર્થયાત્રી યુવક : કેટલા દિવસ લાગશે આ બધાં દર્શન કરવામાં અને લગભગ કેટલો ખર્ચ આવશે ?'

શિવદત્ત : 'ઓછામાં ઓછા પંદર દિવસ તો સમજી લો અને ખર્ચ જેટલો તમારે કરવાની ઇચ્છા.'

તીર્થયાત્રી યુવક : મારી મતલબ છે ભોજન, સૂવાનું વગેરે બધાનો પ્રબન્ધ તમે જ કરશો કે મારે જુદું કરવું પડશે.

શિવદત્ત : 'મારે ત્યાં બધો પ્રબંધ થઈ જશે. તમારી ઇચ્છા હોય તો જુદી કોઈ ધર્મશાળામાં પણ રહી શકો છો. હોટલમાં પણ ભોજન, સૂવાનું, રહેવાનું સગવડો, યાત્રા વગેરેનો ઓછામાં ઓછો ખર્ચ પંદર દિવસમાં પંદર હજાર તો થઈ જ જશે મારી દક્ષિણા તેનાથી જુદી છે.

તીર્થયાત્રી યુવક : 'ત્યારે તો લઈ જાવ તમારે ત્યાં જ, પરંતુ હું તમને ૧૦૦ રૂપિયાથી વધારે દક્ષિણા આપી નહીં શકું.

શિવદત્ત : બાબુજી, આ તો બહુ ઓછા કહેવાય. મારી મહેનતને જોતાં મારે તમારી સાથે પંદર દિવસ સુધી લગાતાર રહેવું પડશે એટલે ઓછામાં ઓછા ૨૫૦ રૂપિયા તો આપજો.

તીર્થયાત્રી યુવક : 'એવી કેવી મહેનત છે તેમાં ?'

શિવદત્ત : 'હું તમારી સેવાને માટે અને તમારા

મનોરંજન માટે યુવતીઓ વગેરેનો બધી જાતનો પ્રબંધ પણ કરીશ.'

તીર્થયાત્રી યુવક : 'એમ! એવો પણ પ્રબંધ છે તમારે ત્યાં. ત્યારે તો હું તમારે ત્યાં જ આવીશ.'

શિવદત્ત : 'તમે બેફિકર રહો. તમારી સેવામાં કોઈ ઊણપ રહેવા નહીં દઈએ.'

સોદો નક્કી થઈ ગયો. તીર્થયાત્રી યુવક પંડિતજીની પાસે પહોંચી ગયો. તેની પાસે ઘણો સામાન હતો. તેણે પંડિતજીએ ઉતારાવ્યો. ટેકસીનું ભાડુ અપાવ્યું અને ભોજનની બાબતમાં પૂછયું, 'તમે કેવું ભોજન પસંદ કરશો?'

તીર્થયાત્રી : 'હું આમ તો વૈષ્ણવના ઘરમાં જન્મ્યો છું. પરંતુ મને ઇંડાં, માછલી વગેરેની કોઈ બાધ નથી.'

શિવદત્ત : 'તમે પંદર દિવસોનાં બંને ટાઈમના ભોજન તથા સવારનાં નાસ્તાના માટે ૪૫૦ રૂપિયા મને એડવાન્સ આપી દો એટલે હું બધો સામાન એક સાથે લઈ આવું.'

યુવકે ૪૫૦ રૂપિયા આપી દીધા. યુવકને ભોજન કરાવીને પંડિતજીએ એક ટેકસીની બાજુ તેને વૃંદાવનનાં પ્રખ્યાત મંદિરોમાં દર્શનના માટે લઈ લીધી. કેટલાંય મંદિરોમાં યુવક પાસેથી તેને રૂપિયા ચઢાવ્યા. શ્રીરંગ-

જીનાં મંદિરમાં પૂજારીએ તે યુવકને કહ્યું– 'અહીંયાં તમારે શ્રીરંગનાથજીની સામે પોતાનો મનોરથ પ્રગટ કરીને ૧૦૦ રૂપિયા ચઢાવવાના છે. બિચારા યુવકે બહુ જોર કરવાથી સો રૂપિયાની નોટ પૂજારીને આપી દીધી.'

વિઠ્ઠલજીનાં મંદિરમાં ઘણી ભીડ હતી. યુવકની પાસે બે હજાર રૂપિયા બચ્યા હતા. પંડિત શિવદત્તે મોકો જોઈને તેનું ખિસ્સું કાપી લીધું. જ્યારે મંદિરમાંથી બહાર નીકળવા લાગ્યો તો પૂજારીએ કહ્યું. 'ભગવાનને કંઈક તો ચઢાવો બાબુજી!'

પરંતુ જ્યારે યુવકે ખિસ્સુ સંભાળ્યું તો કપાએલું જાણ્યું. યુવકનો ચહેરો વિષાદથી ખિન્ન થઈ ગયો. પંડિતજીએ ઉપરથી બનાવટી ખેદ પ્રગટ કરતાં કહ્યું: 'અફસોસ છે બાબુજી! ક્યા બદમાશે તમારું ખિસ્સું કાપી લીધું? કેટલા રૂપિયા હતાં તેમાં.'

યુવક: 'બે હજાર હતા.'

પંડિતજી: 'કોઈ વાત નહીં. એમ સમજી લો કે તીર્થ ઉપર દાનપુણ્ય કરી દીધાં. તમારી પાસે તો તમારી રૂમ ઉપર તો બીજા પણ રૂપિયા છે. ચિંતા ન કરો. ચાલો, આજે તમને રાસલીલા દેખાડીશ.'

યુવક: 'ચાલો, એમ જ સમજી લો. હવે શું મળશે તે રૂપિયા?'

પંડિતજી: 'શું ! આ મહાન તીર્થોમાં તો મોટાં મોટાં કામ થાય છે.'

પંડિતજી શિવદત્ત યુવકનું મન ઉદાસ થયેલું જોઈને તેને પોતાને ત્યાં લઈ ગયો. અને એક નરમ ગાદલું પાથરીને તેને સુવડાવી દીધો. અંધારુ થવા આવ્યું કે તેણે યુવકને જગાડયો અને આઠ વાગવાની] સાથે જ તેને રાસલીલામાં લઈ ગયો. જ્યાં પહેલાંથી તેને છોકરીઓને નૃત્યો વગેરે કરવાનું કહી રાખ્યું હતું. લગભગ પાંચસો દર્શકોને માટે બેસવાનું સ્થાન હતું. ધીરે ધીરે ત્યાં લગભગ બસો વ્યક્તિઓ આવી પહોંચી. નૃત્યગીતો શરૂ થયાં. વાજાં વગાડવાવાળા પણ અત્યંત ખુશ થઈને વગાડતાં હતાં. છોકરીઓએ એવી ખૂબીથી રામલીલા કરી કે દર્શકો વાહ-વાહ કરવા લાગ્યા. તે યુવકે ટિકિટની કિંમત ઉપરાંત પચીસ રૂપિયા વધારે દીધાં. બીજા બધાએ ટિકિટ સિવાય પોતપોતાની ઇચ્છાનુસાર ભેટ આપી. પંડિતજીએ કેટલાક લોકોને ઇશારાથી વાત કરી અને સોદો નક્કી કરીને પ્રત્યેક પુરુષની પાસે એકએક છોકરી એક કલાકને માટે સેવાને માટે મોકલી દીધી. યુવક યાત્રીની પાસે પણ એક છોકરી પહોંચી. છોકરી સેવા કરીને પાછી ફરી યુવકે તેને દસ રૂપિયા વધારાના ઇનામનાં જુદાં આપ્યા.

એક દિવસ એક આવારા ફરતી વિધવા યુવતીને પંડિતજીએ નમ્ર શબ્દોમાં પૂછ્યું: 'બેટી! ક્યાં જઈ

રહી છો? જાણવા મળે છે કે તું રસ્તો ભૂલી ગઈ છે. તારા ચહેરાની ઉદાસીથી લાગે છે તું બહુ જ મોટી ચિંતામાં છે.'

યુવતી : 'હું મોડી રાત થઈ જવાથી એક મંદિરમાં રહી ગઈ હતી. પરંતુ રાતે અચાનક થોડા ગુંડાઓએ આવીને મારા શીલ ઉપર હુમલો....મારી પાસે જે કંઈ પણ દાગીના તથા રોકડ હતા, બધું લૂંટી લીધું! હાય આ કાંઈ મંદિર છે, શેતાનોનો અડ્ડો છે. આ કંઈ પૂજારી છે શેતાનોનો દૂત છે. પહેલાં પણ હું અયોધ્યા યાત્રા કરવા ગઈ હતી ત્યાં મારા પતિની સાથે હોવા છતાં પણ મને ફોસલાવીને થોડા સફેદ કપડાંવાળા અને બ્રહ્મચારી લાગતાં પીળાં કપડાં પહેરતા લોકો ઉઠાવીને લઈ ગયા. આ વખતે હું સાવધાન હતી. છતાં પણ મંદિરનાં પૂજારી ઉપર ભરોસો રાખીને મંદિરમાં રહી ગઈ. હાય! હું લૂંટાઈ ગઈ!' એમ કહીને વિધવા યુવતી ધ્રુજવા લાગી.

શિવદત્ત : 'તો પછી શું થઈ ગયું? ચાલ મારી સાથે મારા ઘરે, મારું ઘર પારકું થોડું જ છે.'

પંડિતજીનું આશ્વાસન સાંભળીને ભોળી યુવતી તેની સાથે તેને ત્યાં પહોંચી. એક બે દિવસ તો તેની ઘણી સેવા કરી પછી તેને શિવદત્ત પંડિતજીએ પૂછયું— 'અલી! તારું નામ શું છે?'

યુવતી : 'મારું નામ 'ચમેલી' છે.

શિવદત્ત : 'ચમેલી ! સાંભળ, હજી તારી ઉમર લગભગ ૨૫ વર્ષની હશે. તારે પણ ઘણી લાંબી ઉંમર કાપવાની છે. તારી પાસે હવે કશું જ ધન રહ્યું નથી અને આ તો પરદેશ છે એટલા માટે તને કોઈ ઓળખશે, પણ નહીં તું સારી કમાણી કરી શકે તેમ છે તારા સુંદર શરીરથી ! ભૂખ–તરસ મિટાવવાની જેમ જ પોતાની કામપિપાસા તૃપ્ત કરવાવી એ ક્યાં ખરાબ છે !' ચમેલીએ પહેલાં તો બનાવટી રોષ પ્રગટ કર્યો પરંતુ છેલ્લે તે શરત ઉપર સ્વીકાર કર્યો કે અડધી કમાણી તેને મળે.

તે યુવકને પંદર દિવસમાં વીસ હજાર રૂપિયાનો ખર્ચ થઈ ગયો હતો. શિવદત્તે પંદર દિવસ પૂરા થઈ ગયા પછી તેને પૂછ્યું : 'હવે તમારી શું ઇચ્છા છે ? ક્યાં જવું છે ? અને હવે તમારી પાસે કેટલી રકમ બાકી છે ?'

યુવક : 'હજી મારી પાસે દસ હજાર રૂપિયા બાકી છે. મને ગયાજીમાં મારા પિતૃઓને પિંડદાન દેવા જવું છે. આજે જ જવું છે.'

શિવદત્તે તેને ગયા પહોંચાડવાનો અને પિંડદાન કરાવવાનું આશ્વાસન આપ્યું. ગયા સ્ટેશન ઉપર ગાડી રાતના બે વાગે પહોંચી.

પંડિત શિવદત્ત તેને એક સૂનકાર મંદિરમાં લઈ ગયો અને ત્યાં થોડી જ વારમાં જ્યારે યુવકને ગાઢી

ઊંઘ આવી ગઈ. પંડિતે છરીથી તેનું ગળુ કાપી નાંખ્યું અને લાશ ત્યાં એક ખાડામાં નાંખી દીધી અને લગભગ રૂપિયા દસ હજારની નોટો હતી તેને લઈ ને ટ્રેન દ્વારા ગાયબ થઈ ગયો. પરંતુ અલ્હાબાદથી બે સ્ટેશન પહેલાં જ બે ગાડીઓ અકસ્માત રીતે ટકરાઈ ગઈ. આ ભયંકર દુર્ઘટનામાં પંડિત શિવદત્તના પ્રાણુપંખેરુ ઊડી ગયા. આવી રીતે પંડિત પુરોહિતવાદનાં ક્રૂર કર્મોથી પંડિતે શિવદત્તે નરકનું વિષવૃક્ષ વાવ્યું, જેનાં ઝેરી ફળોથી કેટલાય લોકો જીવતાં જ નરક ભોગવવા લાગ્યાં.

## ૫૪ | ભગવત્પૂજાની શુદ્ધ પ્રેરણા: સ્વર્ગની સીઢી

રામાનંદ સાચા અર્થમાં પંડિત હતો. તે પાપકર્મોથી ડરતો હતો. ભગવદ્ભક્તિમાં આખું ય જીવન અર્પણ કરવાની દૃષ્ટિથી જ તે હિમાલય પ્રદેશની શાંત સુરમ્ય વનસ્પતિનાં લીલાં લીલાં ફળદાર વૃક્ષો અને સુગંધિત ફૂલોથી ઘેરાયેલાં એક નાના તીર્થ હિમાનીશ્વરમાં રહેવા આવ્યો હતો. એને કોઈ પ્રકારનો લોભ તથા સ્વાર્થ ન હતો. જે કોઈ યાત્રી ત્યાં દર્શન માટે આવતો તેને તે હિમાનીશ્વર મહાદેવનું સ્વરૂપ, તેમની પૂજા અને ભક્તિનું રહસ્ય તથા ભગવત્પૂજા અને તીર્થયાત્રાથી જીવનમાં શુદ્ધ ધર્માચરણની પ્રેરણાનું રહસ્ય સમજાવતો. યાત્રી પોતાની ઇચ્છાથી રામાનંદને જે કોઈ પણ ભેટ આપી જતા તેનાથી તે સંતુષ્ટ રહેતો. કોઈના પાસે કંઈ માંગતો નહિ.

એટલો નિઃસ્પૃહ અને સ્વાભિમાની હતો કે ક્યારેક ક્યારેક કોઈ યાત્રી આવતો નહિ તો તે ઉપવાસ પણ કરી લેતો અને પોતાના જીવનની અંતરંગ શુદ્ધિમાં લીન થઈ જતો. તેની નિઃસ્પૃહતા અને ઈશ્વરભક્તિથી પ્રભાવિત થઈને તીર્થપ્રબંધક સમિતિએ તેને ત્યાંનો પૂજારી નીમ્યો હતો. ત્યાં જે પણ પંડિત રહેતા હતા. તે બધા રામાનંદની રીતિ, નીતિ અને નિર્દેશના અનુસાર ચાલતા હતા. કોઈ. પણ વ્યક્તિ દુઃખ અને વિપત્તિના માર્યા તીર્થસ્થાન પર આવી જતી તો રામાનંદ તેને આશ્રય આપવાનો કયા ય ઇન્કાર કરતો નહીં.

એક દિવસ રાતનો સમય હતો. આંધી ચાલી અને વીજળીના કડાકા સાથે જ મુસળધાર વરસાદ પડી રહ્યો. એવામાં એક મુસ્લિમ દંપતી પાણીથી લથપથ થઈને આશ્રય માટે હીમાનીશ્વર તીર્થ આવી પહોંચ્યા. પંડિત રામાનંદ પાસે તેમણે તીર્થના બારણા પાસે ઊભા રહીને કહ્યું– 'પંડિતજી અમારી જરા વાત સાંભળશો?'

રામાનંદ (તરત પાસે આવીને): કહો શું કહેવા માગો છો? મારા સહકારની જરૂર હોય તો નિઃસંકોચ કહો હું તૈયાર છું.'

મુસ્લિમ દંપતી: (દબાએલા અવાજથી) 'કહેતાં સંકોચ થાય છે. અમે મુસલમાન છીએ. મુશ્કેલીમાં ફસાઈ

ગયાં છીએ. શું અમને રાત રહેવાને માટે અહીંયાં જગ્યા આપશો ?'

રામાનંદ : 'ખુશીથી રહો ! ભગવાનના ભક્તોને માટે તો છે. ખુદા અને ભગવાન એક છે. તમે પણ તો ખુદાનાં ભક્ત છો એટલા માટે ધર્મી છો, અધર્મી નહીં ભલે તમે ઇસ્લામધર્મને માનો છો.'

મુસ્લીમ દંપતી આ ન્યાયી વાત સાંભળીને ખુશ થઈને કહેવા લાગ્યાં. 'અમે તમારા નેક વ્યવહાર અને પાકા ઇરાદાથી ઘણાં જ ખુશ છીએ. શું અમે તમારા ભગવાનની સામે અમારી નમાજ પઢી શકીએ છીએ ?'

રામાનંદ : 'અમને કોઈ વાંધો નથી. તમે મહાદેવજીની સામે નમાજ પઢશો તો ખુદાની નમાજ મહાદેવજીને જ પહોંચશે અમારે ત્યાં કોઈ પણ ધર્મવાળાઓની ભક્તિ કરવામાં હરકત નથી.

મુસ્લિમ દંપતીએ નમાજ પઢી. કુરાનની થોડી આયતો પઢી અને નમાજ પઢીને પંડિત રામાનંદને પૂછ્યું : 'શું અમે પણ તમારા તીર્થમાં કોઈ ભેટ આપી શકીએ ? તમને અમારી પાસેથી ભેટ લેવામાં કોઈ વાંધો તો નહીં આવે ને ?'

રામાનંદ : 'એ તો જેવી તમારી ઇચ્છા. અમને તમારા જેવા શરીફ મુસલમાન પાસેથી ભેટ લેવામાં કોઈ

વાંધો નથી; પરંતુ તે ભેટ તીર્થના ઉપયોગમાં જ આવે, મારા પોતાના માટે નહીં.

આથી એ મુસ્લિમ ભાઈ ઘણો જ પ્રભાવિત થયો અને તે ધનિક મુસ્લિમ દંપતીએ ૫ હજાર રૂપિયા તે તીર્થમાં ભેટ આપ્યા. જતી વખતે રામાનંદે તેમને પૂછયું—'તમે ક્યાં રહો છો? નામ—સરનામું શું છે? તીર્થ કમીટીની રસીદ બુકમાંથી તમને હું આ ભેટની રસીદ આપું તેને લેતા જાવ.'

મુસ્લિમ: 'રસીદની અમારે શું જરૂર છે? મારું નામ ખુદાબક્ષ છે અને મારી બીબીનું નામ ફાતિમા છે. અમે અહીંથી ઘણે જ દૂર શ્રીનગરમાં રહીએ છીએ. અહીં અમારો લાકડાંનો ઇજારો છે, એ માટે આ તરફ આવ્યા હતાં. પરંતુ રસ્તો ભૂલી જવાથી આ બાજુ નીકળી ગયાં ઉપરથી વરસાદ અને આંધીના કારણે અમે ભીંજાઈ ગયાં હતાં. તમે અમારી ઘણી સેવા કરી. અમને અહીંયા પરાયા જેવું બિલકુલ લાગ્યું નથી.'

રામાનંદ: 'અહીં! ભગવાનનો દરબાર તો બધાંના માટે ખુલ્લો છે. ખુદાને ત્યાં હિંદુ—મુસ્લિમ વગેરેનો ભેદ હોતો નથી. જે ભેદ રાખે છે તે સ્વાર્થી અને ઝનૂની છે. ઘણું સારું કર્યું તમે અહીં પધારી અમને દર્શન દીધાં અને મહેમાનગિરીનો મોકો દીધો. ઇન્સાનિયતના સંબંધે પણ દરેક માણસને ભાઈ જેવા સમજીને સેવા કરવી એ અમારી ફરજ છે. રસીદ તો તમે લેતા જ જાવ. એક

વાત તમને પૂછવા ઇચ્છું છું—ખોટું ન લગાડશો. શું તમે માંસ અને દારૂ ખાવ-પીવો છો ? બકરાની કુરબાની કરો છો ?'

મુસ્લિમ દંપતી : 'ના ભાઈ! કુરાને શરીફમાં માંસ ખાવાની મનાઈ છે. દારૂ તો બિલકુલ નાપાક વસ્તુ છે. અને કુરબાની પોતાની બૂરાઈઓની આપવાની છે. બકરાની નહીં. આમ વિચારીને અમે બીજા કટ્ટર મુસ્લિમોથી આ વાતથી અલગ રહીએ છીએ. શું તમે અમને ખુદાની નમાજ તથા ભગવાનની સાચી પૂજાની બાબતમાં કંઈ બતાવી શકો છો ?'

રામાનંદ : 'મને તમારી પવિત્ર જિંદગી જાણીને ઘણો જ આનંદ થયો. ખુદાની નમાજનું સાચું રહસ્ય એ જ છે કે તમે તેનાં સાચા ફરમાનો ઉપર ચાલો. પોતાના જીવનમાં હિંસા ન કરો. ખોટું ન બોલો. ચોરીથી દૂર રહો. ઓછામાં ઓછી જરૂરતોથી કામ ચલાવો. પોતાની નેક કમાણીથી નેકી અને ભલાઈનું કામ કરો. નેકનિયત રાખો. ભગવાન અને ઇમાન ઉપર વિશ્વાસ રાખો. તમારા સંપર્કમાં આવતાં લોકોને ખુદાનું અસલી ફરમાન બતાવો અને બુરાઈઓથી દૂર રહેવાનું કહો.'

મુસ્લિમ : 'વાહ! તમે તો ઈશ્વરપૂજાની બધી વાતો ઇસ્લામમાં જે છે તે જ કહી નાંખી. અમે તમારાં ઘણાં

-જ અહેસાનમંદ છીએ. અમને પણ તમારા તીર્થયાત્રી સમજો. ક્યારેય શ્રીનગર આવો તો અમારે ત્યાં જ મહેમાન બનજો. સારુ હવે અમે વિદાય લઈએ છીએ. 'સલામાલેકમ્' એમ કહીને મુસ્લિમ દંપતી દુવાઓ આપતાં વિદાય થયાં. તેમને એવું લાગતું હતું કે જાણે તે સ્વર્ગની સીડીઓ ચડી રહ્યાં હોય.

## ૫૫

## ભ્રષ્ટાચાર : રાષ્ટ્ર માટે નરક

હજારીબાગ આમ તો બહુ મોટું શહેર હતું પરંતુ તેમાં શાસન-વ્યવસ્થા, ન્યાય-વ્યવસ્થા, પત્ર-વ્યવસ્થા અને વીજળી-પાણીની સગવડો, સફાઈ તથા દવાની વ્યવસ્થા, જિલ્લામાં સહકારિતા તથા ગ્રામપંચાયતનો પ્રબંધ ઘણો જ અસંતોષજનક હતો.

રેલવેનો જનરલ મૅનેજર સરયૂસિંહ ઉપર ઉપરથી તો ભલો માણસ લાગતો હતો. પરંતુ રેલવેના યાર્ડમાસ્તર, પાર્સલમાસ્તર વગેરે બધાને તેમાંથી ધૂંસ મારી લેવાની છૂટી આપી રાખી હતી. કારણ કે તેમની ધૂંસમાં તેનો પણ મોટો હિસ્સો રહેતો હતો. ટિકિટ માસ્તર પણ રાતે જનારા રેલયાત્રીઓ પાસેથી લાંચ લીધા વગર ટિકિટ આપતો ન હતો. ઘણા યાત્રીઓ ટિકિટચેકરને લાંચ

આપીને બેફિકર વગર ટિકિટે મુસાફરી કરતા હતા. તેઓની આ બેજવાબદારીથી રેલવે બોર્ડને દરવર્ષે લાખો રૂપિયાનો ખાડો પડતો હતો. ભાડા સિવાય જનતાના પણ લાખો રૂપિયા આવા બેજવાબદાર સરકારી નોકરોના ખિસ્સામાં જતા રહેતા હતા.

આવા દિવસોમાં હજારીબાગમાં વીજળી, પાણી, સફાઈ તથા ચિકિત્સાનો વ્યવસ્થા ઘણી જ બગડી ગઈ હતી. વીજળી કર્મચારીનો વડો વીરેન્દ્રસિંહ જ્યારે ને ત્યારે શહેરમાં તથા કારખાનાંઓને વીજળી આપવાનું બંધ કરી દેતો હતો. ઘણી જગ્યાએ વીજળી ખરાબ થઈ જવાથી તેને ન સુધારવાને કારણે લોકોને કેટકેટલાય દિવસો સુધી વગર પ્રકાશે રહેવું પડતું હતું.

આવી રીતે શહેરમાં ક્યાંક તો પાણીનો ઘણો જ દુર્વ્યય થઈ રહ્યો હતો. ક્યાંક પાણી મળતું જ ન હતું. ક્યાંક નળોમાં પાણી કલાક–બે કલાક પછી આવતું જ બંધ થઈ જતું હતું. પાણી પણ ઘણી વાર ગંદું વાસ-વાળું અને જીવજંતુવાળું આવતું હતું. વોટર સપ્લાઈનો ઇન્ચાર્જ સોહનસિંહ આવી બાબતમાં ઘણો જ બેદકાર અને રુશવતખોર હતો.

પોસ્ટખાતાની વ્યવસ્થા પણ અત્યંત ખરાબ હતી. પાર્સલો અને મનીઓર્ડરોમાં મોટો ગોટાળો થતો હતો. બેજવાબદાર પોસ્ટ માસ્તર કપ્તાનસિંહને તેની ચિંતા

ન હતી. કારણ કે તેના ભ્રષ્ટાચારમાં દાણાપાણી મળતાં રહેતાં હતાં.

સફાઈ કામદારો ઉપર ઇન્ચાર્જ હતો અયોધ્યસિંહ, જે રેલવે મેનેજર સરયૂસિંહનો ભાઈ હતો. શહેરમાં સફાઈ અને ચિકિત્સા હોવી જરૂરી હતી પરંતુ આ બંને મામલામાં આ શહેર બહુ જ પાછળ હતું. શહેરમાં કેટલાય મહોલ્લામાં કચરાના ઢગલા પડયા પડયા સડતા હતા. ઘણાં ય ઘરોની આગળ મેલાની લાઈનની લાઈન લાગેલી હતી. ઘણી ગલીઓમાં તો સફાઈનું નામનિશાન ન હતું. ઘણી જગ્યાએ વરસાદનું પાણી જમા થઈ જવાને કારણે મચ્છરો ખદબદતા હતા. ગંદકીના કારણે શહેરમાં મેલેરિયા શરૂ થઈ ગયો હતો. પરંતુ સરકારી ડોકટરોને તે વાતની કોઈ ફિકર ન હતી. કોઈ મરે કે કોઈ જીવે. હોસ્પિટલ પહોંચવા છતાં પણ 'દવા નથી' કહી ને રોગીને તતડાવી નાંખતા હતા. તથા દવાનાં નામ ઉપર પાણી મેળવીને દઈ દેતા હતા જે દવાઓ આવતી હતી તેમાંથી વધારે દવાઓ તથા ઇન્જેકશન ડોકટર લોકો વેચી ખાતા હતા. સરકારી હોસ્પિટલમાં ઓપરેશન થિયેટર હતું. ડો. શિવમંગલસિંહ ઓપરેશનમાં એકસપર્ટ હતો પરંતુ લાંચ લેતો હતો. તેની આ રીતના કારણે ઘણા દર્દી મૃત્યુના મોઢામાં પહોંચી જતા હતા.

એક દિવસ શહેરના એક સાધારણ કુટુંબના દર્દીને ગાંઠનું ઓપરેશન થવાનું હતું. દર્દીને ઓપરેશન ટેબલ ઉપર સૂવડાવીને ડૉ. શિવમંગલસિંહે તેને ઇન્જેક્શન આપ્યું અને ક્લોરોફોર્મ આપતાં પહેલાં દર્દીના સગા-વહાલાની પાસે માંગણી કરી : 'દસ હજાર રૂપિયા આપો ત્યારે જ ઓપરેશન થશે. નહીંતર દર્દીના પ્રાણ ખતરામાં છે. હું તેનો જવાબદાર નથી.'

બિચારાં સગાંવહાલાં આવી આકસ્મિક માગણી સાંભળીને ઘણાં જ ગભરાઈ ગયા. તેમણે ડોકટરને ઘણી વિનંતિઓ કરી પરંતુ તે એકનો બે ન થયો. દર્દીનાં સગાંવહાલાંઓએ કહ્યું : 'અમે પછીથી તમારો સત્કાર કરીશું.' તો પણ તે ઓપરેશન કરવાને તૈયાર ન થયો. આવી બોલાચાલીમાં ઘણો સમય વીતી ગયો. દર્દી મોતના મોઢામાં પહોંચી ગયો. દર્દીનાં સગાંઓ ટગર ટગર જોતાં રહી ગયાં. ડોકટરને સેંકડો ગાળો દેતાં તે મનમાં ક્રોધિત થઈને જતાં રહ્યાં.

તેના થોડા જ દિવસો પછી છાપામાં તે ઘટના પ્રકાશિત થઈ કે હજારીબાગ જિલ્લાનાં કેટલાક ગામોની સહકારી સોસાયટીઓમાં લાખોનું પાણી થઈ ગયું. ભ્રષ્ટા-ચારી સહકારી અધિકારીઓએ પોતાનાં ખિસ્સાં ગરમ કર્યાં. જનતાને સહકારિતાનો કોઈ લાભ ન મળ્યો.

તે દિવસે હજારીબાગ જિલ્લાની પાસેના જ બ્લોકમાં ગામોમાં ભ્રષ્ટાચાર ચરમ સીમા પર પહોંચી ગયો હતો.

બી. ડી. ઓ., ગ્રામસેવક તથા અન્ય કર્મચારી બધા જ લેખાઉ બની ગયા હતા. જે ખેડૂતો પાસેથી તેમને ખાવાનું મળી જતું હતું તેને તેઓ ખાતર, બી વગેરે આપતા પેલી બાજુ ગ્રામ પ્રધાનોમાં ભાઈ–ભત્રીજાવાદ ફેલાઈ ગયો હતો. તે પોતાના સગાંવહાલાંઓ પાસેથી રૂપિયા લઈને તેમને ખાતર, બી. કેરોસીન, ખાંડ, સિમેન્ટ વગેરે કંટ્રોલ ભાવે અપાવી દેતા હતા, બીજા લોકો એકબીજાની સામું જોઈને રહી જતા હતા. જીવનની પ્રાથમિક જરૂરિયાતોની વસ્તુ તે તે ગ્રામ પંચાયતો પાસેથી ગામના લોકોને મળવી સુલભ ન હતી. પટવારી સૂરજભાન વગેરે ખેડૂતોને બહુ જ તંગ કરતા હતા. તેમની પાસે ઘણી મોટી રકમ ભેટ લઈ રહ્યા હતા. જ્યાં ત્યાં લાંચરુશવત અને પક્ષપાતની બોલબાલા હતી. ગામમાં લોકોને સસ્તુર તો શુદ્ધ અને શીઘ્ર ન્યાય મળતો ન હતો ત્યાં પણ પંચોની મુઠ્ઠી ગરમ કરવાથી જ તેના પક્ષમાં ફેંસલો આપવા આવતો હતો.

ચારે બાજુ વાતાવરણ ધૂંધળું હતું. સજ્જન લોકો આવી અવ્યવસ્થાના કારણે ઘણા દુઃખી હતા. પરંતુ તે સંગઠિત ન હતા. એથી ચૂપ હતા તે તે સહકારી કચેરીઓમાં તેમનું કોઈ સાંભળતું ન હતું એટલા માટે નિરાશ, ઉદાસ અને કિંકર્તવ્ય મૂઢ બની ગયા હતા.

એમાં શહેરમાં એક રાજનૈતિક પાર્ટીનો જન્મ થયો તેનું નામ રાખ્યું –'નગર – સુધાર મંડળ.'

નગરના થોડા બુદ્ધિજીવી લોકોનું આ દળ હતું. તેમનો જુદી જુદી કચેરીઓની ફરિયાદોની એક યાદી બનાવી. સાથે જ નગર તથા જિલ્લાની અવ્યવસ્થાથી પરેશાન લોકો તેમની પાસે ફરિયાદ કરવા આવતા તેમની પાસેથી તેમની સ્થિતિ પ્રમાણે રકમ લેતું હતું. લોકોને આશા બંધાઈ ગઈ હતી કે આ ભ્રષ્ટાચારીઓનો જરૂર ભંડો ફૂટી જશે. તે એજવાબદાર, રાષ્ટ્રના ચોરોને જરૂર દંડ મળશે.

'નગર સુધાર મંડળ'ના કાર્યકર્તા યાદી પ્રમાણે જુદી જુદી કચેરીઓના અધિકારીઓ તથા કર્મચારીઓની ફરિયાદ કરવા પોલીસ સ્ટેશનમાં પહોંચ્યા; પરંતુ ઇન્સ્પેક્ટર તથા બીજા અધિકારી પણ પોતાની લાંચ ખાવાની ટેવ પ્રમાણે રિપોર્ટ લખવાની આનાકાની કરવા લાગ્યા; પરંતુ જ્યારે તેના ઉપર દબાણ કર્યું તો તેમને બધી ફરિયાદો લખી લીધી. ઇન્સ્પેક્ટર હોશિયારસિંહ, કલેક્ટર શિવરાજસિંહનો માસિયાઈ ભાઈ હતો. એટલે કલેક્ટરે તે બધી ફરિયાદો ઉપર જલદીથી અમલ ન કર્યો જ્યારે બહુ દબાણ કરવાથી ઇન્સ્પેક્ટરે પોલીસના જુદા જુદા અધિકારીઓની પાસે તપાસ કરવાને માટે મોકલી આપ્યા.

જ્યારે રેલવેમેનેજર સરચુસિંહને ખબર પડી કે તેના ચારે ય છોકરા રેલવેમાસ્તર કુંભસિંહ, પોસ્ટમાસ્તર કપ્તાનસિંહ, પાર્સલમાસ્તર ધનેન્દ્રસિંહ અને ટિકિટમાસ્તર વિમલસિંહ તથા ચારે ય ભત્રીજા વીજળી–કર્મચારી

પ્રમુખ વીરેન્દ્રસિંહ, વોટર સપ્લાઈ ઇન્ચાર્જ સોહનસિંહ, ટી. ટી. સુરેન્દ્રસિંહ અને ડોકટર શિવમંગલસિંહ તથા નાના ભાઈ અયોધ્યાસિંહ સફાઈના કામદાર ઇન્ચાર્જ બીજા માસિયાઈ ભાઈ સૂરજસિંહ બી. ડી. ઓ. વગેરે ઉપર ભ્રષ્ટાચારની ફરિયાદ છે. તો તેમને તરત જ બધાને ફોન કરીને જણાવી દીધું કે 'તમારી ઉપર ભ્રષ્ટાચાર અને તેનેમદદ કરવાનો આરોપ છે માટે તમે કલેકટર શિવરામસિંહની પાસે મોટી ભેટ લઈ ને પહોંચો નહીંતર તમે તમારી નોકરી ખોઈ બેસશો.'

ત્યાં પોલીસના માણસો જ્યારે જુદી જુદી કચેરીઓમાં પહોંચ્યા તો તેમનાં પણ ચા-પાણી તથા દાન-દક્ષિણાથી ખૂબ સ્વાગત કર્યું. પોલીસવાળાઓ ખોટી કાર્યવાહી કરીને પાછા ફર્યા ત્યાં જુદી જુદી કચેરીના આ બધો ભ્રષ્ટ અધિકારીગણ પણ મોટી મોટી ભેટ લઈ ને ઇન્સપેકટર હોશિયારસિંહની પાસે પહોંચ્યો. તેને થોડી ભેટ ચઢાવીને તે તેની સાથે લઈને કલેકટરને ત્યાં પહોંચ્યા. આટલી મોટી ભેટો જોઈ ને શિવરામસિંહના મોઢામાં પાણી ભરાઈ આવ્યું. લોભવશ થઈ ને તેને બધાની ફરિયાદો ઉપર પડદો નાંખી દીધો.

હવે તો વાત જ શી કરવી? જિલ્લાની ઘણીખરી સરકારી કચેરીઓમાં વધારે ભ્રષ્ટાચાર, શોષણ, લાંચખોરી, પક્ષપાત અને ભાઈ-ભત્રીજાવાદ ચાલવા લાગ્યા.

'નગર સુધાર મંડળે' જ્યારે જોયું કે હજી સુધી અમારી તરફથી કરેલી ફરિયાદોની કોઈ અનુકૂળ પ્રતિક્રિયા થઈ નથી તો તેમને વારંવાર લખ્યું. જ્યારે તેની ઉપર કોઈ અમલ ન થયો. તો હાઈકોર્ટમાં કલેકટર શિવરામસિંહ, પોલીસ અધીક્ષક નારાયણસિંહ, ઇન્સ્પેકટર હોશિયારસિંહ વગેરે ઉપર બેજવાબદારી, ભ્રષ્ટાચાર તથા લાંચ—રુશવતખોરીનો આરોપ મૂકીને કેસ દાખલ કર્યો. વાદી—પ્રતિવાદી બંનેની જુબાની લીધી. બંને પક્ષના વકીલોનો વાદ–વિવાદ થઈ અને છેવટનો મામલો ન્યાયાધીશ ભાનુપ્રતાપસિંહની સામે આવ્યો. ભાનુપ્રતાપસિંહે બધા મામલાની તપાસ કરી. પરંતુ ફેંસલો આપતાં પહેલાં જ ભ્રષ્ટાચારી કલેકટર, ઇન્સ્પેકટર અને પોલીસ અધીક્ષક ન્યાયાધીશ ભાનુપ્રતાપસિંહની પાસે પહોંચી ગયો. તેમને ચાંદીના સિક્કા એટલા વરસાવ્યા કે તેની નીચે આ અપરાધીઓના બધા જ અપરાધ દબાઈ ગયા. ન્યાયાધીશ ભાનુપ્રતાપસિંહે ફેંસલો અપરાધીઓના પક્ષમાં આપી દીધો—જો કે તે મામલાની તપાસ કર્યા પછી અપરાધી નિર્દોષ ગણાય છે તેમના વિરુદ્ધ અદાવતનાં કારણે જૂઠો આરોપ લગાડયો છે. પરિણામે આ બધા અપરાધી નિર્દોષ છે. ન્યાયાધીશ ભાનુપ્રતાપસિંહનો આ એકપક્ષીય ફેંસલો સાંભળીને મંડળના કાર્યકર્તાઓનો ચહેરો ઊતરી ગયો.

તે રોષથી બબડતા જતા રહ્યા. પરંતુ ચુપ ન બેઠા. તેમણે થોડા લોકોને કલેકટર, ઇન્સ્પેકટર તથા પોલીસ

અધિક્ષકની વિરુદ્ધ ઉશ્કેર્યા. લોકો એવી યુક્તિમાં હતાં કે કોઈ મોકો મળે તો અમે તે ભ્રષ્ટાચારીઓની ખબર લઈ નાંખીએ.

એક દિવસ રજા લઈને ઇન્સ્પેક્ટર હોશિયારસિંહ ફર્સ્ટ ક્લાસનાં ડબ્બામાં બેસીને ટ્રેનમાં પોતાના ગામ જઈ રહ્યા હતા. તે સમય મોકો જોઈને ચાર બદમાશોએ ટ્રેનમા ઘૂસીને તેના ઉપર દબાણ કર્યું. ઇન્સ્પેક્ટર સામનો કરે તે પહેલાં જ તે તેને મારપીટ કરીને ઘાયલ કરીને ભાગી ગયા. બીજા દિવસે છાપામાં સમાચાર છપાયા જે વાંચીને આખાય રાજ્યમાં સનસનાટી ફેલાઈ ગઈ. નિર્દોષ માણસોની ધરપકડ થવા લાગી. કેટલાક ગ્રામીણ લોકોએ આવીને કલેક્ટર ઉપર હુમલો કર્યો. કલેક્ટરે ગોળી ચલાવવાનો આદેશ આપ્યો જનતાએ પણ તે અવસર ઉપર સારો મુકાબલો કર્યો. સંઘર્ષમાં પાંચ વ્યક્તિ મૃત્યુ પામી, આખાય શહેરમાં કરફ્યુ લગાવી દીધો. પરંતુ ચારે બાજુ અરાજકતા ફેલાઈ ગઈ હતી. જનતાની ભીડ ઊભરાઈ રહી હતી અને જ્યાં જુએ ત્યાં પોલીસને મારવા લાગતા. પોલીસ પહેરો લંબાવવાનું છોડીને ભાગી ગઈ. એક બહુ મોટા ટોળાએ પોલીસ અધિક્ષકના કાર્યાલયને ઘેરી લીધું. જનતા સૂત્રો બોલતી હતી : 'ભ્રષ્ટાચારીઓને બરખાસ્ત કરો. ભ્રષ્ટાચાર નહીં ચાલે. જનતા પર આ અત્યાચાર હવે નહીં ચાલે.'

આવી રીતે એક બાજુ બધી સરકારી કચેરીઓમા નીચેથી લઈને ઉપર સુધી પક્ષપાત, લાંચ-રુશવતખોરી, દમન, શોષણ, ભાઈ-ભત્રીજાવાદ વગેરેનાં રૂપમાં ભ્રષ્ટાચાર ઘટવાને બદલે ખુલ્લેખુલ્લો વધી રહ્યો હતો. બીજી બાજુ મંડળના કાર્યકર્તા પણ અંદરોઅંદર છૂપી રીતથી અધિકારીઓ પાસેથી લાંચ લઈને શિથિલ થઈ ગયા તે જેમતેમ જનતામાંથી કેટલાક લોકોને કહેતા હતા. તેનાથી શાસન-વ્યવસ્થા સુધરવાને બદલે બગડતી જતી હતી.

આખોય હજારીબાગ જિલ્લો આવા ભ્રષ્ટાચાર અને બેજવાબદારીના કારણે અરાજકતાની નારકીય આગમાં સળગી ઊઠયો. એની લપટો આખાય રાષ્ટ્રમાં ફેલાઈ ગઈ.

# ૫૬ | ભ્રષ્ટાચાર-નિવારણ : સુંદર સ્વર્ગ-સર્જન

રાજસ્થાનનો ચૂરુ જિલ્લો પહેલાંથી જ પાછળ હતો. ત્યાં ભ્રષ્ટાચારીઓને મળીને તેનો નાશ કરવાનું શરૂ કર્યું હતું. સતીશચન્દ્ર જિલ્લામાં હજી નવા નવા જિલ્લાધીશ બનીને આવ્યા હતા. તેમની પાસે દરરોજ ફરિયાદોની લાઈન લાગી રહેતી હતી. તેઓ ભ્રષ્ટાચારીઓને કડક દંડ કરવાનો મોકો શોધતા હતા પરંતુ અપરાધી સાબિત ન થાય ત્યાં સુધી તેનો કેવી રીતે દંડ કરવો ? આ જ સમસ્યા જિલ્લાધીશની સામે હતી. કારણકે તેઓ જે વ્યક્તિઓની તપાસ કરવાને માટે મોકલવાને ઇચ્છતા હતા, તે વ્યક્તિ લાંચ લઈને તથા ભાઈ-ભત્રીજાવાદના ચક્કરમાં પડીને ભ્રષ્ટાચારીઓમાં મળી જતી હતી. એટલા માટે જિલ્લાધીશ સતીચન્દ્ર મુશ્કેલીમાં હતા કે જેટલી બીજી ફરિયાદ

આવી રહી છે, તપાસનો રિપોર્ટ તેની વિરુદ્ધ જ આવે છે એટલા માટે કંઈ ને કંઈ દાળમાં કાળું જરૂર છે.

ચૂરુમાં દરરોજ વીજળી, પાણી, સફાઈ, પોસ્ટ અને ચિકિત્સાનો પ્રબંધ બગડતો જતો હતો. એક દિવસ શહેરના કેટલાક પ્રતિષ્ઠિત સદાચારી સજ્જનોએ મળીને 'નૈતિક નાગરિક સંઘ' બનાવ્યો. નાગરિક સંઘે તે પાંચ વ્યવસ્થાઓમાં તોફાનો, મુશ્કેલીઓ અને ભ્રષ્ટાચાર જાણીને પોતે જ પાકી તપાસ કરી અને સીધા જ જિલ્લાધીશ પાસે પહોંચ્યા. તેમણે શહેરમાં ફેલાતી ભ્રષ્ટાચારલીલાનું યથાર્થ-રૂપમાં નિવેદન કર્યું. ન્યાયપ્રિય જિલ્લાધીશના કાન ઊભા થઈ ગયા. તેમણે આગન્તુક સજ્જનોને કહ્યું, 'હું પોતે જ મારી નજરે જોવા ઇચ્છું છું.'

આગન્તુક : 'મહોદય! અમે તમને પ્રત્યક્ષ ભ્રષ્ટાચારલીલા બતાવી શકીએ છીએ. શરત એટલી કે તમે સાદા અને ગ્રામીણ વેશમાં ચાલો.'

કેટલાક દિવસોથી જિલ્લાધીશે દાઢી વધારી હતી. એક દિવસ તેમણે એક ગ્રામીણનો પોશાક પહેર્યો. ધોતી, પાઘડી અને મેલા કોટમાં જિલ્લાધીશ આજે સાક્ષાત્ ગ્રામીણ લાગતા હતા. તેમને તરત જ પૂર્વોક્ત સજ્જનોને ફોન કરીને બોલાવ્યા અને બપોરના લગભગ ત્રણ વાગે તેમની સાથે ગ્રામીણ વેશમાં ચાલી નીકળ્યા. સૌથી પહેલાં તે સરકારી હોસ્પિટલમાં પહોંચ્યા. ત્યાં ડોક્ટર સુજ્ઞાનચંદનો દર્દીઓની સાથેનો દુર્વ્યવહાર જોઈને

તેમને ડૉક્ટરનું નામ-સરનામું નોંધી લીધું અને પછી આગળ વીજળીઘરમાં પહોંચ્યા. ત્યાંનું દૃશ્ય જોઈને તો જિલ્લાધીશ કંપી ઊઠયા. કેવી કેવી રીતે ખેડૂતોની ટયૂબ-વેલની તથા કારખાનાંઓની વીજળીનું કનેકશન કાપીને તેમની પાસેથી ભારે લાંચ લેવામાં આવી રહી છે.

તેમણે પણ નકલી ખેડૂત બનીને પોતાના ગામમાં ટયૂબવેલની વીજળી ચાલુ કરવાનું કહ્યું અને વીજળી કર્મચારીઓના પ્રમુખને લાંચ દેવાને માટે વીસ રૂપિયાની નોટ કાઢી. વીજળી કર્મચારી પ્રમુખ સુરેશચંદ્રે ચૂપ-ચાપ તે નોટ લઈ લીધી. પછી આગળ વધીને તે શહેરની સફાઈ અને પાણીની વ્યવસ્થા જોવા ગયા. ત્યાં પણ ઘણી અંધાધૂંધી ચાલી રહી હતી. ક્યાંક તો પાણી ફાજલ પડી રહ્યું હતું. ક્યાંક નળ બિલકુલ બંધ પડયા હતા. ક્યાંક ખાડામાં જીવજંતુ પડયાં હતાં. ક્યાંક ગંદકી અને કીચડથી ગલીઓ લથપથ હતી. જિલ્લાધીશે એક સફાઈ કર્મચારી પ્રમુખ વિનયકુમાર સાથે શેઠ ધનમલની દ્વારા માટે વાતચીત કરી તો તેણે લાચારી પ્રગટ કરતાં કહ્યું, 'શેઠજી ! અમને શું મળે છે? આટલા થોડા વેતનથી શું થાય !'

શેઠે તેને વીસ રૂપિયાની નોટ દેખાડીને કહ્યું : 'લો આ ઇનામ ! અને તે ગલીની સફાઈ કરાવી નાંખો.' તેણે તરત જ જ સફાઈ કામદારને તે ગલીની સફાઈ કરવાનો આદેશ આપ્યો. જિલ્લાધીશ મહોદય તેના પછી

વોટર સપ્લાઈ ઈન્ચાર્જને મળ્યા. તેને શેઠ ખજાનચંદજી દ્વારા કહેવડાવ્યું, 'જલદી તે મહોલ્લાનો નળ ચાલુ કરાવી નાંખો. આ લો ત્રીસ રૂપિયા.' રૂપિયા લઈને તેમને આશ્વાસન આપ્યું કે તમારું કામ થઈ જશે.'

જિલ્લાધીશે પોતાની ડાયરીમાં તે બધા ભ્રષ્ટાચારીઓનાં નામ–સરનામાં નોંધી લીધાં.

આ ઘટનાના ત્રીજા જ દિવસે જિલ્લાના કેટલાક ગામોનાં ન્યાયપ્રિય ઇમાનદાર લોકો જિલ્લાધીશની પાસે જુદા જુદા અધિકારીઓ અને કર્મચારીઓની ફરિયાદ લઈને પહોંચ્યા. ચૌધરી રામસિંહે નિવેદન કર્યું કે અમારી ગ્રામપંચાયતમાં પટવારી સુલેખચંદે મોટી જાળ પાથરી છે. તમે તેની તપાસ કરીને ખેડૂતોને ન્યાય અપાવો.'

સુદર્શનસિંહ યાદવે પોતાના બ્લૉકના ન્યાયપંચાયતમાં સરપંચ ઓમપ્રકાશ દ્વારા થતા પક્ષપાત અને લાંચરુશવતખોરીની ફરિયાદ કરી અને તેના પ્રત્યક્ષ સાબિતીનાં રૂપમાં પોતાના કેસમાં થતા અન્યાયનું ઉદાહરણ રજૂ કર્યું.

સ્વરૂપસિંહ રાજપૂતે પોતાના ગામમાં બી.ડી.ઓ. તથા ગ્રામસેવક દ્વારા કરવામાં આવતા ભ્રષ્ટાચારની કેટલીયે સાબિતીઓ રજૂ કરી આવી રીતે ચૂરુનાં શ્રીકૃષ્ણચંદ શર્માએ ઇન્સ્પેક્ટર પોલીસ અધિકારી તથા પોલીસમેનો દ્વારા કરવામાં આવતાં જુલમ, સજા, નિર્દોષને દંડ આપ-

વાનો, અપરાધીને લાંચ લઈને છોડી મૂકવાનો, ભ્રષ્ટાચારનો આંખે દેખ્યો અહેવાલ સંભળાવ્યો. તે બધાને સાંભળીને જિલ્લાધીશ સતીશચંદ્રનાં રૂંવાડાં ઊભાં થઈ ગયાં. તેમણે જાતે જ તપાસ કરીને યથાયોગ્ય કાર્યવાહી કરવાનું આશ્વાસન આપ્યું.

સંજોગવશાત્ બીજા જ દિવસે પટવારી સુલેખચંદ્ર, સરપંચ ઓમપ્રકાશ તથા બી. ડી. ઓ. કલ્યાણસિંહ ત્રણેય લાંચ લેતાં જ જુદા જુદા સ્થળ ઉપર જ પકડાઈ ગયા. ઇન્સ્પેક્ટર તથા પોલીસ અધિકારી વગેરેની પહેલાં પણ કેટલી એ ફરિયાદો આવી ગઈ હતી. એટલે જિલ્લાધીશ રવિવારે અચાનક જ ત્યાં પહોંચ્યા. અને તેમને બે વ્યક્તિઓની સાથે સોદાબાજી કરતાં પકડયો.

પૂર્વોક્ત ભ્રષ્ટાચારીઓ અને તે ગ્રામીણ લોકો દ્વારા પ્રસ્તુત બધા ભ્રષ્ટાચારીઓની જિલ્લાધીશ સતીશચંદ્રે ધરપકડ કરાવી. તેમના ઉપર સત્યાર્થી ન્યાયાધીશ આત્મારામની હાઈકોર્ટમાં કેસ ચલાવ્યો. અને તે બધાને નોકરીમાંથી સસ્પેન્ડ કર્યા અને બબ્બે વર્ષની સખત જેલની સજા અપાવી. ત્યાર પછી જિલ્લાધીશ સતીશચંદ્રે જિલ્લાની બધી જ વ્યવસ્થાને પોતાના હાથમાં લઈને ઇમાનદાર માણસો દ્વારા બધી સરકારી કચેરીઓમાં થતાં ભ્રષ્ટાચારનો નાશ કરાવ્યો.

જિલ્લાધીશ સતીશચંદ્ર શરૂઆતથી જ લાંચ રુશવત, પક્ષપાત, વગેરેના સખ્ત વિરોધી હતા. તેમને કેટલા ય

લોકો તથા ભ્રષ્ટ અધિકારીઓ લાલચ આપીને વશ કરી ન શક્યા. તો તેમની બદલી કરવાની મંત્રીઓ પાસે રજૂઆત કરી પરંતુ જનતા અને લોકસેવક તેમના પક્ષમાં હતા. તેમણે તે ભ્રષ્ટ લોકોની એક પણ ચાલવા ન દીધી.

જિલ્લાધીશ સતીશચંદ્ર દ્વારા ભ્રષ્ટાચાર સમાપ્ત કરવાથી જિલ્લામાં બધે જ આનંદ આનંદ થઈ ગયો. જિલ્લાનાં વિકાસ કાર્ય ઝડપથી થવાના કારણે સુંદર સ્વર્ગનું સર્જન થઈ ગયું.

## ૫૭ રાષ્ટ્રહાનિનું તત્ત્વ : નારકીય અભિશાપ

'ભાઈઓ ! આપણે વર્તમાન શાસન વ્યવસ્થાને ઉખાડીને ફેંકી દેવી છે. સરકાર આપણી વાત સીધી રીતે માનતી નથી. તેના ઉપર જ્યાં સુધી દબાવ પડશે નહીં ત્યા સુધી તેનાં કાનો ખૂલશે નહીં. મજૂરો ! તમે એક થઈને સરકારી કામોને બંધ કરી દો, હડતાલ પાડી દો, સરકારી ઇમારતોમાં આગ લગાડો ને બસોને તોડીફોડી નાંખો. સરકારી અધિકારીઓ ઉપર પથ્થર ફેંકો, તેમની સભાઓ બંધ કરાવો. આ પ્રધાનોને ઘેરી વળો, તોફાન કર્યા વગર સરકાર ક્યારેય ઠેકાણે આવશે નહીં.' આ ઉત્તેજનાત્મક હિંસાજનક શબ્દ રાજનેતા પ્રમોદચંદ્ર પોતાના જોશીલા ભાષણમાં કહી રહ્યા હતા.

કેટલાક શાંતિવાદી લોકોએ તેમને પૂછ્યું : 'આવી રીતે તોડફોડ, આગ લગાડવી હત્યાકાંડ, પથ્થરબાજી,

હડતાલ અને મારામારી કરીને તમે રાષ્ટ્રનું શું ભલું કરો છો ? આ તો રાષ્ટ્રની ખરેખર હાનિ છે. રાષ્ટ્ર પ્રત્યે વફાદારી નહીં ગુંડાગીરી છે. આને જ તમે તમારી પાછળના અગ્રણીઓને શીખવાડી રહ્યાં છો. તેનાથી રાષ્ટ્રીય ઉત્પાદન બંધ થઈ જશે. જેની અસર જનતા ઉપર જ પડશે.

પ્રમોદચંદ્ર : 'તમારે મારી સભામાં ગડબડ કરવાનો કોઈ અધિકાર નથી. તમારે પૂછવું હોય તો એકાંતમાં પૂછો. હું તમને એકએક પ્રશ્નનો જવાબ આપીશ.'

શાંતિવાદી : 'તમને જો તમારી આવી હિંસોત્તેજક વિચારધારામાં વિશ્વાસ છે તો તમે જનતાની સામે જ મારા પ્રશ્નોનાં જવાબ આપો તો જ જનતા પોતે જ નિર્ણય કરી શકે કે રાષ્ટ્રનું હિત તથા અહિત શામાં છે ? તમે રાષ્ટ્રમાં વર્ગ સંઘર્ષ કરાવીને અરાજકતા ફેલાવવાનું ઇચ્છો છો. અવ્યવસ્થા ઉત્પન્ન કરવાનું ઇચ્છો છો અથવા વર્ગસમન્વય કરાવીને અનુશાસનપૂર્ણ શાસન વ્યવસ્થા ચલાવવાનું ઇચ્છો છો ?'

પ્રમોદચંદ્ર : 'જ્યાં સુધી પહેલાંની ખોટી વ્યવસ્થા નાશ નહીં પામે ત્યાં સુધી નવી સુવ્યવસ્થા સ્થાપિત થઈ ન શકે. પહેલાંની ખોટી શાસન વ્યવસ્થાનો નાશ કરવાના અમારા જે ઉપાય છે તે અમે બતાવી ચૂકયા. ઇમારત બધી જ જીર્ણશીર્ણ થઈ ગઈ હોય તો પહેલાં તેનો નાશ કરી તથા પાડીને નવું માળખું તથા નવી

ઇમારતના નવેસરથી નિર્માણ કરવાનું હોય છે. મહાદેવજીનું જીવનસૂત્ર આજ છે, 'પહેલાં નાશ, પછી નિર્માણ.'

શાંતિવાદી : પરંતુ નાશના માર્ગનો શું તે અર્થ છે કે તમે રાષ્ટ્રની સારી ઇમારતોનો નાશ કરી નાંખો. બસો તથા રાષ્ટ્રીય સામાનને બાળી નાંખો. રાષ્ટ્રીય ઉત્પાદનને નીચે પાડી દો. જનતાની પ્રાથમિક જરૂરિયાતોની બાબતમાં મુશ્કેલીમાં નાંખો. પથ્થરબાજી કરીને ભદ્રજનો ઉપર આફત નાંખો. રાષ્ટ્રભક્ત લોકોનો ઘેરો કરીને શાસન-વ્યવસ્થામાં રુકાવટ કરો, ત્યાં સુધી કે જનતાની દુકાનો લૂંટીને અને તોડવા-ફોડવાને માટે તમારા પાછળનાં અગ્રણીઓને ભડકાવો ? આ તો જંગલી લોકોનું કામ છે. સભ્ય લોકો ાં નહીં.

પ્રમોદચંદ્ર : 'તમારી જેમ અમે કાયર બનીને ચૂપચાપ બેસીને ખોટી શાસનવ્યવસ્થાને સહન કરી નહીં શકીએ તમારી જેમ શાંતિવાદી બનીને બેસી રહો. કંઈ આંદોલન જ ન કરીએ તો સો વર્ષોમાં પણ તે ભ્રષ્ટલોકો ખુરશીથી હટવાવાળા નથી આંદોલનનાં માટે તે બધી હલચલ કરવી જરૂરી છે.'

શાંતિવાદી : જો તમારે નાશ જ કરવો છે તો રાષ્ટ્રના પ્રત્યે પોતાની સ્વાર્થ ભાવનાને પાર્ટીબાજીને, સત્તાલાલસા, પદલોલુપતા, રાષ્ટ્ર પ્રત્યે બેજવાબદારી

અરે એવફાદારીને પેતાના અંદર ભરેલા લોભ, મોહ, ક્રોધ, કામ અને અહંકારના નાશ કરો. બહારના નાશ કરવો છે, તો તમારા તથા તમારા અનુયાયીઓમાં દારૂ, માંસાહાર, જુગાર, ચોરી બેઈમાની તથા વ્યભિચારની વૃત્તિ, હિંસાવૃત્તિ, લડાઈ, ઝઘડા વગેરે હોય તો તેના નાશ કરો.'

પ્રમોદચંદ્ર: 'આ બધું તો સાધુ–સંતોનું કામ છે. અને રાજનૈતિક પુરુષ છીએ. અમે તો શાસન વ્યવસ્થાની બાબતમાં જ વિચારી શકીએ છીએ.'

શાંતિવાદી: 'માફ કરો, તમારું ધ્યેય આ શાસન વ્યવસ્થાને બદલીને સ્વયં સત્તા પર આવવાનું તો છે જ તેના માટે આટલી ઊથલ–પાથલ કરી રહ્યા છો; પરંતુ તેનું પરિણામ તે જ આવશે કે એક વખત તમે તમારી પાછળ આવતા યુવાનોને તોડફોડ, મારામારી, લૂંટફાટ, આગ લગાડવી, હડતાલ, ઘેરો, હત્યા વગેરે રાષ્ટ્રહાનિનાં હિંસાખોર તત્ત્વોની બાજુ લઈ જશો. પછી હમેશાંને માટે આવી વસ્તુઓથી અભ્યસ્ત થઈને તમારી સત્તા પર આવ્યા પછી તમારી વિરુદ્ધ પણ આ રીતનાં હિંસાકાંડ કરશે. તમારો ઉપદેશ તમારા માટે જ ભારે પડશે.'

પ્રમોદચંદ્ર: 'અમે એવું વિચારતા નથી. અમે તો પોતાના સાધ્યને સિદ્ધ કરવાને માટે ગમે તેવું સાધન અપનાવી શકીએ. જો અમે પણ સત્તા પર આવ્યા પછી

ખોટું કરીશું તો અમને પણ તે ઉખાડીને ફેંકી દેશે તેમાં વિચારવાની ક્યાં વાત જ છે!'

શાંતિવાદી : 'શુદ્ધ અસાધ્ય માટે જ્યારે તમે અશુદ્ધ સાધન અપનાવવાની વાત કરી રહ્યા છો. તેમાં તમારા જીવનની અનૈતિકતા તથા રાષ્ટ્ર પ્રત્યે તમારાં બેજવાબદારી તથા બેવફાદારી જણાઈ આવે છે જેને તમે, તમને અનુસરનારાને શીખવાડી રહ્યા છો.'

પ્રમોદચંદ્ર : 'અમારે તમારી પાસેથી બોધ લેવો નથી, રાજનીતિ વિષયક અમારો પોતાનો સિદ્ધાંત છે તમે ચૂપ રહો.'

શાંતિવાદીએ વિચાર્યું કે 'જ્યારે એ સમજવા ઇચ્છતા નથી તો ચર્ચા કરવી વ્યર્થ છે.' એથી તે ઊઠીને જતા રહ્યા.

પ્રમોદચંદ્રે તેમના ચાલ્યા જવાથી મજૂરોમાં પછી પોતાની વાત ઠસાવી અને તેમને ઉશ્કેર્યા.

પરિણામે બીજા જ દિવસે મજૂરોએ રેલવેની હડતાલ પાડી તેમાં સમજદાર મજૂરો શામિલ ન થયા. સરકારે હડતાલી મજૂરોને ચેતવણી આપી દીધી કે તેઓ ત્રણ દિવસમાં સુધી કામ પર નહીં આવે તો તેમને નોકરીમાંથી છૂટા કરવામાં આવશે.' આવી સખત ચેતવણીથી પણ મજૂર નેતાઓનાં ઉશ્કેરવાને કારણે ઘણા

મજૂરો કામ પર ન આવ્યા. કેટલાક મજૂરોએ સરકારી અધિકારીઓનાં મકાનો તથા મંત્રીઓ વગેરેની સભામાં તોડફોડ, મારામારી કરી. રેલવે કર્મચારીઓમાંથી કેટલાક ઉદ્દંડ લોકોએ રેલવેના ડબ્બામાં આગ લગાડી દીધી. કેટલાકે રેલવે મંત્રીની ઓફિસને ઘેરો ઘાલ્યો. કેટલાક ઉદ્દંડ વીજળી-કર્મચારી, પોસ્ટ કર્મચારી તથા જલ-વિતરણ કર્મચારી પણ તોડફોડ પછી શહેરમાં દુકાનો લૂંટવામાં શામિલ થયા.

જનતા આવી રીતની અરાજકતા અને રાષ્ટ્રીય હાનિ જોઈને તે સ્વાર્થી તથા રાષ્ટ્ર પ્રત્યે બેવફાદાર રાજ-નેતાઓની તથા તે કર્મચારીઓની વિરુદ્ધ થઈ ગઈ. જનતાએ મળીને તેમને મારવાનું શરૂ કર્યું. કેટલા ય સ્વાર્થી રાજનેતાઓને ચોટ આવી. હવે શું હતું ? સરકાર એના જ ઉપાયમાં હતી ? સમય આવે તો તેમને જેલમાં ખોસી દઈએ. એટલે બીજી મે ૧૯૫૦ને દિવસે સરકારે રાષ્ટ્રમાં શાંતિ અને સુખચેનનાં માટે વીણી વીણીને સ્વાર્થી નેતાઓને જેલમાં ખોસી દીધા. સાથે જે મજૂર તોડફોડ અને મારામારી પર ઊતરી રહ્યા હતા તેમને પણ જેલની હવા ખાવી પડી. જેલમાં તેમની પાસે જ્યારે સખત કામ કરાવ્યું ત્યારે તેમને નાનીમા યાદ આવી ગઈ. ઘણા લોકોએ તો પોતાની ભૂલ સ્વીકારી લીધી. અને બાકી રહ્યા તે જેલોમાં સડતા રહ્યા સરકાર હડતાલીઓની સામે ઝૂકી

નહીં, જે લોકો કામ પર ન આવ્યા તેમની જગ્યાએ નવા કર્મચારીઓની ભરતી કરી લીધી.

આવી રીતે રાષ્ટ્ર હાનિકારક તત્ત્વોના પ્રચારને કારણે સરકાર અને આમ જનતા બંનેમાં વિધ્વંસની નરકાગ્નિ પ્રસરી ગઈ,જેની લપટોમાં રાષ્ટ્રહાનિકર્તા રાજનેતા તથા તેમના અનુયાયી નજૂરો પણ બચી ન શક્યા.

ધીરેન્દ્ર ગુજરાત વિદ્યાપીઠમાં નવી તાલીમની દૃષ્ટિથી રાષ્ટ્રીય શિક્ષણ મેળવી રહ્યો હતો, ત્યારથી તેનો વિચાર દૃઢ થયો કે 'હું રાષ્ટ્રસેવામાં પોતાનું જીવન ખપાવીશ.' અમદાવાદની પાસે આવેલા સરખેજમાં તેનું ઘર હતું. તે પોતાનાં માતપિતાની સામે નિઃસંકોચ રાષ્ટ્ર-સેવાનો વિચાર રાખતો હતો.

વિદ્યાપીઠની અંતિમ પરીક્ષા પાસ કરીને તે એક રાષ્ટ્રસેવી સંસ્થામાં કામ કરવા લાગ્યો. તેનું કાર્યક્ષેત્ર અમદાવાદ જિલ્લો હતો. જિલ્લાનાં ગામોમાં ધીરેન્દ્ર જતો અને લોકોને રાષ્ટ્રઘાતક તત્ત્વોથી બચાવવાની પ્રેરણા આપતો હતો. તે જનતાને દારૂ, માંસાહાર, જુગાર, ચોરી, ધોખાબાજી, અન્યાય, અત્યાચાર, હત્યા, મારા-મારી, આગ લગાડવી, વ્યભિચારવૃત્તિ, શિકાર, વગેરે રાષ્ટ્ર-

ઘાતક તથા અનૈતિક તત્ત્વોની બાબતમાં સમજાવીને તેનો ત્યાગ કરાવતો. તથા તે લોકોને સંગઠિત કરવાનો પ્રયત્ન કરતો હતો. તેને વિશ્વાસ હતો કે 'ભારતની એંશી ટકા જનતા ગામોમાં વસેલી હોવાથી ગામોની સેવા રાષ્ટ્રસેવા છે.' તે ક્ષેત્રમાં એક ત્યાગી પંચ-મહાવ્રતી સંતની પ્રેરણાથી ખેડૂત-મંડળ બની ગયું.

ધીરેન્દ્ર હવે બધાં સેવા કાર્ય ખેડૂતમંડળનાં માધ્યમથી કરવા લાગ્યો. કોઈ પણ ગામમાં કોઈ ઝઘડો થતો, કોઈ કૌટુંબિક તથા સામાજિક સંઘર્ષ થતો, કોઈ સરકારી કર્મચારી તથા અધિકારી કોઈ ગામમાં કોઈ વ્યક્તિને હેરાન કરતો, તેનું કામ બગાડતો, લાંચ લેતો, અથવા ગામમાં કોઈ ઉદ્દંડ તત્ત્વ કોઈને સતાવતું તથા ચોરી થતી તો અન્યાયપીડિત વ્યક્તિ અમૂક ખેડૂત મંડળના કાર્યાલયમાં પોતાની અરજી લખીને આપી આવતો. તેના ઉપરથી ધીરેન્દ્ર તે ગામમાં પહોંચી જતો. પહેલાં જે પણ મામલો ઊભો થયો હોય તેમાં પહેલાં તે પોતાની રીતે ગામના વિશ્વાસુ લોકોને પૂછપરછ કરીને તપાસ કરતો. તે પછી તે નિર્ણય કરતો કે તે પ્રશ્નમાં કોણ દોષિત છે, કોણ નિર્દોષ છે? અથવા કોણ વધારે દોષિત છે, કોણ ઓછા? જેની ભૂલ હોય તેને પ્રેમપૂર્વક સમજાવતો તેમ છતાં જો તે પોતાની ભૂલ સ્વીકાર કરતો નહીં તો પછી લોકસેવકો દ્વારા તેના ઉપર નૈતિક દબાણ કરતો. જો તેનાથી પણ તે ન માનતો તો નૈતિક માણસો દ્વારા તેના ઉપર

સામાજિક દબાણ નાંખતો. જો તેનાથી પણ તે ન માનતો તો ત્યાં લોકસેવકોનાં સંગઠન (પ્રાયોગિક સંઘ) દ્વારા શુદ્ધિ-પ્રયોગ (સામૂહિક સત્યાગ્રહ) કરવામાં આવતો. તેમાં એક બે કે ત્રણ વ્યક્તિઓ ઉપવાસમાં બેસતી. દિવસભરનો કાર્યક્રમ થતો. જેમાં સવારમાં પ્રાર્થના, પ્રભાતફેરી, સફાઈ, સુંદર સૂત્રો અને રાત્રે સભા થતી. તેનાથી બે ત્રણ દિવસમાં જ સુધારો થઈ જતો. અપરાધી વ્યક્તિને અપરાધ કબૂલ કરવાને માટે બાધ્ય થવું પડતું. જ્યારે અપરાધી ભૂલ સ્વીકાર કરીને પંચનો ફેંસલો માનવાની વાત મંજૂર કરી લેતો ત્યારે તાત્કાલિક પાંચ મધ્યસ્થ વ્યક્તિઓની એક કમિટી બનાવવામાં આવતી, જો બંને પક્ષોની તપાસ કરીને યથાયોગ્ય ફેંસલો આપતી. જેનું પાલન બંને પક્ષોને અનિવાર્ય રૂપથી કરવું પડતું.

આવી રીતે ભલે સામાજિક પ્રશ્ન હોય કે ચાહે રાષ્ટ્રીય, ગમે તે રીતના અઘરામાં અઘરા મામલામાં સામૂહિક રૂપથી અહિંસક ઉપાયથી ખેડૂતમંડળના માધ્યમથી હલ કરવામાં આવતો, આવી રીતે મંડળના માધ્યમથી ગ્રામશુદ્ધિ, સમાજશુદ્ધિ અને રાષ્ટ્રશુદ્ધિ કરવામાં આવતી હતી.

ગુજરાતમાં મિંગલપુર અને આજુબાજુનાં ગામોના ખેડૂતો મળીને એક સંયુક્ત અરજી ખેડૂતમંડળને આપી કે ‘દ્વિભાષી રાજ્યના નવા ખેતી અંગેના કાયદાઓની કેટલીક કલમો આ વિષે અમારા ખેડૂતોને માટે અન્યાયયુક્ત છે.

અમે શું કરીએ ? અમે રાજ્ય સરકાર પાસે ન્યાય અપાવો. ધીરેન્દ્રે ખેડૂત મંડળના પ્રેરક સંત પાસે વિચારવિમર્શ કર્યો. સૌ પ્રથમ સંત તથા જનસેવક સંગઠન (પ્રાયોગિક સંઘ)ના અધ્યક્ષે સંયુક્ત નિવેદન સરકારની સમક્ષ રજૂ કર્યું. પરંતુ તેના ઉપર કંઈ ધ્યાન આપવામાં નહીં આવતાં ખેડૂત મંડળના કાર્યકર્તાઓ એ તાત્કાલિક કૃષિમંત્રીને રૂબરૂ મળીને તેમનું ધ્યાન તે બાજુ ખેંચ્યું, છતાં પણ તેમણે કોઈ ધ્યાન ન આપ્યું. તે સમયમના કોંગ્રેસ અધ્યક્ષ સાથે પણ સંતે લગાતાર ૮ કલાક સુધી ચર્ચાવિચારણા કરી. પરંતુ અધ્યક્ષશ્રીએ કહ્યું, 'જો ખેડૂત મંડળ રાજ્ય સરકારની વિરુદ્ધ આ વાતને લઈને સત્યાગ્રહ કરશે તો તેથી કોંગ્રેસ સરકારની શક્તિ તૂટશે. લોકશ્રદ્ધા ઘટી જશે.' સંતે કહ્યું–'લોકશ્રદ્ધા ઘટશે નહીં પરંતુ કોંગ્રેસ સરકારની અશુદ્ધિ રાષ્ટ્રની અશુદ્ધિ છે. તેને દૂર કરવાથી રાષ્ટ્રની શુદ્ધિ થશે. તેનાથી લોકશ્રદ્ધા વધશે જ.'

પરંતુ અધ્યક્ષ એ વાતમાં સંમત ન થયા. ખેડૂત મંડળના કાર્યકર્તાઓએ મિંગલપુરમાં એક ખેડૂત-સંમેલન બોલાવી તેની સાર્વજનિક ચર્ચા કરી, ધીરેન્દ્રે જનતાની સમક્ષ બધી વાતો ખુલ્લી કરી. ઉપસ્થિત ખેડૂતોએ પૂછ્યું, 'જો સરકાર આ જ અન્યાયી કાનૂન કલમો ઉપર અડગ રહેશે તો કોણ કોણ પોતાની જમીન પ્રતીકના રૂપમાં છોડવાને તૈયાર થશે ?' આ ઉપર ૨૦-૨૫ ખેડૂતોએ ઊભા થઈને પોતાની જમીન

છોડવાની તૈયારી બતાવી. પરંતુ ધીરેન્દ્રભાઈએ કહ્યું– ‘જમીન છોડવી પડે તો માત્ર અમુક પાંચ ખેડૂતોએ તૈયાર રહેવાનું છે.’ સાથે જ શુદ્ધિ પ્રયોગ કરવાને માટે કેન્દ્ર નક્કી કરવાં, અને કેન્દ્રોમાં વારાફરતી પંદર પંદર દિવસનો શુદ્ધિપ્રયોગ રાખવામાં આવે એ આની વચ્ચે જો રાજ્ય સરકાર તરફથી કાનૂનની તે કલમોમાં સુધારો કરવાનું મંજૂર કરવામાં આવે તો શુદ્ધિપ્રયોગ બંધ કરવામાં આવે.

છેટવે ધીરેન્દ્રભાઈ તથા બીજા કેટલા ય કાર્યકર્તા–ભાઈ તથા બહેનો આવી રાષ્ટ્રશુદ્ધિ યજ્ઞમાં શામિલ થયાં. યાદી અનુસાર ત્રણ ત્રણ ઉપવાસની વારાફરતી ઘટમાળા શરૂ થઈ ગઈ. અનેક ભાઈ–બહેનોએ આ સુંદર આંદોલનમાં ભાગ લીધો કેટલાએ સહાનુભૂતિમાં ૧–૧ દિવસનો ઉપવાસ કર્યો. કેટલાએ ૧૫–૧૫ દિવસ એકટાણું કર્યું. કેટલાંક ભાઈ–બહેનોએ વ્યસનોનો ત્યાગ કર્યો. સવારે પ્રાર્થના પછી પ્રભાત ફેરી થતી. જેમાં સૌમ્ય સૂત્રો લગાવવામાં આવતાં–’ સદ્બુદ્ધિ મળે, સદ્બુદ્ધિ મળે. સરકાર પાસેથી અમને ન્યાય મળે. ‘અમારે ખેડૂતોનો એ જ પોકાર’ ન્યાય મળે, અન્યાય નિવાર થાય વગેરે, તે પછી સફાઈનો કાર્યક્રમ થતો. કાંતણનો કાર્યક્રમ થતો. બપોરે સરઘસ નીકળતું તે વખતે પણ સુંદર સૂત્રો ઉચ્ચારવામાં આવતાં. સરઘસમાં સ્થાનીય તથા બહારનાં કેટલાં ય ટોળાં આવતાં રહેતાં હતાં. રાતના જાહેરસભા થતી જેમાં વિવિધ મુદ્દાથી ધીરેન્દ્ર વગેરે જનસેવક

બધી વાતો ખુલ્લી રાખતાં આ કાર્યક્રમ ૮ મહિના સુધી ચાલ્યો. ધંધુકા, ધોળકા, સાણંદ અને વીરમગામ એ ચાર તાલુકાનાં ચૂંટેલાં ગામોમાં ૧૫-૧૫ દિવસનો શુદ્ધિપ્રયોગનો કાર્યક્રમ રાખવામાં આવ્યો તથા ગુજરાતનાં છાપાઓ દ્વારા પણ પ્રચાર થવાથી લોકમતનો એટલો જબરજસ્ત પ્રભાવ પડયો કે રાજનેતાઓ તથા કૃષિમંત્રી વગેરેને તે કાનૂનની કલમોમાં સંશોધન માટે બંધાવું પડયું. સત્યનો વિજય થયો.

રાષ્ટ્રશુદ્ધિનો આવી રીતના કાર્યક્રમમાં કોઈ પણ અશુદ્ધિ તથા હિંસક સાધનનો ઉપયોગ બિલકુલ લેવામાં આવ્યો નહોતો. જનતા અને કાર્યકર્તાઓમાં કોઈ પણ પ્રકારનો રાગ-દ્વેષ, રોષ, આવેશ તથા તોડફોડ, મારામારી, આગ સળગાવવી પક્ષપાત તથા દમનગીરીનો જરા પણ વિચાર આવવા ન દીધો હતો. કાનૂનભંગનો અથવા કાનૂન હાથમાં લેવાનો તેમાં જરા પણ અવકાશ ન હતો.

આવી રીતે અંગ્રેજી ભાષા પાંચમા-છઠ્ઠા ધોરણથી શરૂ કરવાનો સરકારનો આદેશ રાષ્ટ્રભાષા તથા પ્રાન્તીય ભાષા પ્રત્યે અન્યાય હતો. વિદ્યાર્થીઓને માટે પણ હિતાવહ ન હતું. તેના માટે પણ રાજ્ય સરકારને ઘણી-વાર નિવેદન કરવાને કારણે જ્યારે તે આઘાતક આદેશને બદલવાને માટે તૈયાર ન થઈ તો પ્રાયોગિક સંઘ (જન-સેવકોનું સંગઠન) નવી તાલીમ સંઘ તથા અન્ય ગાંધી-

વાદી લોકસેવકોએ મળીને ચાર જગ્યાએ ૧૫-૧૫ દિવસનો શુદ્ધિપ્રયોગ કર્યા. તેનાથી સરકારનું ધ્યાન ખેંચાયું. અને નવગુજરાત સંઘના રૂપમાં આવેલી નવીન સરકારે તે વિધેયકને બદલી નાંખ્યું. તેમાં યથાયોગ્ય સુધારો કરવાનું મંજૂર કર્યું.

આવી રીતે ગામોમાં ચોરી, બેઈમાની, વ્યભિચારી, લાંચ-રુશવતખોરી હત્યા, અન્યાય, અત્યાચાર, ઝઘડા, શોષણ, ગુલામી વગેરે તથા ભ્રષ્ટ સરકારી અધિકારી તથા સરકારી કચેરીમાં વ્યાપ્ત અશુદ્ધિઓના જેટલા પણ મામલા ખેડૂત મંડળની પાસે આવ્યા, એક એકને શ્રી ધીરેન્દ્ર વગેરે જનસેવકોએ તપાસ્યા, પારખ્યા અપરાધીનો પાકી ખબર રાખી અને ચેતવણી દેવાથી પણ તે ન માન્યો તો પૂર્વોક્ત પદ્ધતિથી શુદ્ધિપ્રયોગ કર્યો. લાંચ પાછી આપી, વેઠપ્રથા બંધ કરાવી, ઝઘડાનું નિવારણ પણ આપસમાં પતાવી લીધું. ચોરી દ્વારા ચોરાએલો માલ પણ પાછો અપાવ્યો. વ્યભિચારીને સામાજિક દંડ આપીને શુદ્ધ કર્યા. ઘણા બધા મામલા શુદ્ધપ્રયોગ કર્યા પહેલાં જ હલ થઈ ગયા.

આવા પ્રયોગથી ધીરેન્દ્ર પોતે પણ રાષ્ટ્રશુદ્ધિનાં અનેક કાર્ય કરીને રાષ્ટ્રસેવા તરફ ગામ તથા જહેરની જનતામાં પણ રાષ્ટ્રભક્તિનો વિચાર ઠસાવ્યો. રાષ્ટ્રને હાનિ પહોંચાડવાવાળા, રાષ્ટ્રનાં, ઉત્પાદનને નાશ કરવાવળા, રાષ્ટ્રભક્તોને હેરાન કરવાવાળા, લોકતંત્રને ધક્કો પહોંચા-

ડવાવાળું ન તો હિંસોત્તેજક ભાષણ આપ્યું અને ન તો જનતાને તોડફોડ, કાનૂન ભંગ, મારામારી હડતાલ, ઘેરાવો, આગ લગાડવી, લૂંટફાટ વગેરે હિંસક કાર્યક્રમોનાં માટે ઉશ્કેર્યા પરંતુ લોકતંત્રીય રાષ્ટ્રના પ્રત્યે જનતા મજૂર, કર્મચારી, અધિકારી અને રાજનેતા બધાની શ્રદ્ધા વધારી.

આવી રીત ધીરેન્દ્રે એક કાર્યક્ષેત્રમાં રાષ્ટ્રશુદ્ધિ-પ્રયોગ કરીને તે ક્ષેત્રમાં વ્યાપ્ત ભ્રષ્ટાચાર, અન્યાય, અનીતિ અને અધર્મને દૂર કર્યા, જેનો રાષ્ટ્રવ્યાપી પ્રભાવ પડ્યો. જેનાથી આ પૃથ્વી ઉપર પણ સ્વર્ગનું નિર્માણ થઈ ગયું.

## ૫૯ | રાષ્ટ્રભક્તિની ઓટમાં નારકીય સ્વાર્થસિદ્ધિ

ચંદ્રગુપ્ત પોતાના મિત્ર શશીકાન્તની છોકરીના લગ્નમાં આવ્યો હતો. જો કે શશીકાન્તના વિચાર ચંદ્રગુપ્તને મળતા ન હતા. ચંદ્રગુપ્ત શુદ્ધ લોકતંત્રનો પક્ષપાતી હતો. જેમાં જાતિ, પ્રાંત, આભડછેટ, ધર્મભેદ, વર્ણભેદ, વર્ગભેદ વગેરેનું નામનિશાન ન હોય દેશનાં પ્રત્યેક નાગરિકને સિવાય કોઈ ભેદભાવ, પક્ષપાત અને પૂર્વગ્રહની રોટી,રોજી, વિકાસ અને સુરક્ષા તથા ચૂંટણીમાં સમાન અવસર તથા અધિકાર મળે, યોગ્યતા અને ગુણ પ્રમાણે કામ મળે પરંતુ શશિકાન્તનો વિચાર તેનાથી જુદો જ હતો.

એક દિવસ શશિકાંતે રાષ્ટ્રની લોકતંત્રીય નીતિની આલોચના કરતાં કહ્યું : 'શું રાખ્યું છે આ લોકતંત્રમાં ?

અહીંયાં ગોળ–છાણુ બધું એક સરખું છે, જે જાતિએ આ દેશ વસાવ્યો તેમને તિરસ્કારવામાં આવે છે અને જે જાતિએ બહારથી આક્રમકના રૂપમાં આવીને વસી છે; જેમણે સભ્યતા દેશની તસવીર બગાડી છે, જેમણે સંસ્કૃતિ અને ભાષા ઉપર પ્રહાર કર્યો છે. તે લોકોને સત્તાનું સ્થાન સોંપવામાં આવે છે. તેમણે બધી કચેરીઓમાં નોકરી આપવામાં પહેલ કરવામાં આવે છે. અમારી જાતિના લોકો બેકાર અને બેરોજગાર બેઠા છે તેમને તિરસ્કારવામાં આવે છે. આ લોકતંત્ર ક્યાં છે, અમુક બુદ્ધિજીવીઓનું મનચાહ્યું તંત્ર છે.'

ચંદ્રગુપ્ત : દોસ્ત, તું તો ભારત વર્ષનો ઇતિહાસ ભણ્યો છે, જે સમયે અહીંયાં એકતંત્રી તથા રાજતંત્રીય શાસન હતું તે સમયે કેટલી ખરાબ હાલત હતી. આપણા રાષ્ટ્રની. રાજાઓ એકબીજા સાથે લડતા ઝઘડતા રહેતા હતા, આપણી રાજ્યની વૃદ્ધિના માટે. વંશપરંપરાગત રાજા થવાને કારણે તે મનમાનીતું કરતા હતા. ઘણી વાર નિર્દોષ પ્રજા પર જુલમ કરતા હતા તેના સામે કોઈ કંઈ કરી શકતા ન હતા પ્રજાના પરસેવાની કમાણીને વિવિધ કરો દ્વારા લઈને તે સૂરા, સુંદરી અને ભોગવિલાસમાં તેનો ઉપયોગ કરતા હતા પ્રજાના એક વર્ગને ઘણા અધિકાર આપી દેતા હતા તે મનમાન્યા કાનૂન બનાવીને બીજા વર્ગો ઉપર અત્યાર કરતા હતા જે વર્ગથી તેનો સ્વાર્થ સિદ્ધ થતો હતો તેને તે શોષણ

અને મનમાનીતું કરવાની છૂટ આપેલી હતી તથા તેના તરફ આંખો મીંચી હતી. એક વર્ગને અછૂત રાખીને તેને સભ્યતા, સંસ્કાર અને ધર્મ-કર્મથી બિલકુલ વિમુખ રાખવામાં આવ્યો. તેના જે અધિકાર હતા તે પણ છીનવી લીધા તે સિવાય રાજા જે ધર્મ-જાતિને માનતો હતો. ધર્મના પ્રચાર અને ઉન્નતિમાં તે ભાગ લેતો હતો એટલે તે ધર્મના લોકોને સરકારી નોકરીઓમાં સ્થાન આપતો હતો, શું આટલી ભયંકર અન્યાયપૂર્ણ એકતંત્રીય રાજ્ય તમારી દૃષ્ટિમાં સારું હતું ?

શશીકાંત : ' બેશક આ ખરાબ શાસનતંત્ર હતું, પરંતુ અમે તો તેનાથી કંઈ જુદી રીતનું અમારી જાતિનું શાસનતંત્ર ઇચ્છીએ છીએ.

ચંદ્રગુપ્ત : ' મિત્ર ! તમે તે જાતિવાદ અને કોમવાદ અને એનાથી સંલગ્ન સંપ્રદાયવાદની જડો ભારતમાં ફરીથી જમાવીને તે ગંદા ઇતિહાસને ઠુકરાવવા ઇચ્છો છો ને ? જાતિવાદ અને સંપ્રદાયવાદે જ તો ભારતના ટુકડે ટુકડા કર્યા. પાકિસ્તાન આ વાત જ્વલંત પ્રમાણ છે. તે બંને દાનવોએ ભારતના હિંદુ-મુસ્લિમોને આપસમાં લડાવ્યા એટલું જ નહિ એક જ સંપ્રદાય અને જાતિના અંતર્ગત વિભિન્ન ઉપજાતિઓનું લોકોને આપસમાં ઉશ્કેર્યા અને મોગલો તથા બ્રિટીશ લોકોએ તેને નષ્ટ કે ભ્રષ્ટ કરીને ગુલામ બનાવીને પોતાનું રાજ્ય જમાવ્યું. શું તે બંને

દૈત્યોનાં પોષણ કરીને તમે ભારતને ફરીથી ગુલામીની બેડીઓમાં જકડવાનું ઇચ્છો છો?

શશીકાંત : 'અમે રાજાઓનું રાજ્ય નથી ઇચ્છતા. પરંતુ લોકતંત્રીય રાજ્ય જેવું જ હિંદુ રાજનેતાઓનું રાજ્ય ઇચ્છીએ છીએ.

ચંદ્રગુપ્ત : 'તેનો મતલબ છે, તમે ભારતમાં વસેલા બીજી જાતિ અને ધર્મસંપ્રદાયના લોકોને અહીં વસવા દેવાનું ઇચ્છતા નથી. અહીંયાથી કાં તો તેને ભગાડી દેવાનું ઇચ્છો છો અને માનવીય અધિકારોથી વંચિત થઈને રહેવા દેવાનું ઇચ્છો છો.

શશીકાંત : 'બહારથી આવેલા બીજા ધર્મના તથા બીજા જાતીય લોકોના અહીંયાં તો કોઈ અધિકાર જ નથી. કારણ કે તે પોતાનાં દેશને છોડીને અહીંયાં રાજ્ય કરવા તથા શોષણ કરવાના વિચારથી જ આવ્યાં હતાં. અને તેમની બદનિયતને ન ઓળખીને અતિથિના રૂપમાં તેમનું સ્વાગત કર્યું. જેનાં કડવાં ફળ આપણે ભોગવી ચૂક્યા છીએ. હવે તેને ફરીથી અધિકાર આપીને અમારે પોતાના માટે વિષવૃક્ષ વાવવું નથી, હા, તે અહીંયાં ખુશીથી રહે, પરંતુ રહે આ દેશનાં શાસન પ્રત્યે વફાદાર થઈને તે પોતાનો વેપારધંધો, જે કંઈ પણ કરે તે અહીંયાંની હિંદુ રાજ્ય સરકાર પાસેથી પરમિશન

લઈ ને જ, ચૂંટણીમાં ભાગ લેવાનો તેમને કોઈ અધિકાર નથી.

ચંદ્રગુપ્ત : 'તેની મતલબ છે. તમે બીજી પાર્ટીઓને રહેવા દેવાનું ઇચ્છતા નથી. કેવળ હિંદુરાષ્ટ્રવાદી પાર્ટીનું જ એકતંત્રી શાસન ઇચ્છો છો અને હિંદુનો વાસ્તવિક અર્થ છે જે વેદને માને, વૈદિક ધર્મ પ્રમાણે ચાલે. આ પરિભાષા પ્રમાણે જૈન, બુદ્ધ, શીખ, કબીરપંથી વગેરેને હિંદુઓ સમજવામાં નહીં આવે. તેનું પરિણામ તો બહુ જ ભયંકર આવશે. ઇતિહાસમાં અમે ભણી ગયા છીએ કે જ્યાં એકતંત્રી રાજ્ય આવ્યું, ભલે તે રાજતંત્રીય ટાઈપનું હોય, ભલે નાઝીવાદ ટાઈપનું હોય, વિભિન્ન વર્ણો, જાતિઓ, ઉપજાતિઓ અને સંપ્રદાયો—(જૈનો બુદ્ધોની સાથે વૈદિકો)ના આપસના ઝઘડા, રક્તપાત, સંઘર્ષ અને અત્યાચાર પ્રાચીન કાળમાં થયા છે. હિંદુ રાજતંત્ર હોવાથી તે પ્રકારની નીતિ ઉત્પન્ન થવાનો સંભવ છે. તે નિરંકુશ અને રાજાશાહી ઢંગનો જ થશે.'

શશીકાંત : 'ઝઘડા અને સત્તા અપનાવવાને માટે રસાકસી શું લોકતંત્રીય શાસનમાં નથી હોતી ?'

ચંદ્રગુપ્ત : 'સિદ્ધાંતની દૃષ્ટિથી લોકતંત્રીય શાસનમાં ઝઘડા તથા સંઘર્ષની ગુંજાઈશ બહુ જ ઓછી છે. પરંતુ એકતંત્રીય રાજ્યમાં ફાલેલા જાતિવાદ,

સંપ્રદાયવાદ અને ભાઈભત્રીજાવાદના કુસંસ્કાર છે. તે ક્યારેક ક્યારેક ઊભરાઈને આવી જાય છે. લોકતંત્રમાં તો બધાં જાતિ, કોમ, વર્ણ સંપ્રદાયનાં લોકોની ચૂંટણી, વિકાસ, શિક્ષા, વેપાર અને આજીવિકાના ક્ષેત્રમાં સમાન અવસર, સુવિધા તથા અધિકાર આપવામાં આવે છે. જે કંઈ સંઘર્ષ થાય છે તે વ્યક્તિની દુર્બળતાને કારણે બને છે તે શાંત કરવામાં આવે છે. પરંતુ તમારા ફાસિસ્ટ તત્ત્વમય હિંદુ રાજ્ય તંત્રમાં તો બીજી જાતિ તથા ધર્મ સંપ્રદાયનાં લોકોને શૂદ્રની જેમ હેય સમજીને ઉપેક્ષિત અને બહિષ્કૃત કરવાનો સિદ્ધાંત છે. તે રાષ્ટ્રધર્મની દૃષ્ટિથી બિલકુલ અનુચિત છે.'

શશીકાંત : 'અમારા રાષ્ટ્રમાં અમે અમારી નીતિથી ચાલીશું, જેમ પાકિસ્તાન, જૈન, મુસ્લિમ રાષ્ટ્ર તથા બ્રિટિશ રાષ્ટ્ર પોતાની નીતિથી ચાલે છે તે ક્યાં હિંદુઓને પોતાના દેશમાં કોઈ અધિકાર આપે છે?'

ચંદ્રગુપ્ત : સાચું પૂછો તો આવાં રાષ્ટ્રોનું શાસન સ્થિર થતું નથી. ન આવાં રાષ્ટ્રો દુનિયાની નજરોમાં આદરને પાત્ર હોય છે. જર્મની અને પાકિસ્તાનના બે ટુકડા એના કારણે થયા. આવાં રાષ્ટ્ર પાછાં પોતાનું સામ્રાજ્ય વધારવાને માટે ઉપનિવેશવાદનો શિકાર થાય છે.'

ચંદ્રગુપ્ત : 'આ બધી વાતો તો કહેવાની છે. તમારો દાવ ચાલે તો તમે દેશભક્તોનાં માથાં કાપો, તેમને મૂળમાંથી ઉખેડતાં વાર ન લગાડો. મહાત્મા ગાંધીજીને ગોળી ચલાવીને મારવાવાળા દેશભક્ત જ તો હતા! અસલમાં તમારો વિચાર કેટલાક લોકોની જાતિ, કોમ, સંપ્રદાય અને ધર્મના નામથી તથા ગાયના નામથી વિભિન્નધર્મી લોકોને લડાવીને ઉશ્કેરીને પોતાનો હેતુ સાધો છો. સત્તા ભળવાનોની છે. રાષ્ટ્રમાં સમભાવ, અહિંસા, માનવતા અને સેવાભાવ સ્થાપિત થાય તે વાત તમારા સિદ્ધાંતની દૃષ્ટિથી ગૌણ છે.

શશીકાંત : 'અમે ભોળાભલા હિંદુઓને સાવધાન કરીએ છીએ, તેમને વિધર્મીઓના ચક્કરમાં ફસાતા બચાવીએ છીએ. શારીરિક દૃષ્ટિથી ડરપોક, કમજોર અને માર ખાવાવાળા હિંદુઓને કસરત તથા શ્રમ કરાવીને મજબૂત અને નિર્ભય બનાવીએ છીએ.'

ચંદ્રગુપ્ત : 'પરંતુ હિંદુઓમાં મુસ્લિમો તથા અન્ય ધર્મીઓ પ્રત્યે ઘૃણા કરીને તેમને લડાવવાની જે નીતિ છે તે અંગ્રેજોની નીતિથી ઓછી ભયંકર નથી. તે કારણે ભવિષ્યમાં તમે ભારતને ફરી વિદેશી તાકાતોનો ગુલામ બનાવી નાંખશો. કારણકે હિંદુ રાષ્ટ્રવાદની નીતિ અનુસાર બ્રાહ્મણ જાતિની સર્વોપરિતાનો પુનઃ સ્વીકાર કરીને રાષ્ટ્રના ટુકડે-ટુકડા કરાવીને તમે તેમની શક્તિ ક્ષીણ કરી નાંખશો.'

શશીકાંત : 'તમે અમારી દૃષ્ટિને સંપૂર્ણ રીતે સમજી શક્યા નથી. કાયર અને ડબ્બા બનીને જ તો હિંદુ જાતિને અત્યાર સુધી મારી છે. અમે આપણી જાતિને કાયર અને ડબ્બા નહીં, નિર્ભય અને મુકાબલા કરવાવાળી બનાવવા ઇચ્છીએ છીએ. શું તેમાં રાષ્ટ્રનું હિત નથી ?'

ચંદ્રગુપ્ત : 'રાષ્ટ્રના સર્વાંગીણ હિત તો ત્યારે થશે જ્યારે અમે રાષ્ટ્રમાં વસતી બધી જાતિઓ, કોમો, ધર્મસંપ્રદાયોને સમભાવથી જોઈ શકત, તેને સમાનભાવથી અપનાવત અને જીવનનાં બધા ક્ષેત્રોમાં સમાન અવસર દેત. તેનાથી અમારા રાષ્ટ્રની શક્તિ વધશે અને કોઈ પણ વિદેશી શક્તિ અમારી ઉપર આક્રમણ કરવાનું સાહસ કરી શકતી નથી. પરંતુ એક જાતિ તથા એક ધર્મસંપ્રદાયનું રાષ્ટ્ર બનાવીને તો અમે બીજી બધી જાતિ ધર્મસંપ્રદાયવાળાઓને દુશ્મન બનાવી લઈશું. તેમને સમાન અવસર નહીં આપીને એવા શક્તિહીન અને એકજાતીય રાષ્ટ્રને બીજાં રાષ્ટ્ર નફરતની નજરોથી જોશે. સહૃદયતા સ્થાપિત કરવાનું તથા સહકાર આપવાનું નહીં ઇચ્છે આવી રીતે અમારું રાષ્ટ્ર સૌથી જુદું પડી જશે. કમજોર જોઈને પછી કોઈ પણ શક્તિશાળી રાષ્ટ્ર એના ઉપર આક્રમણ કરી બેસશે તથા સહકાર પણ આપશે તો પોતાના સ્વાર્થની દૃષ્ટિથી આપશે.

આવી સ્થિતિમાં હિંદુજાતિ અત્યારની અપેક્ષા એ વધારે મરશે.'

શશીકાંત : 'તમારી ખોપરી જ ઊંધી છે. તમે તો દરેક વાતને ઊંધી જ લો છો. હવે બંધ કરો આ બકવાસને.'

ચંદ્રગુપ્તે વાત આગળ ન વધારી; પરંતુ થોડા જ દિવસો પછી સમસ્તિપુરમાં હિન્દુ-મુસ્લિમ ઝઘડો થઈ ગયો હતો. એમને ચડાવવામાં એક હિન્દુ રાષ્ટ્રવાદી નેતાનો હાથ હતો. મુસલમાનોએ તે રાજનેતાના ચક્કરમાં આવેલા હિંદુઓને ખૂબ માર્યા, હરિજનોની તો તે પહેલાંથી જ નફરત કરતા હતા એટલા માટે તે મદદ માટે આવ્યા નહિ. તેની પ્રતિક્રિયા પછી બીજી જગ્યાએ હિંદુઓમાં થઈ અને તે ફુટની આગ બિહાર, બંગાળ, યુ. પી., મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશ અને રાજસ્થાનમાં સર્વત્ર ફેલાઈ ગઈ. તેના કારણે રાષ્ટ્રના જાનમાલનું બહુ મોટું નુકસાન થયું. બે કોમમાં પરસ્પર ઘૃણા તથા દ્વેષભાવના વધી. પરસ્પરનો સહકાર ઓછો થયો અને જે કોમ પ્રત્યે ઘૃણા ફેલાઈ ગઈ હતી તે લોકોના મનમાં રાષ્ટ્ર પ્રત્યે શ્રદ્ધા ઓછી થઈ, ઉક્ત સંકીર્ણ હૃદયી રાજનેતાઓની રાષ્ટ્રહિતની વાતો સ્વાર્થ સિદ્ધ થઈ પરંતુ તેમને સંકીર્ણ અંધરાષ્ટ્રીયતા ભરીને રાષ્ટ્રને નારકીય ગુલામીથી મુક્ત બનાવી નાંખ્યું.

# ૬૦

## સાચી રાષ્ટ્રભક્તિ
## સ્વર્ગસુખની સરિતા

લોકનાથ બી. એ. પાસ કર્યા પછી કોંગ્રેસમાં કામ કરવા લાગ્યો. તે સમય સમય પર પોતાના શહેરના લોકોને મહાત્મા ગાંધીજીની સ્વદેશભક્તિ અને લોકતંત્રની ખૂબીઓ સમજતો.

એક દિવસ શહેરમાં એક રાજનેતાનું ભાષણ હતું તેને તેના ભાષણમાં પ્રાન્ત, ભાષા, જાતિ અને ધર્મ-સંપ્રદાયનાં ભેદભાવની વાત જોરશોરથી કહી તે દિવસ લોકનાથ પટણા ગયો હતો. જ્યારે પોતાના નગરમાં આવ્યો તો તેને પોતાના મિત્ર શંભુનાથને ખબર પડી કે રાજનેતાએ ભેદભાવની વાત જોરશોરથી કરી જનતાને બહુ ઉશ્કેરી. શંભુનાથે લોકનાથને પૂછ્યું– 'મિત્ર ! શું લોકતંત્રીય રાષ્ટ્રમાં જો અલ્પ–જાતિ, ભાષા, પ્રાંત તથા ધર્મ-

સંપ્રદાય તથા કોઈ પણ દૃષ્ટિથી જો અલ્પસંખ્યક છે. તેને અધિકાર નહીં મળે ? કારણકે લોકતંત્રમાં બહુમતીની બોલબાલા હોય છે. તે કારણે કાલે રાજનેતાએ પોતાના ભાષણમાં લોકતંત્રની ઘણી આલોચના કરી હતી, પોતાની પાર્ટીનાં વખાણ કર્યાં હતાં.'

લોકનાથ : 'લોકતંત્રમાં તો 'લોક' મુખ્ય હોય છે. ત્યાં જાતિવાદ, ભાષાવાદ, પ્રાંતવાદ, સંપ્રદાયવાદ વગેરે ને લઈને જનતાને લડાઈ ઝઘડા થતા નથી. તેમાં બધાંને સમાનભાવથી સ્થાન, અધિકાર અને અવસર મળે છે. કોઈ ઇચ્છે કે હું શેઠ છું કે સત્તાધારી છું એટલા માટે મને અધિકાર અને સત્તાનું સ્થાન મળવું જોઈએ. એ વાત લોકતંત્રમાં ચાલી શકતી નથી. અહીંયાં તો લોક-(આમ જનસમુદાય)ની સેવા કરીને જે લોકપ્રિય બનશે તે ભલે કોઈ પણ જાતિ, ધર્મ, પ્રાંત તથા ભાષાભાષી વ્યક્તિ હોય. તેને અવસર અને અધિકાર મળશે. તે સેવા કરવાને માટે મળશે. જે લોકો જનતાની સેવાના બહાને જાતિ, ભાષા, પ્રાંત અને ધર્મસંપ્રદાયના નામથી લોકોને ભડકાવી માનવજાતિના ટુકડે ટુકડા કરવા તૈયાર થયા છે, તે લોકતંત્રીય રાષ્ટ્રના પ્રત્યે વફાદાર નથી. તે માનવતાનો શત્રુ છે. રાષ્ટ્ર પ્રત્યે ગદ્દાર છે. ને લોકતંત્રનું મૂળ ઉખાડવા-વાળા છે. તે રાષ્ટ્રભક્ત નહીં પણ પોતાનાં સ્વાર્થના ભક્ત છે. ને ખુદ સત્તા ઇચ્છે છે. રાષ્ટ્ર ભલે જહન્નમમાં જાય. તેની તેને કોઈ પરવા નથી.'

શંભુનાથ : 'મને શંકા છે કે કાલે રાજનેતાએ

તથા મારવાડી રહે તો તમને શું અડચણ છે? તમે બંને ભાઈ-ભાઈની જેમ રહો. જે લોકોએ તમને ભડકાવ્યા છે તે રાષ્ટ્રના ટુકડે ટુકડા કરવાનું ઇચ્છે છે.'

મહારાષ્ટ્રીયન : 'કાલે એક રાજનેતા આવ્યા હતા. તેમણે એમને બતાવ્યું હતું કે પોતાના પ્રાંતમાં બીજી ભાષાવાળા તથા બીજા પ્રાંતના લોકોને ઘૂસવા ન દો. તેમને કાઢી મૂકો.'

લોકનાથ : 'લોકતંત્ર સમભાવને પુષ્ટ કરવાવાળું તંત્ર છે. વિશુદ્ધ લોકતંત્ર કોઈપણ જાતિ, પ્રાંત, ધર્મ-સંપ્રદાય તથા ભાષા વગેરેનો પક્ષપાત કરતો નથી. પરંતુ રાષ્ટ્રમાં વસતી બધી જાતિઓ, ધર્મ, સંપ્રદાયો, પ્રાંતો અને ભાષાઓને ઠુકરાવે છે. એટલા માટે તે આ રાષ્ટ્રના નિવાસીઓમાં પક્ષપાત તથા ભેદભાવ કરવો લોકતાંત્રિક નિષ્ઠાની વિરુદ્ધ છે. ને રાજનેતા રાષ્ટ્રની લોકમંત્રીય શાસન પદ્ધતિની વિરુદ્ધ છે. તે રાષ્ટ્રના પ્રત્યે વફાદાર નથી. માલૂમ પડે છે તે બીજા રાષ્ટ્રોનાં એજંટ છે. તથા બીજા રાષ્ટ્રો પાસેથી તેને કંઈ નગદ નારાયણ મળે છે. ત્યારે આ દેશવાસીઓમાં ફૂટ તથા વર્ગ-સંઘર્ષ ફેલાવીને મારામારી, તોડફોડ, હત્યાકાંડ, આગ લગાડવી તથા રાષ્ટ્ર પ્રત્યે અશ્રદ્ધા ફેલાવી પોતાનો કક્કો સિદ્ધ કરવાનું ઇચ્છે છે. તમે તેની વાતોમાં ન આવો અને જે ગુજરાતી ભાઈઓની તમે દુકાન સળગાવી છે તેમની માફી માગો. બધા મહારાષ્ટ્રીયન મળીને તેમનું થયેલું

નુકસાન ભરી આપો. 'રાષ્ટ્રની અખંડતા રાખવી એ આપણો ધર્મ છે. અને પછી તેમણે ગુજરાતી ભાઈઓને નમ્રતાપૂર્વક કહ્યું: 'ભાઈઓ! મને ઘણો જ અફસોસ છે કે તમારું આટલું નુકસાન કર્યું. હવે તમે શાંત રહો, ધૈર્યથી કામ લો. હું તમારી નુકસાન ભરી આપવાનો પ્રયત્ન કરી રહ્યો છું, અને તે લોકો પાસે માફી મંગાવવાનુ ઇચ્છું છું.'

ગુજરાતી લોકો (પ્રસન્ન થઈને): 'તમારી ઘણી મહેરબાની છે કે તમે અમારી વચ્ચે પડીને વધતી જતી આગને રોકી લીધી અમે તમારા આભારી છીએ.'

છેલ્લે મહારાષ્ટ્રીયનોએ એકત્રિત થઈને ગુજરાતી ભાઈઓની માફી માગી કે અમે અજ્ઞાનવશ તમારું નુકસાન કર્યું. તમારું દિલ દુભાવ્યું. અમને તેનું પૂરું દુઃખ છે. અમે તમને નુકસાનની ભરપાઈ કરવાને માટે આવ્યા છીએ, લઈ લો આ પંદર હજાર રૂપિયા.' એમ કહીને તે ગુજરાતી ભાઈઓના હાથમાં આપી દીધા. ગુજરાતી ભાઈઓએ આનાકાની કર્યા પછી મહાષ્ટ્રીયનોના વધારે આગ્રહ પર તે રૂપિયા સ્વીકારી લીધા.

આવી રીતે સર્વની લોકતાંત્રિક નિષ્ઠા અને રાષ્ટ્રભક્તિ વધારીને લોકનાથે સર્વત્ર ભડકતી આગને શાંત કરીને સ્વર્ગસરિતા વહેવડાવી જેની અસર આખાય રાષ્ટ્ર ઉપર પડી.

# ૬૧ | ચૂંટણી-પ્રચારમાં અનૈતિકતા = રાષ્ટ્ર માટે નરક

વિપિનચંદ્ર શર્મા એક સ્વતંત્ર ઉમેદવાર હતો. પરંતુ પહેલાં તે કોંગ્રેસની બાજુથી એમ. એલ. એ. ની ટિકિટ પર ઊભો રહીને બે ચૂંટણીઓમાં હાર્યો હતો. થોડી પુરાણી ઘોલમાલ હતી, થોડી નવી જાણકારી શરૂ કરી તિકડમબાજી કરવામાં તે પૂરો ઉસ્તાદ હતો. જો કે પ્રતાપગઢ જિલ્લામાં તેના પ્રતિસ્પર્ધી ૧૦ ઉમેદવાર ઊભા હતાં જેમાં ૫ વિભિન્ન રાજનૈતિક પાર્ટીઓની બાજુથી હતા અને ૫ સ્વતંત્ર રૂપથી હતા. બધા ઉમેદવાર પોતપોતાના દાવ-પેચ ચૂંટણી પ્રચારમાં ચલાવી રહ્યા હતા. પરંતુ વિપિનચંદ્રનો ચૂંટણી પ્રચારનો ઢંગ અનોખો હતો.

તેણે શહેરના થોડા દાદાઓને બસો-બસો રૂપિયાની લાલચ આપીને પોતાના પ્રચારના માટે ઊભા કર્યા, જે

તે પોતપોતાના તાલુકાના ગરીબ અને દબાએલા લોકોને ભય દેખાડીને વોટ માટે ઉશ્કેરી શકે.

તે પોતે હિંદુઓના મહોલ્લામાં આજે ભાષણ આપી રહ્યો હતો, 'હિંદુઓ! યાદ રાખો, હિંદુ ઉમેદવારને જ વોટ આપજો, તે તમારી બહેન–દીકરીઓની ઇજ્જત સહીસલામત રાખી શકશે. જો કોઈ અન્ય ધર્મના ઉમેદવારને પોતાનો વોટ આપી દીધો તો તમાકી બહેન–દીકરીઓની તે હાલત થશે જે મોગલ બાદશાહોના જમાનામાં થઈ હતી. સાવધાન, પોતાના અમૂલ્ય મતને તે હિંદુ ઉમેદવારને આપજો જે તમારી સુરક્ષાનો પ્રબંધ કરી શકે.'

લોકો પર તેનો ઘણો પ્રભાવ પડ્યો.

એક દિવસ વિપિનચંદ્રે બ્રાહ્મણોની મિટિંગ બોલાવી અને તેમાં ઉત્તેજના ભરવા લાગ્યો : 'ભાઈઓ! હું અમૂલ્ય વોટ તમારે બ્રાહ્મણને જ આપવો જોઈએ. જો જો ક્યાંય ભૂલ કરી ન બેસતા તમારું ભલું તમારો જાતિભાઈ જ કરી શકે છે.' સુનીતિકુમાર શર્માએ પ્રશ્ન કર્યો 'વિપિન! તું જાતિપાંતિના આધાર ઉપર લોકોને ઉશ્કેરી રહ્યો છે. આ ચૂંટણીનો અનૈતિક ઢંગ છે. તારે પોતાની વિશેષતાના બતાવવી જોઈએ.'

વિપિન : 'હું મારી પ્રશંસા મારા મોઢે જ કહું તેમાં શોભા નથી. હું તો તમને લોકોને એ જ કહેવા

ઇચ્છું છું કે આ દેશની સંસ્કૃતિની રક્ષા બ્રાહ્મણોએ જ કરી છે તે જ આ દેશની તેજસ્વી, બુદ્ધિમાન અને કાર્યકુશળ નેતા રહે છે એટલા માટે તમારે બધાને પ્રતિજ્ઞા લેવી જોઈએ કે અમે એક બ્રાહ્મણને જ પોતાનો મત આપીશું.'

સુનીતિકુમાર : 'બ્રાહ્મણોએ તો ભારતનો મોટો સત્યાનાશ નોતર્યો છે. જાતિવાદના નામ ઉપર તેમણે જ તો દેશમાં કરોડ લોકોને અછૂત અને લગભગ એટલા લોકોને મુસલમાન બનવાને તૈયાર કર્યા છે. એટલે તમે બ્રાહ્મણ જાતિના નામથી ચૂંટણી-પ્રચાર ન કરો. પોતાના ગુણોને આધારે જ કરો.'

આ ઉપર થોડા બ્રાહ્મણો ઉશ્કેરાઈ ગયા. તે સુનીતિકુમારને ખીજાવા લાગ્યા. સુનીતિકુમારના પક્ષમાં પણ થોડા વિચારક બ્રાહ્મણ ઊભા થઈ ગયા. બંનેમાં ઘણીવાર સુધી વાક્યુદ્ધ ચાલ્યું અને મારામારી થઈ. આની વચ્ચે રાજનેતા વિપિનકુમાર ધીરે રહીને ખસી ગયા.

શહેરમાં હરિજનોની સંખ્યા પણ વધારે હતી. તેનો વોટ લેવાને માટે વિપિનચંદ્રએ એક નવી યુક્તિ અપનાવી. એક જગ્યાએ દારૂની બોટલો લઈને એક હરિજન નેતાને પાંચસો રૂપિયા આપીને બેસાડી દીધો અને તેને કહી દીધું કે પહેલાં બધાં હરિજન સ્ત્રી-પુરુષોનાં વોટ મને અપાવવાનો પ્રયત્ન કરવો. હરિજન સ્ત્રી-પુરુષ

દારૂ પી પીને મતવાલા થઈને કહેવા લાગ્યાં : 'અમે તો વિપિનને જ વોટ આપીશું.'

અન્ય પ્રતિદ્વન્દ્વીઓમાં જે મુસલમાન અને હરિજન ઉમેદવાર હતા. તેમને મુસલમાનો અને હરિજનો પોતા-પોતાનો ધર્મ અને જાતિના આધારે ઉશ્કેરવાનું શરૂ કર્યું.

એટલામાં જ એક બાજુથી એક બાબા વિશ્વંભર-નાથ આવી પહોંચ્યા. તેમને કહેવાનું શરૂ કર્યું, 'જે ગાયોને કાપવાવાળી પાર્ટી છે કે જે ગોમાંસ ખાય છે, તે ઉમેદવારોને વોટ આપવો મહાપાપ છે. ગોરક્ષક ઉમેદવાર વિપુલચંદ્રને જ પોતાનો અમૂલ્ય મત આપજો."

આની વચ્ચે એક ઘટના બની. વિપિનચંદ્ર તિકડમબાજી કરીને એક મરેલી ગાય જેને કે પોતે જ પૈસા આપીને મરાવી હતી. હિંદુઓના મહોલ્લામાં ઊભી કરી દીધી અને લોકોને ભડકાવવા લાગ્યો. લોકો મરેલી ગાયને જોઈને ઘણા ઉત્તેજિત થયા અને લાકડીઓ લઈ લઈને પહોંચ્યા. મુસલમાનોનાં માથા ફોડવાં. મુસલમાનોએ તથા મુસલમાન ઉમેદવારોએ ઘણા જ વિનયપૂર્વક કહ્યું : 'અમે આ ગાય કાપી નથી. આ તો તમારા લોકોમાંથી કોઈ ઉમેદવારની ચાલ છે.'

પરંતુ ત્યાં કોણ સાંભળે ? ધર્માન્ધ હિંદુઓએ કેટલાંય મુસલમાનોનાં માથાં ફોડી નાંખ્યાં. મુસલમાનોને

ઘણો ગુસ્સો આવ્યો. તેમને પણ તલવારોથી કેટલાંયનાં મોત કર્યાં. પોલીસ અડધા કલાક પછી ઘટનાસ્થળ પર પહોંચી બંને પક્ષનાં કેટલાંક લોકોની ધરપકડ કરી અને ભીડને વીખેરવા માટે ટીયરગેસ છોડયો ત્યારે જ શાંતિ થઈ.

એક ઉમેદવારે કોંગ્રેસી ઉમેદવારના મકાનની પાસે દારૂની ખાલી બાટલો રખાવીને પોતાના ભાષણમાં ખોટો પ્રચાર શરૂ કર્યો : 'ભાઈઓ! દારૂડિયા ઉમેદવારને વોટ આપવો અધર્મ છે. કોંગ્રેસી ઉમેદવાર શરાબી છે. તેનો પ્રત્યક્ષ દાખલો તેના ઘરની પાસે દારૂની બાટલો છે. એટલે ભૂલમાં પણ પોતાનો વોટ શરાબીને આપતા નહીં.'

એક સામ્યવાદી ઉમેદવારે પોતાની વિશેષતા અને કાર્ય કરવાના ઢંગનો વિચાર કરવાના બદલે મજૂરોનાં કારખાનાંવાળાઓનાં વિરુદ્ધ ભડકાવવાનું શરૂ કર્યું : 'મજૂરો! તમારી જ કમાણી પર આ કારખાનાવાળા અને તેના બીજા પાર્ટીઓનો લોકો મહેફિલ ઉડાવી રહ્યા છે. આવા ભાઈબંધો વોટ આપવો નહીં જોઈએ. જે તમારો સાચો સેવક છે તેને જ વોટ આપજો. જે ઉમેદવાર સ્વતંત્રરૂપમાં ઊભા રહ્યા છે. તેનો કોઈ સિદ્ધાંત હોતો નથી. તેને વોટ દેવાથી શહેરની કોઈ પ્રગતિ થઈ શકશે નહીં.'

એક જગ્યાએ વિદ્યારામ ઉમેદવાર વોટના માટે એક એક પત્રિકા આપી રહ્યો હતો. લોકો હસતા હસતા તેના મોં ઉપર કહી રહ્યાં હતાં, 'વોટ તમને જ આપીશું.'

૧૫ માર્ચે વોટ આપવાની તારીખ હતી. કેટલાય ઉમેદવારોએ મતદાતાઓના માટે ટ્રકો અને લારીઓનો પ્રબંધ પોતાની બાજુથી કરી રાખ્યો હતો. ઘણા લોકો આનાકાની કરી રહ્યા હતા પરંતુ ઉમેદવારના એજંટ તેને જબરજસ્તીથી ટ્રકોમાં બેસાડવા ઇચ્છતા હતા. આ આ ઉપર એક જગ્યાએ રાજપૂત અને બ્રાહ્મણોમાં વિવાદ ચાલ્યો. અને મારામારી શરૂ થઈ ગઈ. બંને બાજુથી ગાળો ચાલુ થઈ ગઈ. આવી રસાકસીમાં ઘણા લોકોને ચોટ પણ આવી.

એક જગ્યાએ એક પાર્ટીનાં ઉમેદવારનાં સમર્થકો હાથમાં લાકડીઓ લઈને આમ રસ્તા ઉપર બેઠા હતા. તે પ્રત્યેકને મતદારને પૂછતા હતાઃ 'વોટ કોને આપશો ? જો જો અમારી પાર્ટી સિવાય કોઈને પણ આપ્યો તો તમારી ખોપરી રંગી નાંખીશું.' એકેને હા કહેવાને બદલે કંઈક વિરોધ કર્યો તો ચાર માણસ લાકડી લઈને તે બિચારા ઉપર તૂટી પડચા.

વિપિનચંદ્ર તે તિકડમથી વિજયી તો થયો; પરંતુ તેણે એમ. એલ. એ. બન્યા પછી લાંચ ખાધા સિવાય બીજું કોઈ સારું કામ ન તો તેની જાતિ માટે કર્યું કે

ન તો પોતાના નગર માટે કર્યું. આવી રીતે વિભિન્ન ભ્રષ્ટ ઉમેદવારો દ્વારા ચૂંટણી-પ્રચારમાં અનૈતિકતા વધતી જવાથી તે ભ્રષ્ટ ઉમેદવારોનાં જીતી જવાથી શહેર તો નરકનો અખાડો બની ગયો હતો. આખાય રાષ્ટ્રમાં તો અનૈતિકતાની લહેર વ્યાપી ગઈ. એક બાજુથી આખાય રાષ્ટ્રનાં માટે આવું અનીતિમય ચૂંટણી પ્રચાર નરક સિદ્ધ થયું.

## ૬૨ | ચૂંટણી–પ્રચારમાં શુદ્ધતા: રાષ્ટ્રનું સ્વર્ગ

દેવરિયા જિલ્લામાં ચૂંટણીનું આંદોલન જોરશોરથી ચાલી રહ્યું હતું. ચૂંટણી પ્રચારમાં કોઈપણ પ્રકારની ગડબડ ન થાય તેના માટે થોડા રાષ્ટ્રભક્ત યુવાનોએ જિલ્લા ભરનું પ્રતિનિધિત્વ કરવાવાળી એક સમિતિ બનાવી જેની શાખાઓ જિલ્લામાં જગ્યાએ જગ્યાએ સ્થપાઈ. તેનું નામ રાખવામાં આવ્યું– 'રાષ્ટ્રીય–ચૂંટણી શુદ્ધતા નિરિક્ષક સમિતિ.' તેના અધ્યક્ષ હતા પુરાણા ગાંધીવાદી નિઃસ્પૃહી રાષ્ટ્રસેવક–બાબા રાઘવદાસ.

એક દિવસ થોડા કોમવાદી લોકો બાબા રાઘવદાસની પાસે આવ્યા. અને પૂછવા લાગ્યા, 'બાબા! દેવરિયા જિલ્લો ઘણો પછાત છે. તેમાં હિંદુઓની બહુમતી છે. એટલે અમારો ખ્યાલ છે કે તમે હિંદુસંત

હોવાના સંબંધથી અમે હિંદુરાષ્ટ્રવાદી લક્ષ્મીનારાયણનો ચૂંટણી પ્રચાર કરવા દો અને તે આ પ્રદેશમાં જીતશે તો તેના એમ. એલ. એ. બની ગયા પછી આ જિલ્લાની ઘણી પ્રગતિ થઈ શકશે.'

બાબા રાઘવદાસ : 'આ જિલ્લામાં જેટલાં ક્ષેત્રોમાં ચૂંટણી થશે. તેમાં અનૈતિક, ભ્રષ્ટ તથા પ્રલોભનકારી ઉપાયો અપનાવવામાં આવે નહિ તેની પૂરી તપાસ કરવા અને આવા કોઈ પણ ભ્રષ્ટ ઉપાય અપનાવવાવાળાને રોકવાના હેતુથી અમે એક સમિતિ બનાવી છે. જે પૂરી ચોકસાઈની સાથે કામ કરશે. ચૂંટણી પ્રચારના સમયે જે કોઈ પણ પક્ષ તથા વ્યક્તિગત ઉમેદવાર જાતિ, કોમ, ધર્મ, સંપ્રદાય, ભાષા તથા પ્રાંતના નામથી લોકોને ઉશ્કેરીને પોતાનો કબ્જો સાબિત કરવા ઇચ્છશે તો તેને આ જિલ્લામા સભા કરવાની પરવાનગી આપવામાં આવશે નહીં. પ્રચારમાં ભ્રષ્ટ તથા અનૈતિક ઉપાયો અપનાવવામાં આવશે નહીં'.

આટલી સખત ચેતવણી પછી પણ એક દિવસ ત્રણ વ્યક્તિઓ પોતપોતાની પાર્ટીના ચૂંટણી પ્રચારના માટે આવ્યા. તેમાંથી એક હતાં પં. રમેશચંદ્ર ત્રિપાઠી, જે રામરાજ્ય પરિષદની બાજુથી ઉમેદવાર હતા. તેમણે આવતાંની સાથે જ દેવરિયાના મુસલમાનોની વિરુદ્ધ હિંદુઓને ઉશ્કેરવા લાગ્યા. બીજા વ્યક્તિ સખારામ

હતા, જે હલકી જાતિઓને દારૂ પીવડાવી તથા દરેક વોટના પાંચ પાંચ રૂપિયા આપીને વોટ આપવાનું કહી રહ્યા હતા અને ત્રીજી વ્યક્તિ હતા કામરેડ શશિભૂષણ જે અન્ય પાર્ટીના ઉમેદવારો ઉપર ખોટો આરોપ લગાડીને બધા લોકોને ભડકાવી રહ્યા હતા. આ ત્રણેય ચૂંટણી-પ્રચારકોને સમિતિના કાર્યકર્તાઓએ પ્રમુખ નાગરિકોની સાથે તે ત્રણેય સભા સ્થળો ઉપર પહોંચીને સભા કરવા માટે રોકયા અને સખત ચેતવણી આપી કે તમે આ જિલ્લામાં આ શરત ઉપર ચૂંટણીપ્રચાર કરી શકો છો કે તમે ચૂંટણીપ્રચાર સભામાં પોતાની જ પાર્ટીની વાતો કહો. બીજી પાર્ટી તથા વ્યક્તિની નિંદા તથા આલોચના ન કરો તથા ચૂંટણીના સમયે દારૂ પીવડાવવા પૈસા વગેરેનાં પ્રલોભન આપવાના ભ્રષ્ટ તરીકાથી અથવા જાતિ-ધર્મ વગેરેના નામથી લોકોને ન ઉશ્કેરો.'

આ ત્રણેય ચૂંટણી-પ્રચારકો અને તેના કેટલાક મિત્રોએ એ સમિતિનાં કાર્યકર્તાઓનો વિરોધ કર્યો અને કહ્યું, 'અમને સભા કરવાને રોકવા માટે તમને કોઈ અધિકાર નથી. અમે પોતાની મિટીંગ કરીશું.'

સમિતિના કાર્યકર્તાઓ અને દેવરિયાના પ્રમુખ નાગરિકોએ કહ્યું : 'અમે પૂર્વોક્ત શરત ઉપર જ સભા કરવા દઈ શકીએ છીએ. નહીંતર અમે તમારા વિરુદ્ધ સત્યાગ્રહ કરીશું. જનતા તમારો વિરોધ.' કરશે

એટલું કહેતાં જ બધી જનતા, જે પોતાના સાચા કાર્યકર્તાઓથી પ્રભાવિત હતી. સભામાંથી ઊઠીને જતી રહી. બીજી બે સભાઓથી જનતાએ વૉકઆઉટ કરી દીધા. ખોટી અને ભ્રષ્ટ ચૂંટણી પ્રચારકોની બિલકુલ દાળ ગળી નહીં.

એક દિવસ એક પુરાણા સંતપ્ત સેવાભાવી કોંગ્રેસી ઉમેદવાર અભિનન્દન જૈન, જે સ્વતંત્રતા સંગ્રામના જમાનામાં ઘણીવાર જેલમાં જઈ આવેલા હતા દેવરિયામાં પ્રચાર અર્થે આવ્યા તેમણે પૂર્વોક્ત ચૂંટણી સમિતિની સૂચનાઓ વાંચી. તેમણે સમિતિના કાર્યકર્તાઓને ચૂંટણીમાં ભ્રષ્ટાચારનો નાશ કરવા માટે તનતોડ મહેનત માટે ધન્યવાદ આપ્યા અને પોતાની વાત બતાવી તેમણે લોકતંત્રનો સિદ્ધાંત સમજાવતા કહ્યું : 'મને લોકતંત્રમાં પૂરી શ્રદ્ધા છે. અહિંસક હોવાના સંબંધે લોકતંત્રને અહિંસાના અત્યંત નિકટવર્તી માનું છું. સમસ્ત જાતિઓ, પ્રાંતો, ભાષાઓ અને સંપ્રદાયો પ્રત્યે તેમાં પૂરો સમભાવ છે, નિષ્પક્ષતા છે. અમારો રાષ્ટ્ર પ્રારંભથી જ બધાને અપનાવતો રહ્યો છે. અત્યારે પણ તેમાં અનેક ધર્મ સંપ્રદાય જાતિભાષા અને પ્રાંતોનાં લોકો રહે છે. દેશમાં સત્ય પ્રેમ અને ન્યાયની ત્રિવેણી લોકતંત્રના બહાને જ વહી શકે છે ત્યારે બધા પ્રકારની જનતા રાષ્ટ્રના પ્રત્યે વફાદારી રાખી શકે છે. આજ કારણ છે કે કોંગ્રેસે આ સિદ્ધાંતો ઉપર ચાલીને દેશને

આઝાદી અપાવી. આ આપણે આને જ તથા આના જ ઉમેરવારને જીતાડીને દેશ, પ્રાંત તથા જિલ્લાને સમૃદ્ધ તથા ધર્મપરાયણ બનાવવાં છે.'

જનતા, રાજનેતા અભિનંદન જૈનનું ભાષણ સાંભળીને ગદ્ગદ થઈ ગઈ. તે તેનાં દ્વારા થયેલી સેવાઓનાં પહેલાંથી જ પરિચિત હતી. બાબા રાઘવદાસ તથા તે સમિતિએ પણ તેમને જ મત આપવાની જનતાને પ્રેરણા આપી. આ ચૂંટણીમાં અભિનંદન જૈન વિજયી થયા. ચૂંટણી–પ્રચારની શુદ્ધતાના કારણે રાષ્ટ્રનું જીવન ભેદભાવ તથા ભ્રષ્ટાચારની નારકીય આગથી બચીને સ્વર્ગનાં સુખદ વાતાવરણની સ્પર્ધા કરવા લાગ્યા.

